"સ્ત્રીબોધ"નું-

# ચાર વર્ષનું બાળક.

તંત્રીઓઃ—

બહેન પુતળીબાઈ કાબ્રાજી.

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ,

બી. એ., એલ્. એલ. બી.

પ્રકાશકઃ—

જીવનલાલ અમરશી મહેતા,

મંત્રી—"સ્ત્રીબોધ અને બાળક"; અમદાવાદ.



શ્રી "વીરશાસન" પ્રિન્ટીંગ પ્રેસમાં શા. કેશવલાલ દલસુખભાઇએ છાપ્યું.

કાળુપુર ટંકશાળ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ ] ઈ. સ. ૧૯૨૪. [ પ્રત ૫૦૦.

કિંમત રૂ. એ.

# "બાળક" ઈ. સ. ૧૯૨૩—પુ. ૩ જાની

## અનુક્રમણિકા.

# "સ્ત્રીબોધ"

## ઇ. સ. ૧૯૨૩ ના પુ. ૬૭ ની

### અનુક્રમણિકા.



સૂચના—"સ્ત્રીબોધ અને બાળક"નાં પાકાં પુંઠાં બાંધેલાં થોડાંક પુસ્તકો ૪. સ. ૧૯૨૩ ની સાલના સિલકે છે.

ભેટના પુસ્તક "નીતિ-વચન" સાથે

કિંમત રૂ. ચાર. વિ. પી. પોસ્ટેજ ખર્ચ જુદું. લખો:—

મંત્રી—"સ્ત્રીબોધ"; અમદાવાદ.

# બાળક

પુસ્તક ૪ થું.] જાન્યુઆરી, ૧૯૨૩. [અંક ૧ લો.

મારા નાના ભાઈબંધો,

"બાળક" નિકળવાને આજે ચોથું વર્ષ બેસે છે. પહેલાં બે વર્ષ "બાળક" માં આઠ પાનાં જ હતાં, ત્રીજા વર્ષમાં સોળ પાનાં થયાં, અને આ વર્ષથી તો ચોવીસ પાનાં આપવાનાં છે. એટલે તમને જાત જાતના લેખો, વાર્તાઓ અને કવિતાઓ વાંચવાનાં વધારે મળશે. અમે આ વર્ષથી "બાળક" જુદું આપવાના હતા, પણ તમે બધાંયે તે માટે અમને લખ્યું નથી તેથી આ વર્ષે જુદું આપવાનું રાખ્યું નથી.

ગયા વર્ષમાં 'જાદુઇ બાગની વાતો' તમે પ્રેમ વાંચી. એ વાતો તમને ગમી હશે. આ વર્ષમાં તમારે માટે કવિ શામળભટ્ટની સુંદર વાર્તાઓ તૈયાર કરી છે. તમને સમજણ પડે તેવી ભાષામાં તે લખી છે. મૂળ વાતો તો કવિતામાં છે. તેમાંથી કેટલોક ભાગ કહાડી નાંખીને તમને વાતો કહીશું. વળી કોઇ કોઈ કવિતાઓ સરસ યાદ રાખવા જેવી હશે તો તે વાર્તાની સાથે આપીશું. તેમાંની લીટીઓ મોંઢે કરજો. આ વાર્તાઓ સાથે વળી નાની નાની ટુંકી વાતો તો દરેક અંકમાં આવશે જ. કોઇવાર તમારે ગાવા જેવી કવિતાઓ પણ આપીશું, અને જો તમને પસંદ પડશે તો બુદ્ધિબળના ઉખાણા આપવાની ગોઠવણ પણ કરીશું. પણ એક વાત યાદ રાખજો કે નિશાળનું લેસન મુકીને "બાળક" વાંચશો નહિ. તેમ તમે વાંચો તે વાતો પાછી તમારા નાનાં ભાઇને કહેજો. કદીએ એકલપેટા થવું નહિ. ચાલો હવે આ અંક વાંચવા મંડી જાવ.

લી. તમારો ભાઈબંધ
કેશવપ્રસાદ.

---

# પ્રાતઃસ્મરણ.

ઉઠી પ્રભાત સમયે સ્મરૂં વિશ્વનાથ,
વંદું નમી નમી મહેશ્વર જોડી હાથ;
વીતાવી રાત સુખમાં કરી જેમ રક્ષા,
આનંદમાં દિવસ તેમ વિતાવજો આ. ૧

સદ્‍બુદ્ધિ હે પતિતપાવન! નિત્ય આપો,
મ્હારા મલીન મનના મળ માત્ર કાપો;
સત્કાર્ય કંઈક મુજ હાથ કરાવ આજે,
આશીષ આપ ઉપયોગી બનું સમાજે. ૨

જગજીવન દયાળજી મોદી.

# ચકલી.

( રોળાવૃત્ત. )

ચકલી ચણ લઇ રોજ હોંશથી માળે આવે,
સંભાળે સહુ બાળ વ્હાલ તે પર બહુ લાવે.
બચ્ચાંનાં મુખમાંય મૂકે કણ માતા ભાવે,
મોટાં થાતાં બાળ ઉડતાં પણ શીખવાડે.
સંગે રાખી રોજ, ખેલ ચકલી એ ખેલે,
ઉડે જો કદી દૂર, પાસ 'ચીં ચીં' કરી તેડે.
મમતા ધરીને માત, રાતદિન પોષે કેવી ?
જગમાં બીજી પ્રીત, નોઈ ના માતા જેવી ! !

ધીરજ.

## પોપટજી.

બોલો પોપટજી મીઠા બોલ,
વ્હાલા લાગે ત્હારા બોલ;
મધુરા મધુરા બોલો બોલ,
સારા લાગે ત્હારા બોલ. ૧

પોપટ બોલે મીઠા બોલ,
હું પણ બોલું એવા બોલ;
માતા માને કાલા બોલ,
ખાવા આપે ઘી ને ગોળ. ૨

**જગજીવન દ. મોદી.**




અમદાવાદમાં એક શેઠ રહેતા હતા. પૈસે ટકે સુખી હોવાથી ઘેર નોકર ચાકર પણ હતા. એક વખત એવું બન્યું કે શેઠ નહાવા બેઠા હતા, તેવામાં એક નોકરે શેઠના ખીસામાંથી રૂ. ૧૦ ની નોટ ચોરી લીધી. શેઠે ખીસું તપાસ્યું ત્યારે માલુમ પડ્યું કે રૂ. ૧૦ ની નોટ ગુમ થઈ છે. શેઠ પોતે કાબેલ હોવાથી ચોરી પકડવાની એક યુક્તિ સુઝી. તેણે બધા નોકરોને ભેગા કર્યા. દરેકને ત્રણ ફુટ લાંબી લાકડી આપી અને કહ્યું કે જેણે ચોરી કરી હશે તેની લાકડી લંબાઈમાં બે ઈંચ વધશે. ચોરી કરનાર નોકરે વિચાર કર્યો કે જો હું બે ઈંચ લાકડી કાપી નાખું તો મારી લાકડીની લંબાઇ વધશે નહિ. આવા વિચારથી તેણે બે ઈંચ લાકડી કાપી નાખી. બીજે દિવસે જ્યારે શેઠે બધા નોકરોને બોલાવ્યા ત્યારે ચોરી કરનાર નોકરની લાકડીની લંબાઈ બે ઈંચ ઘટેલી જણાઈ ને તેથી ચોરી કરનાર પકડાઈ ગયો.

**જગદીશ્વર સકરચંદ શાહ.**




વિજયા મુંબઈ રહેતી હતી તે પોતાને પીયર રાજકોટ આવી ત્યારે એક દહાડો પોતાની બ્હેનપણી નર્મદાને મળવા ગઇ. વિજયા મુંબઈમાં ત્રણ ચાર વર્ષથી પોતાનો વર જે વકીલ હતો તેની સાથે રહેવાથી બહુ ચાલાક થઇ હતી. તેણે પોતાની ચાલાકી નર્મદાને દેખાડવાના વિચારથી કહ્યું, " નર્મદા બ્હેન, કાલે તમે મારે ત્યાં આવજો. હું તમને મુંબાઇથી લાવી છું તે જાદૂઈ પૂરી બતાવીશ. "

નર્મદા—જાદૂઈ પૂરી ! જાદૂઈ લાકડી અને જાદૂઈ ફાનસનાં નામ તો સાંભળ્યાં છે, પણ જાદૂઇ પૂરીનું નામ તો બાઈ આજે જ સાંભળ્યું.

વિજયા—તમે જોજો તો ખરાં. તે પૂરી બનાવવા માટે દશ હજાર માણસો તો કામે લાગ્યા હતા.

આ વાત સાંભળી નર્મદા બહુ આશ્ચર્ય પામી. દશહજાર માણસોએ બનાવેલી પૂરી તે કેવી હશે, તેના વિચાર તેને આવવા માંડ્યા. બીજે દહાડે તે વિજયાને ત્યાં વહેલી વહેલી ગઈ અને કહ્યું, " તમારી દશહજાર માણસોએ બનાવેલી પૂરી મને ઝટ બતાવો. " એટલે વિજયા કબાટ પાસે ગઇ અને તેમાંથી ચાર પૂરીઓ કાઢી એક રકાબીમાં મૂકી તેણે તે નર્મદાને આપી. એ જોઈ નર્મદાએ કહ્યું, " આ તમારી જાદૂઇ પૂરી ? અને આ દશહજાર માણસોએ બનાવેલી ? આ તો તમે પોતે બનાવેલી સાધારણ પૂરી જેવી પૂરી છે. તમે તો મને ખરેખર બનાવી ! "

વિજયા—તમે ઉતાવળાં થાવ માં. આ જ જાદૂઇ પૂરી છે, અને તેને બનાવતાં દશ હજાર માણસનો ખપ પડયો હતો.

નર્મદા—તે કેવી રીતે ?

વિજયા—આ પૂરીમાં ઘઉંનો લોટ છે. તે ઘઉં ખેડૂત વાવે, પછી મજૂરો લે, પછી ખળાંમાં તેના દાણા તૈયાર થાય અને પછી વેપારીને ત્યાં આવે. ત્યાંથી આપણે ઘેર મજૂરના માથાપર બેસીને આવે. ત્યાંથી આપણા અથવા નોકરના માથાપર બેસી સંચે દળાવા માટે જાય: ત્યાં એક માણસ દળે. તે સંચો વિલાયતમાં બનેલો છે, ને તે બનાવવા માટે ઘણા માણસો લાગ્યા હશે. વળી ખેડુતે ઘઉં વાવ્યા પહેલાં ખેતરને ખેડ્યું હશે તે માટે હળ વગેરે સાધનનો ખપ પડયો હશે, અને તે સાધનો બનાવવા માટે સુતાર અને લુહારનો ખપ પડયો હશે. વળી દળવાના સંચા અને ખેડુતના હળની કોશ લોઢાનાં બનેલાં હોય છે તે લોઢું ખાણમાંથી નીકળે છે અને તે ખોદી કાઢવા માટે અનેક માણસોનો ખપ પડે છે. વળી આ પૂરીમાં ખાંડ નાખી છે તે આફ્રીકા પાસેના મોરીસ્યસ બેટમાંથી આવે છે. ત્યા શેરડીનાં ખેતરોમાં અનેક મજૂરો કામે લાગે છે. પછી શેરડીની ખાંડ થાય છે અને તે ખાંડ આગબોટમાં ચઢી મુંબાઈ આવે છે. ત્યાં સુધીમાં ઘણા માણસોનો ખપ પડે છે. વળી આ પૂરીની અંદર જે ઘી છે તે પોરબંદરથી રેલ્વે રસ્તે મુંબાઈ આવે છે. તેમાં પણ અનેક માણસોની જરૂર પડી હશે. આ બધાનો હિસાબ કરી જુઓ અને તેમાં વળી નીચેની બાબતનો ઉમેરો કરો. આ પૂરી નળના પાણીમાં બાંધેલી છે. પાણીના કારખાનામાં, તેના સંચા જે વિલાયતમાં બને છે તે બનાવવાનાં કારખાનાંઓમાં, અને નળની ભુંગળીઓ ભુંગળાં બનાવવાનાં કારખાનાંઓમાં કેટકેટલા માણસો કામે લાગ્યા હશે તેનો વિચાર કરો. આ બધાનો સરવાળો કરો તો દશ હજાર તો શું પણ લાખ માણસ કરતાંયે વધી જશે.

આ સાંભળી નર્મદા ચકિત થઈ બોલી, "અહા! તમે તો ખરેખરી ચાલાકી વાપરી! તમે તો એક વખત મેં સાંભળ્યું હતું કે આપણને આખી દુનીઆની ગરજ પડેછે તેજ સાબીત કરી બતાવ્યું.*

જગતકિશોર.

* અંગ્રેજી ઉપરથી.

# શુદ્ધ ન્યાય.*

( લખનારઃ—રા. રા. નાગરદાસ ઇ. પટેલ. )

ગુજરાતમાં શુદ્ધ ન્યાય કરવા માટે મહારાજાધિરાજ સિદ્ધરાજની માતા મિનળદેવીનું નામ જાણીતું છે. ધોળકાના મલાવ તળાવને તેના ન્યાયની નિશાની તરીકે હજીએ બતાવવામાં આવે છે.

તે વખતે આશાવલ્લી નામના ગામમાં જગડુ મારવાડી અને ટેકચંદ નામના બે મિત્રો રહેતા હતા. જગડુ ઘણો જ પૈસાદાર હતો છતાં અતિશય મખ્ખીચુસ હતો. ટેકચંદ બીચારો ગરીબ હતો. એક વખત વેપારનો રંગ જામવાથી ટેકચંદ જગડુ પાસે કરજાઉ પૈસા લેવા ગયો. જગડુની દાઢ ટેકચંદની પત્ની.જે અત્યંત રૂપવતી હતી તેના ઉપર સળકેલી હોવાથી આ વખતે કોઇક યુક્તિથી ટેકચંદને પોતાના સકંજામાં લેવાનો વિચાર કર્યો. ટેકચંદ વ્યાજ તરીકે વેપારમાં તેને જે નફો મળે તેમાંથી અર્ધો ભાગ આપવાનું કબુલ કરતો હતો, પણ જગડુએ કહ્યું કે જો તે સાનમાં કાંઇક લખી આપે તો વ્યાજની તેને દરકાર ન હતી. 'અમુક દિવસે તેણે ધીરેલા રૂપીયા ન અપાય તો જગડુ ટેકચંદની જમણી આંખ લઇ લે,' આ રીતનું આબરૂદાર સાક્ષીઓ રાખીને બેઉ જણે લખત કર્યું, અને જગડુએ તેને રૂપીઆ આપ્યા.

તે લઇને ટેકચંદ ચાંપાનેર તરફ ગયો. ચાંપાનેર તે વખત ઉગતા વેપારીઓ માટે સુંદર સ્થાન હતું. થોડા વખતમાં તે ખૂબ પૈસા કમાયો. તેણે રૂપીયા જગડુને આપવા પોતાની સ્રીને મોકલી

* ઘણા જૂના કાળથી ઉતરી આવેલી પર્શીયન સાહિત્યની એક 'એમેસાનો કાઝી' નામની વાર્તા ઉપરથી ગુજરાતી સાહિત્યને અનુકૂળ પરિવર્તનો સાથે

દીધા હતા, પણ પોતે સંકડામણમાં હોવાથી તેણે જગડુને તે પૈસા ન ભરતાં ઘરકામમાં વાપર્યા. ટેકચંદે તો જાણ્યું કે જગડુનું દેવું પત્યું. ધીરે ધીરે તેણે પોતાનો વેપાર સંકેલી લીધો અને આશાવલ્લી તરફ જવા નીકળ્યો. તેની પાસે અઢળક પૈસો એકઠો થયો હતો. મહી નદી ઉતરી આગળ ચાલે છે તેવામાં જ તેને કોતરવાળા માર્ગમાં ચોરો મળ્યા અને તેમણે તેને લુંટી લીધો. તે જેટલી ગરીબ સ્થિતિમાં ઘેરથી નીકળ્યો હતો તેટલી જ ગરીબ સ્થિતિમાં તે પાછો ફર્યો.

જગડુ પહેલે દિવસે તેની ખબર પુછવા આવ્યો ટેકચંદે બધી વાત તેને કહી. બીજે દિવસે જગડુ પૈસા અથવા સાનની વસ્તુ માગવા આવ્યો. ટેકચંદે પૈસા ન ભરાયાની વાત જાણી હતી, છતાં તે ઘણી જ આનાકાની કરવા લાગ્યો. બેઉને તકરાર થઇ, સરપંચ પાસે ફરીયાદ ગઇ અને જગડુના લાભમાં ચુકાદો થયો. ટેકચંદ એકનો બે ન થયો. તેણે હઠ પકડી. તે ધોળકામાં જઈ, મીનલદેવી જે ન્યાય આપે તે મુજબ વર્તવા તૈયાર હતો. જગડુએ પણ એ વાત માન્ય રાખી. બેઉ જણ ત્યાંથી ધોળકે જવા નીકળ્યા.

રસ્તે જતાં એક ભરવાડ વાછરડાંનું ટોળું લઇને જતો હશે. તેમાંથી એક વાછરડું નાસી છુટેલું તે ટેકચંદ અને જગડુની સામે સામે દોડયું આવતું હતું. પાછળ ભરવાડ પણ ધસમસ્યો આવતો હતો. ભરવાડે વાછરડાને પાછું વાળવા વિનંતી કરી. તે ઉપરથી જગડુએ પોતાના બે હાથ ઉંચા કરી ઘાંટો પાડયો અને ટેકચંદે ઢેફું લઇને ફેંક્યું. ભોગજોગે ટેકચંદના ઢેફામાં ધારદાર ઠીકરી આવી જવાથી વાછરડાની આંખ ફુટી ગઈ. ભરવાડ આવીને ટેકચંદ પાસે વાછરડાની કિંમત માગવા લાગ્યો. જગડુએ તેને સમજાવ્યો કે, તેનું લેણું પત્યા પછી જ તે પોતાની નુકસાનીની રકમ અદા કરી શકે એમ છે. આ ઉપરથી ભરવાડ પણ એ બેઉની સાથે ધોળકાને રસ્તે ચાલ્યો.

આગળ ચાલતાં એક ગામ આવ્યું. એક ઓળખીતાને ત્યાં બધાએ મુકામ કર્યો. રાત્રે તેમને અગાસીમાં સુવાનું ઠરાવ્યું. થોડી રાત ગઇ એટલામાં 'ચોર ચોર' એવી એમ બૂમ પડી એટલે ટેકચંદ સફાળો ઉઠ્યો અને અગાસીએથી ભોંયે કુદી પડ્યો. કમનસીબે તે એક ઘરડા માણસ ઉપર પડ્યો અને તેના એકદમ પડવાથી તે બીચારો ચગદાઇને મરી ગયો. બુઢ્ઢાના બે દીકરાઓએ તેને મારવા લીધો, પણ જગડુ અને ભરવાડે તેને બધી હકીકત કહી ન્યાય માટે **મી**નલદેવી પાસે પોતાની સાથે આવવાનું કહ્યું. તેમણે તે કબુલ કર્યું.

આગળ ચાલતાં ચાલતાં એક ગાડીવાનનો બળદ ગળીયો થઇ બેસી ગયો હતો. પેલા ખેડુતે બધાને જોઇ પોતાને મદદ કરવા વિનંતિ કરી. કોઇએ ગાડાનું ધુસરૂં ઉંચું કર્યું, કોઇએ પરોણા માર્યા, કોઇએ ચઢો ઉચો કર્યો. ટેકચંદે બળદનું પૂછડું ઝાલીને ઉભો કરવા માંડ્યો. બળદ ઉભો થયો પણ પૂછડે લોહી નીકળ્યું અને પૂછડું જણાયું નહિ. આથી ખેડુતે બૂમ પાડી કે બળદનું પૂછડું ટેકચંદે ખેંચી કાઢી ફેંકી દીધું અને બળદને નકામો કરી મૂક્યો. તે તો બળદની પુરેપુરી કિંમત માગવા લાગ્યો. કારણ કે પૂછડા વગરનો બળદ તેને શા કામમાં લાગે ? પેલા બધાઓએ તેને ટેકચંદની સ્થિતિ સમજાવી, અને પોતાની સાથે ઘોળકે લીધો.

થોડા વખતમાં તેઓ બધા ધોળકામાં આવી પહોંચ્યા, અને **મી**નલદેવી પાસે રજુ થઇ અદલ ઇન્સાફ માગવા લાગ્યા. **મી**નલે તેમને એક પછી એક પોતાની ફરિયાદો રજુ કરવાને કહ્યું. એટલે જગડુએ પોતાના લખતની વાત કરી. **મી**નલે કહ્યું, ભલે ત્યારે ત્હારી છરીવડે લખત મુજબ તું ટેકચંદની આંખ કાઢી લે, પણ તેમ કરતાં લોહીનું એક પણ ટીપું પડવું ન જોઈએ. કારણ કે લખતમાં એ શરત નથી. તું ખુશીથી એની એકજી આંખ જ કાઢી લે. આ સાંભળી જગડુ ગભરાયો અને પોતાની

ફરીયાદ પાછી ખેંચી લેવાનું કહ્યું. મીનલે જણાવ્યું કે ગરીબ બીચારા ટેકચંદને આટલો બધો ત્રાસ આપ્યા પછી દાવો પાછો ખેંચી લેવામાં આવે તો તેને થયેલા ત્રાસનો બદલો દંડથી વાળી આપવો જોઇએ. માટે તારે બસો રૂપીયા નુકસાની બદલ ટેકચંદને આપવા. જગડુએ તરત જ દંડની રકમ ગણી આપી.

હવે ભરવાડનો વારો આવ્યો. વાછરડાની કિંમત પૂછતાં તેણે દશ રૂપીયા કહ્યા. એક આંખ ગઇ તેની નુકસાનીના એણે દશ રૂપીયા અપાવવાને મીનલ પાસે દાવો કર્યો હોવાથી મીનલે વાછરડાના બરાબર બે ભાગ કરવા કહ્યું, અને કાણી આંખવાળો ભાગ ટેકચંદને આપવો ને અર્ધા ભાગની અર્ધી કિંમત ટેકચંદે ભરવાડને આપવી એવો હુકમ કર્યો. ભરવાડ આ સાંભળી ગભરાયો. આમ થાય તેના કરતાં કાણા વાછરડાને નાખી દેતાંયે આઠ નવ રૂપીયા તે ઉપજાવી શકે તેમ હતું, એટલે તેણે પોતાની ફરિયાદ પાછી ખેંચવાની રજા માગી. મીનલે તેને નુકસાની અને ખોટી તકલીફ આપ્યા બદલ ટેકચંદને વીશ રૂપીયા આપવાની શરતે તેમ કરવાની રજા આપી.

પેલા બે છોકરાઓની વાત સાંભળી મીનલે કહ્યું કે તમે સામસામી અગાસી ઉપર ચઢો, અને ટેકચંદ નીચે સુઈ જાય. પછી તમે બેઉ ભાઈ એકી વખતે એના ઉપર પડો, અને એને મારી નાંખો. કારણ કે તમે તમારા બાપનું વેર વાળવા અને ટેકચંદનો જીવ લેવા માગો છો. આથી હરખભેર બેઉ જણ અગાસી ઉપર ચઢયા તો ખરા, પણ જ્યાં પડવાની વાત આવી ત્યાં ભડકયા. રખેને આપણે જ નીચે પડી છુંદાઇ મરી જઇએ! એટલે તેમણે પણ ટેકચંદ સામે વેર લેવાની ઇચ્છા નથી એમ કહ્યું, એટલે મીનલે નુકસાની બદલ ટેકચંદને દોઢસો રૂપીયા આપવા હુકમ કર્યો. કારણ કે તેણે માર પણ ખાધો હતો અને હૃદયની મહા વ્યથા સહન કરી હતી.

છેલ્લો આવ્યો પેલો ખેડુત. તેની વાત સાંભળી મીનલે હુકમ કર્યો કે પોતાના રથના ખાસ બળદોમાંથી એકનું પૂંછડું

પકડી ખેંચી કાઢ્યું," અને એ રીતે તેણે પોતાનું વેર વાળ્યું. તેણે રથના બળદનું પૂંછડું ઘણું જ જોરથી ખેંચ્યું, એટલામાં ધડાધડ ચાર પાંચ લાત બળદે ચોઢી કાઢી. ગાડીવાન લાતો ખાઈને મૂર્છા ખાઇ પડી ગયો. જ્યો ત્યારે તેણે કહ્યું કે મારા બળદનું પૂંછડું જે ટુંકું હતું, અને તેના મૂળ આગળ જે રસોળી હોવાથી તે ખેંચાઈને લઈને લોહી નીકળ્યું હતું. મીનલે તેને ખોટો દાવો રજુ કરવા માટે સો રૂપીયા દંડ કર્યો અને તે દંડની રકમ ટેકચંદને અપાવી.

સુખ અને દુઃખ ગાડીના ચક્ર પેઠે ઘડીમાં નીચે આવે છે અને ઘડીમાં ઉપર આવે છે, એ કહેવું ટેકચંદની બાબતમાં અક્ષરે અક્ષર સાચું પડયું, અને તે સુખી થયો એ કહેવાની જરૂર છે?

---

# રાજા સાહેબની કસરત.

ઉત્તર હિંદુસ્થાનમાંના એક સંસ્થાનનો રાજા હંમેશાં માંદો રહેતો હતો. એકવાર તેને પેટમાં દુ:ખવાનો રોગ થયો. ખાવાનું ભાવે નહિ, શરીરમાં હોંશિયારી નહિ, અને શરીર નબળું પડવા માંડ્યું. ડાકટરે કડવાં ઓસડ પીવા આપ્યાં, વૈદ્યે આટણ ચટાડ્યાં, અને હકીમે ગુલાબજળમાં દવા આપી; પણ કાંઈ ફેર પડ્યો નહિ. પડે કેવી રીતે? રાજા સાહેબ કસરત શું તે તો જાણતા પણ ન હતા. ખાવું, પીવું, ગાદી પર બેસવું, આળોટવું, હિંચકા પર ઝુલવું, અગર ગાડીમાં બેસી ફરવા જવું એટલુંજ તે જાણતા હતા. ખાધેલું પાચન કરવા માટે જે મહેનત કરવી જોઈએ તે તે સાહેબ કરતા નહિ. કસરત કર્યા સિવાય દવાથી ફાયદો નથી થવાનો, એ વાત કાંઈ વૈદ્ય, ડાકતર કે હકીમની જાણ બહાર ન હતી; પણ રાજા સાહેબને ખરી વાત કહેવાની હિંમત તે લાલચુઓની ચાલી નહિ. કારણકે તેઓ એમ સમજતા કે, જો રાજાસાહેબને કસરત કરવી ગમશે નહિ તો ગુસ્સે થઇ દવા બંધ કરશે, અને આપણને મળતા પૈસા પણ બંધ થશે! આ કારણથી કોઇએ પણ કસરત કરવાની સલાહ આપી નહિ. છેવટ એક બહાદુર સાચું કહેનાર વૈદ્ય આવ્યો. તેણે રાજા સાહેબને સમજણ પાડી કે તમને ખાધેલો ખોરાક પચતો નથી તેથી કસરત કર્યા સિવાય એકલી દવાથી જ આરામ થવાનો નથી. રાજાસાહેબને વૈદ્યનું કહેલું સાચું લાગ્યું, અને હંમેશાં નિયમિત કસરત કરવાનું કબુલ કર્યું. પણ કસરત કરવી કઈ જાતની? કુસ્તી કરવી, દંડ પીલવા, જોર કહાડવું, મગદળ ખેલવા, વગેરે કસરતનું રાજાસાહેબ આગળ નામ પણ ના લેવાય! કારણ કે જેને પોતાના

પગથી ચાર પગલાં ચાલવાનું પણ ન બની શકે, તેનાથી એવી કસરત કેવી રીતે થાય ? છેવટે તે સાચું બોલનાર વૈદ્યે એવો ઠરાવ કર્યો કે, રાજાસાહેબે દરરોજ સાંજે પોતાના મહેલની પાછળના ભાગમાં સાયકલપર બેસી પંદર મિનીટ ફરવું. આ નક્કી થયું, સાયકલ આણી, અને સાંજે સાડાપાંચ વાગ્યાના શુમારે રાજાસાહેબની સવારી કસરત કરવા નીકળી. નોકરોએ ઉંચકીને તેમને સાયકલપર બેસાડયા. તાપ લાગે તેથી સાયકલપર એક છત્રી બાંધવામાં આવી. રાજાસાહેબને મિનિટે મિનિટે હુક્કો પીવાની ટેવ તેથી હુક્કો સાથે લીધો. રાજાસાહેબે સાયકલના હાથા હાથમાં પકડયા, પણ હવે નીચે પૅડલ ઉપર પગ મૂકી પૈડાં ફેરવવામાં કોણ મદદ કરે ? રાજાસાહેબે પોતાના પગ સાયકલના આગલા પૅડલ ઉપર મૂકી પાછળથી નોકરને સાયકલ ધકેલવા કહ્યું.

આવી રીતે ચાર પાંચ દિવસ કસરત કરી, પણ કંઇ ગુણ જણાયો નહિ. તેથી રાજાસાહેબે વૈદ્યે પોતાને ફસાવ્યા, તે ગુન્હા બદલ તેને હદપાર કર્યો.

આ તે કસરત કે કસરતની મશ્કરી, એ એકાદ નાનો છોકરો પણ કહી શકે. વાત વાંચીને બાલમિત્રો તો પેટ પકડીને હસશે અને કહેશે કે આ રાજા કેટલો મૂર્ખ ! પણ આ મૂર્ખપણું આપણામાં છે કે કેમ એ આપણે પણ મનમાં વિચારવું જોઇએ. લોકો કસરત માટે ચાલતા ફરવા જાય છે. મિત્રોની ટોળી સાથે રમત ગમત કરતાં, ગપ્પાં મારતાં, કલાક અર્ધો કલાક ફરી આપણે કસરત કરી એમ સમજી ઘેર જાય છે. તેમને ખુલ્લી હવામાં ફરવાથી થોડો ફાયદો મળે છે, એ વાત ખરી છે; પણ શું તે ખરેખરી કસરત છે ? કસરતથી સ્નાયુ ઢીલા થવા જોઇએ, શરીરમાં ગરમી આવવી જોઈએ, પરસેવો આવી તેની સાથે શરીરનો ઝેરી પદાર્થ બહાર નીકળવો જોઈએ. આ વગેરે જે ક્રિયાઓ શરીરને નિરોગી અને બળવાન બનાવે છે તે ઉપર જણાવ્યા પ્રમાણે ફરવાથી બની શકે ? જો નહિ, તો ઉપરની રાજાસાહેબની વાત પ્રમાણે આપણે પણ કસરતની મશ્કરી કરી ખરી કસરત કરતા નથી.

કસરત માટે ફરવા જતી વખતે શરીર ટટાર સીધું રાખવું જોઈએ, ઉત વળગી ચાલવું જોઈએ, મ્હોં બંધ રાખી માત્ર નાકથીજ શ્વાસ લેવો અને મૂકવો જોઇએ, અને બીજી કોઈપણ જાતનો મનમાં વિચાર ન લાવતાં, કસરતમાંજ મન રાખવું જોઇએ. આમ કરીએ તોજ કસરતથી પુરો ફાયદો મળે છે. આ વાત દરેક બાળકોએ ધ્યાનમાં રાખી કસરતની મશ્કરી ન કરતાં ખરી કસરત કરતાં શીખવું.

**ડૉ. મોહનલાલ જગન્નાથ પાઠક.**

---

# પરગજુ લક્ષ્મી.

એક દિવસ સાંજે નિશાળમાં રજા થઈ તે વખતે નિશાળના રસ્તા ઉપર એક ઘરડો ડોસો બેઠો બેઠો ભીખ માગતો હતો. તે ડોસો આંધળો અને ચાલવાને પણ અશક્ત હતો. તેની પાસે કેટલાંક છોકરાઓ તથા છોડીઓ ઉભાં હતાં.

આ વખતે એકદમ પવનનો સપાટો આવ્યો અને તે ડોસાની ટોપી ઉડી ગઇ. ડોસો બિચારો રડવા લાગ્યો અને પોતાની ટોપી લાવી આપવાને પાસે ઉભેલા છોકરાંઓને તેણે આજીજી કરી; પરંતુ કોઈએ તે ઉપર ધ્યાન આપ્યું નહિ. કારણકે તેમને ટોપી ઉડી જતી જોવામાં બહુ મજા પડતી હતી.

તે વખતે એક આઠ વર્ષની છોડી દોડતી દોડતી ત્યાં આવી. પેલો ડોસો તેને કહે તે પહેલાં તો તે ટોપી લેવા માટે દોડી ગઈ. તે ટોપી લાવી, પોતાની ઓઢણીના છેડા વડે તેને લુછી નાખી અને પછી પેલા ડોસાને તે આપી.

"ભલી છોકરી ! ભગવાન તારૂં ભલું કરશે." એમ કહી ડોસાએ તેણીને આશિર્વાદ આપ્યો. છોકરાંઓ પોતાને ઘેર ચાલ્યાં ગયાં; પણ આ સઘળું તેમના માસ્તરે બારીમાં ઉભા ઉભા જોયું હતું.

બીજે દિવસે સઘળાં છોકરાંઓ નિશાળે આવ્યાં. માસ્તરે લેસન પુરૂં થયા પછી સઘળા વિદ્યાર્થીઓને ભેગા કરી પેલા ઘરડા ડોસાની વાત કહી સંભળાવી અને લક્ષ્મીનાં વખાણ કર્યાં.

પછી પોતે ઉભા થયા અને લક્ષ્મીને પોતાના મેજમાંથી એક ચોપડી કાઢીને ઇનામમાં આપી. તેમાં લખ્યું હતું કેઃ—

"પરોપકારનાં નાનાં કાર્યો પણ દુનિયાને સ્વર્ગમય બનાવે છે."

જે છોકરા અને છોડીઓ તે વખતે ઉભાં ઉભાં હસતાં હતાં અને ટોપીને ઉડી જતી જોવામાં મજા માનતાં હતાં, તેઓ ભોંઠાં પડ્યાં અને શરમાયાં.

બચ્ચાંઓ ! તમે આવાં પરોપકારનાં કાર્યો કરતાં શીખશો કે ?

**મનુભાઇ જોધાણી.**

કવિ શામળભટ્ટની

# સિંહાસન બત્રિસીની વાર્તાઓ.

પ્રિય બાળકો, તમે તમારી વાંચનમાળામાં કવિ શામળભટ્ટનુ નામ વાંચ્યું હશે, તથા તેમની કવિતાઓ પણ ભણ્યા હશો, પણ તેમણે તો કવિતાની મોટી ચોપડીયો લખી છે, એ બધી કવિતાઓમાં. તમને નાની ઉંમરમાં તેમાં સમજણ પડે નહિ. શામળભટ્ટે સિંહાસન બત્રિસી નામની એક વાર્તાની ચોપડી કવિતામાં લખી છે. 'તેને બત્રીસ પુતળીની વાર્તા' એમ પણ કેટલાએક લોકો કહે છે. એ વાર્તાઓમાં માળવાના રાજા વિક્રમના પરોપકારી કામનું વર્ણન આવે છે. આ વિક્રમ રાજાનોજ સંવત આપણે ત્યાં અત્યારે ચાલે છે. શામળભટ્ટની આ વાર્તા હું તમને જરાક ટુંકી કરીને તથા તમને સમજણ પડે તેવી રીતે કહીશ. તમે મોટા થાવ, અને વધારે ભણો, ત્યારે શામળભટ્ટે પોતે લખેલી આ વાર્તાઓ તમે વાંચજો. ચાલો ત્યારે હું તમને એ વાર્તાઓ કહેવા માંડું.

## (૧) રાજા ભોજ અને સિંહાસન.

શામળ કહે હુ મંદમતિ, ઇચ્છું મોટું કાજ;
વિક્રમાર્ક મહિમા કહું, રાખો મારી લાજ.

આમ વિવેકના બોલ કહીને કવિ શરૂઆતમાં ગણપતિ વગેરે બધા દેવોની સ્તુતિ કરે છે તથા તે સાથે ખેડા જીલ્હાના સિંહુજ ગામના રહેવાશી પટેલ રખીદાસે પોતાના ઉપર ઉપકાર કરી પુસ્તક પ્રસિદ્ધ કરવામાં મદદ કરી હતી તે વાત પણ લખે છે. ત્યાર પછી તે પોતાની વાર્તા શરૂ કરે છે.

માળવા દેશમાં ધારાનગરી નામે એક મોટું શેહેર હતું. ત્યાં ભોજ નામે રાજા રાજ કરતો હતો. આ નગરને એકસો દસ દર-

વાળા હતા; બત્રીસ બારીયો હતી; પંચાણું પરાં હતાં; પંદર રસ્તાઓ હતા; પાણીના ઘણા ઘાટ હતા; બસોબાર કુવા ને વાવો હતી; અને તે નગરમાં ભાતભાતના લોક બહુ સુખથી રહેતા હતા. રાજાના દરબારમાં પંદરસે વિદ્વાન પંડિતો રહેતા હતા, અને વળી જે કોઇ માણસ નવી કવિતા રચી લાવતું હતું તેને રાજા ભોજ મોટું ઇનામ આપતો હતો. કવિ માઘ અને કવિ કાળીદાસ જેવા વિદ્વાન્ કવિઓ પણ આ દરબારમાં હતા. આ ભોજરાજાના નગરમાં એક ગરીબ પણ પવિત્ર બ્રાહ્મણ રહેતો હતો. તેનો એક સોની ભાઇબંધ હતો. એક દિવસ આ સોનીએ તે બ્રાહ્મણને કહ્યું કે, ચાલ આપણે કંઈ પરદેશ જઇએ, અને ત્યાંથી બહુ ધન કમાઇ લાવીએ. જો મોટા મહેલ અને હવેલીઓ બાંધવી હોય તો પરદેશ ગયા વગર છુટકો નથી. બ્રાહ્મણને પણ આ વાત સાચી લાગી, અને પોતાની સ્રીને સમજાવી. પછી તે અને પેલો સોની થોડે દિવસે પરગામ જવા નીકળ્યા. ફરતા ફરતા દરિયા-કીનારેના કનકપુર નામે એક ગામમાં તે આવ્યા. ત્યાં વિજયપાળ નામે રાજા રાજ કરતો હતો. ત્યાં આગળ તે બ્રાહ્મણે નિશાળ માંડી. રાજાને તે વાતની ખબર પડી એટલે તેણે બ્રાહ્મણને બોલા-વ્યો. બ્રાહ્મણને પછી પોતાને ઘેર રાખ્યો ને પોતાનાં બાળક ભણાવવાને સોંપ્યાં. એમ કરતાં કરતાં બાર વરસ થયાં. સોનીએ પણ આ અરસામાં સારા પૈસા એકઠા કર્યા હતા. તેને પોતાને ગામ જવાનો વિચાર થયો. તે વાત જાણી એટલે બ્રાહ્મણને પણ ઘેર જવાનું મન થયું, તે રાજાજીની રજા લેવા ગયો એટલે રાજા-જીએ કહ્યું કે, તમારે જાતે ઘેર જઈને શું કામ છે ? તમારા મિત્ર ઉપર વિશ્વાસ હોય, તો હું તમને ધન આપું તે તમારી સ્રીને મોકલી આપો. બ્રાહ્મણ કહે કે. મિત્રને લીધે તો હું અહિં આવ્યો છું. મને એના ઉપર પુરો વિશ્વાસ છે.

રાજા કહે કે, એ જાતનો સોની છે:

" ભૂપત કહે સાંભળ રે બ્રહ્મ, કહું સોની કેરૂં કર્મ,
" તસ્કર સો તણો સરદાર, કોડ વસા જાણો સોનાર.



સિંહાસન બત્રિસીની વાર્તાઓ. [પૃ. ૧૯

ભોજરાજાએ પગ પાછો ખેંચી લીધો, અને હાથ જોડીને બોલ્યો.

" સોની તણો વિશ્વાસ જ કરે, તે ડહાપણ પોતાનું હરે;
" મોકલશે ધન આપી જેહ, ક્ષેમ કુશળ પહોંચે નહિ તેહ. "

તો પણ બ્રાહ્મણે તો કહ્યું કે, મારા મિત્રનો મને પૂરો વિશ્વાસ છે. એટલે રાજાએ તેને ચાર કિંમતી રત્ન આપ્યાં. આ રત્ન બ્રાહ્મણે પેલા સોનીને આપીને કહ્યું કે, "ભાઈ મારી સ્ત્રી દુઃખમાં દિવસ ગાળતી હશે તેને આ ચાર રત્ન આપજે." સોની રત્ન લઇ વિદાય થયો. રસ્તામાં તેને વિચાર આવ્યો કે, આ રત્ન હું બ્રાહ્મણીને નહિ આપું તો કોણ જાણનાર છે? પોતાને ગામ પહોંચ્યા પછી તે સોનીએ ગામના ચાર પટેલીઆને બોલાવી તેમને લાંચ આપી, અને કહ્યું કે તમારે હમેશાં એમ સાક્ષી પૂરવી કે મેં ચાર રત્ન બ્રાહ્મણીને આપ્યાં છે. પછી તે બ્રાહ્મણને ઘેર ગયો અને કહ્યું કે મારૂં નશીબ તો પરદેશમાં ઉઘડ્યું, પણ બિચારા બ્રાહ્મણને હજી નશીબે યારી આપી નથી. પણ એ જ્યારે ઘણું ધન કમાશે ત્યારે પાછો આવશે. એમ કહી તેણે બ્રાહ્મણીને ચાર હુણ (એક જાતના સિક્કા) આપ્યા; અને કહ્યું કે મારી સાથે તારા પતિએ આ ચાર હુણ મોકલ્યા છે તે હું તને આ પંચ દેખતાં આપું છું. સોની ત્યાર પછી પોતાને ઘેર ગયો, અને બીચારી બ્રાહ્મણીના ચાર હુણ તો જોતજોતામાં ખરચાઇ ગયા. પેલો બ્રાહ્મણ તો પોતાનું કામ કર્યા કરે છે. થોડે દિવસે રાજાના પુત્રો ભણી રહ્યા, એટલે તેણે રાજાજી આગળ હાથ જોડી પોતાને ઘેર જવાની રજા માગી. રાજા પણ તેના કામથી સંતોષ પામ્યા હતા. તેમણે ખુશીથી તેને જવાની રજા આપી, અને કહ્યું કે મેં આપેલાં ચાર રત્ન તમે તમારે ઘેર મોકલ્યાં છે તેમાંથી અખુટ ધન આવશે તે તમે નિરાંતે ભોગવજો. બ્રાહ્મણ પોતાને ગામ ગયો, એટલે તેને જોઈ તેનાં સગાં વહાલાં બહુ આનંદ પામ્યાં. ભાઇબંધ દોસ્તદાર બધા મળવા આવ્યા. પેલો સોની પણ મળવા આવ્યો અને મોડી રાત સુધી વાતો કરી. બધાના ગયા પછી બ્રાહ્મણે પોતાની વહુને પૂછયું કે મેં "તને સોની સાથે ચાર રત્ન મોકલ્યાં હતાં, તોપણ તું આમ દુઃખમાં કેમ જીંદગી ગાળે છે? હવે તે રત્ન કાઢ, અને આપણે તે

વેચી છોકરાં પરણાવીયે, હવેલીઓ બંધાવીએ, અને મહારૂદ્ર આદિ ધર્મદાન કરીયે." બિચારી બ્રાહ્મણી તો આ સાંભળીને વિચારમાંજ પડી ગઈ કે આ રત્નની શી વાત કરે છે!! તેનું આવું મુખ જોઈ બ્રાહ્મણે તેને પૂછ્યું કે સોનીએ તને રત્ન આપ્યાં હતાં કે નહિ? બાઈયે ના કહી એટલે તે નિરાશ થઈ ગયો, અને તરતજ પેલા સોનીને ઘેર ગયો. ત્યાં જઈ તેણે સોનીને કહ્યું કે, "ભાઈ, તેં બહુજ સારી અક્કલ વાપરી અને સ્ત્રી-જાત જાણીને મારી પત્નીને તેં મેં આપેલાં રત્ન આપ્યાં નહિ તે પણ ઠીક કર્યું." સોની કહે કે, "ભાઈ, તું મારે ગળે કેમ પડે છે? મેં તો રત્ન તારી સ્ત્રીને તરતજ આપી દીધાં છે, અને વળી ચાર સાક્ષી પણ રાખ્યાં છે." આ ઉપરથી તકરાર આગળ ચાલી અને બ્રાહ્મણે દરબારમાં ફરીયાદ કરી. સોનીયે પેલા પંચને સાક્ષીમાં મૂક્યા અને તેમનાં પુરાવા ઉપરથી રાજાએ ઠરાવ્યું કે રત્ન તો બ્રાહ્મણીને મળ્યાં છે. પછી ખોટી ફરીયાદ કરવા માટે બ્રાહ્મણ તથા બ્રાહ્મણીને દેશનિકાલ કર્યાં. તેઓ બિચારાં નિરાશ થઈને ગામ બહાર ચાલ્યાં. હવે આ ગામની બહાર એક ટેકરો હતો. તે ટેકરા ઉપર એક રબારીનો છોકરો બેસતો હતો. તેને વિષે એમ કહેવાતું હતું કે તેની જાતમાં અક્કલ ઓછી હતી; પણ તે ટેકરાનું સત એવું હતું કે તે છોકરો ખરેખરો ન્યાય તોળતો હતો. તેની સાથે ગામનાં અઢારે વર્ણના બાળકો રમત રમતા હતા. આ બ્રાહ્મણ અને બ્રાહ્મણી તે ટેકરા આગળ થઈને રડતાં રડતાં જતાં હતાં. તેમને જોઈને પેલા બાળકો તેમને ગોવાળ પાસે લઈ ગયા. બધી હકીકત સાંભળી એટલે બધા છોકરાઓ ગામમાં દોડયા અને સોનીને તથા પંચના માણસોને બોલાવી લાવ્યા. સોનીયે પોતાની હકીકત કહી, અને પંચના માણસોએ તેને ટેકો આપ્યો. પછી પેલા ગોવાળે પંચના માણસોને જુદા બોલાવ્યા. બધાને જુદા પાડયા પછી કહ્યું કે તમે એ રત્ન જોયાં હતાં તો તેનો બરોબર ઘાટ મને બતાવો. આ લોકોએ તો રત્ન જોયાંજ નહોતાં એટલે દરેક જણે મનમાં આવ્યો તેવો ઘાટ

બતાવ્યો. કોઇયે ગોળ તો કોઇયે ચોરસ અને વળી કોઇયે ત્રિકોણ. કોઇનાએ ઘાટ સરખા આવતા નહોતા. આમ થયું એટલે તેણે છોકરાઓને કહ્યું કે આ સાક્ષીઓ જુઠા છે માટે એમને મારો. મારની બીકથી તે લોકોએ ખરી વાત કહી દીધી. પછી પેલા સોનીને પણ મારવા માંડ્યો. બધી બાજી હાથમાંથી ગઈ એટલે તેણે પણ ખરી વાત કહી અને રત્ન સંતાડયાં હતાં તે જગ્યા બતાવી દીધી. છોકરાઓ ત્યાં જઇને રત્ન લઈ આવ્યા અને તે બ્રાહ્મણને આપ્યાં.

આ વાતની રાજા ભોજને જાણ થઈ, એટલે તેને તે ટેકરા સંબંધી બહુજ કુતુહલ થયું. ગોવાળના છોકરાની આવી બુદ્ધિ હોય એમ તો તેના દેખાવ ઉપરથી રાજાને લાગ્યું નહિ. તે ઉપરથી રાજા અને વજીરને એમ થયું કે આ બધો પ્રતાપ આ સ્થાનનો હોવો જોઇયે. એમ ધારીને તેણે તે ટેકરો ખોદવાનો હુકમ કર્યો. ખોદતાં ખોદતાં અંદરથી એક અતિ સુંદર, મનોહર સિંહાસન હાથ લાગ્યું. તે ગોળાકાર હતું, અને તેમાં ગજ ગજને અંતરે એક એક બહુજ સ્વરૂપવાન સુવર્ણની પૂતળી મુકેલી હતી. દરેક પૂતળીના હાથમાં જુદાં જુદાં વાજીંત્ર હતાં, અને તેમનાં મોં પૂનેમના ચંદ્ર જેવાં સુશોભિત હતાં. રાજા ભોજે આ સિંહાસન ઉપર બેસવા ઈચ્છા કરી અને બ્રાહ્મણો પાસે શુભ મૂહુર્ત જોવડાવ્યું. તે દિવસે દરબાર ભરાયો છે. ભાટચારણો અને બંદીજનો રાજાજીના ગુણગાન કરી રહ્યા છે. જાચકોને દાન અપાય છે. સર્વત્ર આનંદ આનંદ થઈ રહ્યો છે. ભોજ રાજાએ સિંહાસનની પૂજા કરી. પછી રાજાજી સિંહાસન ઉપર બેસવા ગયા. રાજા આસન ઉપર પગ મૂકવા જાય છે એટલે તરતજ એક પૂતળી, "હાં, હાં,' કરીને બોલી ઉઠી કે, " ખબરદાર જો આ સિંહાસન ઉપર પગ મૂક્યો તો !! " આખી સભા બહુજ અચંબો પામી. ભોજરાજાએ પગ પાછો ખેંચી લીધો, અને હાથ જોડીને બોલ્યો: "તમે કોણ છો, અને શા કારણથી મને સિંહાસને બેસવા ના કહો છો

તે કહો." તે પૂતળી બોલી કે, "હે રાજા ભોજ, હું તો માત્ર પૂતળી જ છું, અને મારૂં નામ નંદા છે.

નંદા નામે કહે પૂતળી, ભોજ સુણો આ ઠામ;
સિંહાસન વિક્રમતણું, પરદુ:ખ ભંજન નામ.

× × × ×

તે સરખો દાતા થશે, તે બેસે એહ ઠામ;
બીજો સિંહાસન પૂજશે, નહિ બેઠાનું કામ.

આ સિંહાસન તો પરદુ:ખ ભંજન રાજા વિક્રમનું છે. તેણે વીર વૈતાળને વશ કર્યો હતો અને પરોપકાર માટે પોતાનો દેહ સમર્પણ કર્યો હતો. તેના નામનો સંવત હજી પણ દેશમાં ચાલે છે. તે રાજાના જેવો પરોપકારી અને બહાદૂર રાજા જે થશે તેજ આ સિંહાસન ઉપર બેસી શકશે. બીજાઓએ તો માત્ર તેની પુજા કરવાની છે." આ સાંભળી ભોજ રાજાએ પૂછ્યુ કે "એ રાજાએ એવાં તે શાં પરાક્રમનાં અને પરોપકારનાં કાર્ય કર્યાં હતાં તે મને કહો તો ખરાં?" તે ઉપરથી નંદા પુતળીએ હરણની વાત શરૂ કરી. આ રીતે સિંહાસન બત્રીસીની વાર્તાનો આરંભ થાય છે.

---

## વાર્તા પહેલી.

### હરણની વાર્તા.

નંદા નામની પૂતળી કહે છે:—

ક્ષીપ્રા નદીને તીરે ઉજ્જેણી નામે મોટી નગરી હતી. તે જાત્રાને માટે અખ્યાત હતી. ત્યાં સિદ્ધવડ હતો. તેમાં શ્રી શંકર, વીર વૈતાળ, અને બાવન વીર, ચોસઠ જોગણીઓ તથા ગાંધર્વો વગેરે રહેતા હતા. ગામ બધું ધર્મનીષ્ઠ હતું અને રાજા વિક્રમ ત્યાં રાજ્ય કરતો હતો. તે નગરમાં નરપતીઓ નામે એક માણસ રહેતો હતો. તેને એક સ્ત્રી અને ચાર છોકરાં હતાં. તે દરરોજ રાત્રે મહોલ્લાઓમાં ખેલ કરતો અને દિવસે વનમાં ફરીને, સાંજ પડે

તે પોતાની સ્ત્રી બાળક માટે ખોરાક લાવતો હતો. એક દિવસ ઘણોયે આથડયો તોપણ કાંઇ ખાવાનું મળ્યું નહિ. તેણે વિચાર કર્યો કે ખાલી હાથે ઘેર જઈને કરવું શું? એમ ધારીને તે રાત્રે તે જંગલમાંજ રહ્યો. વાઘ વરૂની બીકથી તે એક મોટા વડ ઉપર ચઢીને ડાળીયોની ઘટા ઉપર આડો પડો રહ્યો. થોડી રાત ગઇ એટલામાં તો ત્યાં ઘણોજ આશ્ચર્યકારક બનાવ બન્યો. સાત માણસો મશાલો સાથે ત્યાં આવ્યા. પછી તેમણે હાથથી નિશાની કરી એટલે તો અસંખ્ય માણસો ત્યાં આવી પહોંચ્યા. મશાલોથી બધે ઝગઝગાટ પ્રકાશ પડી રહ્યો. આસપાસ લોકોના ઉપયોગ માટે દુકાનો પણ ગોઠવાઈ, અને જાણે એક શહેર વસી ગયું હોય તેવો દેખાવ થઇ ગયો. વચ્ચે દરબારની માફક આસનો ગોઠવાયાં અને તે બધાની મધ્યમાં એક સુવર્ણનું સુંદર સિંહાસન ગોઠવ્યું. થોડીવારમાં એક હરણ આવીને તે સિંહાસન ઉપર બેઠો, અને ગાન તાન ચાલવા લાગ્યાં. પેલો નરપતીઓ તો આ બધું જુવે અને ઉંચો નીચો થાય. એને એમ થવા લાગ્યું કે આ બધું સ્વપ્નું છે કે ખરૂં? સવાર થતાં પહેલાં તો આ બધું વિખરાઇ ગયું અને હતું તેવું થઇ રહ્યું. પછી નરપતીઓ પોતાને ઘેર ગયો અને સ્રીને બધી વાત કહી. સ્ત્રીએ કહ્યું, "તમે ખાલી હાથે ઘેર આવ્યા છો તેથી આ બધી બનાવટી વાત કરો છો." પછી તેઓ બન્નેએ ફરીથી તેજ સ્થળે જવાનો નિશ્ચય કર્યો, અને રાત્રે તે વડ ઉપર ધણી ધણીયાણી બે છુપાઇ રહ્યાં. બધો જ દેખાવ ફરીને આગલી રાત જેવોજ થયો. વહાણું વાતાં તો બધું ખલાસ થઈ ગયું એટલે આ બન્ને પોતાને ઘેર ચાલ્યાં. તેમણે વિચાર કર્યો કે આ બનાવથી આપણા રાજાને માથે કાંઈ સંકટ હોય તો આપણે આ બાબતની રાજાજીને જાણ કરવી જોઇયે. એમ વિચારી તેઓ બન્ને દરબારમાં ગયાં અને રાજાજીને આ વાત કહી. તે સાંભળી રાજાયે કહ્યું કે આપણે આજે રાત્રે પાછા એજ સ્થળે જઇને બધું જોઇશું. તે દિવસે પણ તેઓ ત્યાં ગયાં અને અને પેલા વડ ઉપર છુપાઇ રહ્યા. ફરી પાછો તેનો તે દેખાવ તેમની નજરે પડયો. પ્હો ફાટતાં પેલો હરણ ચાલવા લાગ્યો ત્યારે વિક્રમે

વિચાર્યું કે હું ક્ષત્રીય છું અને મૃગયા રમવાનો મારો ધર્મ છે. જો આ પ્રમાણે આ હરણને હું જવા દઉં તો મને લાંછન લાગે. એમ કહી તેણે તે હરણ ઉપર તાકીને તીર માર્યું. હરણ ઘવાઇને પડ્યો અને મરણ પામ્યો. રાજા વિક્રમ એકદમ નીચે ઉતર્યો અને પેલા સિંહાસન ઉપર બેઠો. પેલું બનાવટી નગર ત્યાંને ત્યાં સ્થંભી રહ્યું. પરંતુ થોડીવારમાં એક અજાયબી ભર્યો બનાવ બન્યો. આકાશમાંથી એક વિમાન ઉતર્યું અને પેલા હરણને તેમાં બેસાડયો. તે વિમાન ચાલી જતું હતું તેને પકડીને વિક્રમ રાજાએ પૂછયું કે આ શું છે? ત્યારે વિમાનમાંના માણસો બોલ્યા કે, "આ હરણ કાંઈ સામાન્ય હરણ નથી. એ તો ઇંદ્રનો પુત્ર છે. શ્રાપને લીધે તે હરણનો અવતાર લઇને આવ્યો હતો. પરંતુ તેણે આજીજી કરી હતી તેથી ઇંદ્ર રાજાયે એમ કહ્યું હતું કે રાજા વિક્રમને હાથે તારૂં મોત થશે ત્યારે તું સ્વર્ગમાં પાછો આવીશ." એટલું કહ્યા પછી વિમાન ચાલી ગયું. પણ પેલું નગર તો હમેશને માટેજ રહી ગયું. રાજા સિંહાસને બેઠો અને પેલા નરપતીયાને કહ્યું કે "તારે જોઇયે તેટલું ધન અને ધાન્ય માગી લે, હવે ભૂખમરો વેઠીશ નહિ." પરંતુ તેના મોં ઉપર આનંદ દેખાયો નહિ. રાજાએ તેને પૂછયું, "ભાઈ, તારા મનમાં શા વિચાર ચાલે છે તે મને કહે." ત્યારે તે બોલ્યો કે, "આ બધું તમને બતાવ્યું મેં અને શીકારનું કામ તો મારૂજ છે. જો પ્રથમ દિવસે જ મેં આ હરણનો શીકાર કર્યો હોત તો આ નગરનું રાજ્ય મને મળત." આ સાંભળી વિક્રમ રાજા જે અતિ પરોપકારી અને પરદુઃખભંજન હતો, તે સિંહાસન ઉપરથી ઉતરી ગયો અને પેલા નરપતીયાને સિંહાસન ઉપર બેસાડયો. તે ઘડીભર આનંદમાં આવી ગયો, પણ વળી પાછું તેનું મુખ કરમાઇ ગયું. તે જોઈ ફરી રાજાએ પૂછયું કે, "તારા મનમાં હજીયે જે દુઃખ હોય તે ખુશીથી કહે." ત્યારે તે હાથ જોડીને બોલ્યો, "મહારાજ, આપે મને આ નગરનું રાજ્ય તો આપ્યું, પણ હું હલકી વર્ણનો છું તેથી બધા રાજાઓ મને તેમના મંડળમાં દાખલ કરશે નહિ અને હું તો બધાથી ત્યજાયલો રહીશ." તરતજ

વિક્રમ રાજાએ કહ્યું, "એમાં તે શું? તમે મારી દીકરી સાથે લગ્ન કરો, એટલે બધા રાજાઓ તમારી સાથે મળતા રહેશે." એમ કહી તેણે ધામધુમથી પોતાની દીકરીને તેની જોડે પરણાવી. આ પ્રમાણે નંદા નામની પુતળીએ પરોપકારી, પરદુ:ખભંજન વિક્રમરાજાની એક વાત કહી. પછી તે બોલી, હે રાજા ભોજ! જે આ પ્રમાણે પોતાનો સ્વાર્થ અળગો કરી શકે તેને માટે આ સિંહાસન છે.

એટલું બોલી તે આકાશમાં ઉડી ગઇ અને સુભદ્રા નામની બીજી પુતળીને વારો થઈ અને તેણે વિક્રમના પરોપકારની બીજી વાત કહેવા માંડી. એ વાર્તા આવતા અંકમાં આવશે તે વાંચજો.

# શારીરિક અવયવાદિનું જ્ઞાન.

( આ દાતરડું કેવું છે,—એ ઢાળ. )

મારૂં માથું ક્યાં છે ? મારી ડોકી ઉપર છે.
મારી ડોકી ક્યાં છે ? મારી છાતી ઉપર છે.
મારી છાતી ક્યાં છે ? મારા પેટ ઉપર છે.
મારૂં પેટ ક્યાં છે ? મારી જાંઘ ઉપર છે.
મારી જાંઘ ક્યાં છે ? મારા ઢીંચણ ઉપર છે.
મારા ઢીંચણ ક્યાં છે ? મારા પગની ઉપર છે.
મારા પગ ક્યાં છે ? આ પૃથ્વી ઉપર છે.
એ પૃથ્વી ક્યાં છે ? શેષનાગ ઉપર છે.
શેષનાગ ક્યાં છે ? એ તો સત્ય ઉપર છે.
એ સત્ય ક્યાં છે ? સત્ય તો વાણીમાં છે.
એ વાણી ક્યાં છે ? એ તો સઉના મોંમાં છે.

શ્રી ઉપેન્દ્ર.

## બુદ્ધિબળના ઉખાણા.

### કેટલા આના હશે ?

આજે રમુ તથા નિમુ બે ભાઈ બહેન વચ્ચે બાર આના મળ્યા હતા. રમુ કહે નિમુ, જો તું મને એક આનો આપે તો મારી પાસે તારા કરતાં ત્રણ ગણા આના થાય. ત્યારે નિમુ બોલી કે તું મને બે આના આપે તો આપણા બેના સરખા થઈ જાય. બોલો ત્યારે દરેકને કેટલા કેટલા આના મળ્યા હશે ?

### ભરવાડણ અને દૂધ.

એક ઠેકાણે જાનના માણસો બેઠા હતા. ત્યાં ભરવાડણ દૂધ વેચવા આવી. એની પાસે મોટી વટલોઈમાં દૂધ હતું તથા એક ત્રણ શેરીઓ અને એક પાંચ શેરીઓ લોટો હતો. એકદમ બે શેઠીઆ આગળ આવ્યા, અને કહ્યું: તું અમને બરોબર શેર શેર દૂધ તારા બે લોટામાં આપે તો અમે તને પાંચ રૂપિયા ઈનામ આપીયે. ભરવાડણ કાંઇ હારે તેવી નહોતી. તેણે આમ તેમ દૂધ ભરવા અને ઠલવવા માંડયું. કાંઇક ઢોળી દીધું અને થોડું બીજાને પાઇ દીધું, અને છેવટે બે શેઠીયા આગળ બે લોટા ધર્યા અને કહ્યું: લ્યો, બંનેમાં શેર શેર દૂધ છે. શેઠીયાઓએ દૂધ માપી જોયું તો બરોબર શેર શેર હતું. તેઓ ખુશ થયા અને ભરવાડણ પાંચ રૂપીયા કમાઈ. કહો જોઇએ વટલોઇ તથા બે લોટાથીજ આ કેવી રીતે થયું હશે ?

આ ઉખાણાના જવાબ આવતા અંકમાં આવશે.*

---

* તર્કશક્તિ અને બુદ્ધિબળના આવા ઉખાણા જે કોઈ લખી મોકલશે તે પસંદ પડેથી છાપવામાં આવશે. મંત્રી.

બાળકો માટે—

# રામાયણની વાતો.

"રામાયણ" નું નામ તો બહુ જ જાણીતું છે. તે હિંદુઓનો ધાર્મિક અને રાષ્ટ્રીય ગ્રંથ છે. જે રામ નામના હિંદુઓ હંમેશાં જાપ જપે છે તે ભગવાન રામચંદ્રજીના જીવનને લક્ષમાં રાખી વાલ્મિકી ઋષિએ 'રામાયણ' રચ્યું છે. શ્રી રામચંદ્રજીના જીવનચરિત્ર ઉપરાંત એ ગ્રંથમાં હિંદુઓના આચાર, વિચાર, ધર્મ, નીતિ, કર્તવ્ય, વ્યવહાર, આદિ ઘણી બાબતો બહુ ગંભીર છતાં રસભરી રીતે સમજાવવામાં આવી છે. આખો ગ્રંથ સાત ભાગમાં છે. દરેક ભાગ 'કાંડ'ના નામથી ઓળખાય છે. જે પહેલો ભાગ છે તેનું નામ બાળકાંડ છે. તે પછીના 'કાંડ'નાં અનુક્રમે અયોધ્યાકાંડ, અરણ્યકાંડ, કિષ્કિંધાકાંડ, સુંદરકાંડ, યુદ્ધકાંડ અને ઉત્તરકાંડ એવાં નામો છે. આ બધા 'કાંડ'માંની હકીકત દરેક બાળકે ખાસ જાણવાની જરૂર છે. આથી વાર્તાના રૂપમાં ખાસ બાળકોને માટે તેમાંની હકીકત આ નીચે આપવામાં આવી છે. અમારા વાચકો તે વાંચીને વિચારશે તો તેમાંથી તેમને ઘણું જાણવાનું મળશે.

---

## ૧ બાળ–ચરિત્ર.

આપણે જે દેશમાં રહીએ છીએ તેનું નામ હિંદુસ્થાન છે. આ હિંદુસ્થાન દેશ ઘણા પ્રાંતો મળીને થયેલો છે. આ પ્રાંતોમાં એક અયોધ્યા નામનો પ્રાંત છે. તેની અંદર સરયૂ નામે એક નદી છે. આ નદીના કિનારા ઉપર જુના વખતથી જાત્રાના ધામ તરીકે ઓળખાતું અયોધ્યા નામનું મોટું શહેર છે. ઘણા જુના

વખતમાં આ શહેર ઘણું આબાદ અને જાહોજલાલીવાળું હતું. તેમાં ઇક્ષ્વાકુ વંશના રાજાઓની રાજગાદી હતી. આ વંશમાં ઘણા પ્રખ્યાત રાજાઓ થઈ ગયા છે. તેમાંના રઘુ નામના રાજા બહુજ ધર્મિષ્ઠ, ન્યાયી અને શૂરવીરપણાને માટે પ્રસિદ્ધ છે. આ રાજા પછી અયોધ્યાની ગાદી ઉપર તેમના પુત્ર અજ નામના રાજા થયા. તે પણ ઘણા પરાક્રમી, ન્યાયી અને પ્રજાને સુખ આપનાર હતા. તેમનું લગ્ન ઇંદુમતી સાથે થયું હતું. આ રાજારાણીથી જે પુત્ર થયા તેમનું નામ દશરથ હતું. પિતા પછી અયોધ્યાની ગાદીએ બેસી તેમણે પણ ધર્મ અને ન્યાયથી રાજ્ય કરી પ્રજાની ઘણી પ્રીતિ મેળવી. મહારાજા દશરથને કૌશલ્યા, કૈકેયી અને સુમિત્રા નામની ત્રણ રાણીઓ હતી.

મહા પ્રતાપી મહારાજા દશરથને રાજપાટ ચલાવતાં ઘણાં વરસ વીતી ગયાં; છતાં પ્રજામાં તેમને કંઇયે સંતાન ન હોવાથી તે રાતદિવસ ઘણી ચિંતામાં રહેતા. રાજાને ઉદાસ રહેતા જોઇને પ્રધાનો શું કરવું તેના વિચારમાં પડી ગયા. તેમણે ભેગા મળી ઋષ્યશૃંગ ઋષિને બોલાવી લાવી તેમની સલાહ પૂછવાનું નક્કી કર્યું. ઋષિને તેડવાને માણસો મોકલ્યાં. ઋષિજી પધાર્યા. સઘળી વાત જાણીને તેમણે રાજાને દિલાસો આપ્યો અને કહ્યું કે, " આપ પુત્રેષ્ટિ એટલે પુત્ર મેળવવા માટેનો યજ્ઞ કરો. પરમેશ્વર આપનો મનોરથ જરૂર પાર પાડશે. "

ઋષિની સલાહ પ્રમાણે યજ્ઞની તૈયારીઓ થવા લાગી. મોટા મોટા ઋષિ–મુનિયો આવી પહોંચ્યા. યજ્ઞની ક્રિયા કરવાનું કામ શરૂ કરાયું. અગ્નિ પ્રગટાવવામાં આવ્યો. ઘી વગેરે હોમવાના પદાર્થોનો હોમ થવા લાગ્યો. વેદના મંત્રો સાથે 'સ્વાહા' ના સુરીલા ઘોષથી આખો યજ્ઞનો મંડપ ગાજી રહ્યો. યજ્ઞમાં હોમાતા સુગંધીવાળા પદાર્થોની સુવાસ હવામાં ચારે તરફ ફેલાઇ રહી ! યજ્ઞ નારાયણ પ્રસન્ન થયા અને મહારાજા દશરથને ત્યાં કેટલાક કાળે કૂળને અજવાળે એવા ચાર પુત્ર પેદા થયા.

દશરથ રાજાની ત્રણ રાણીઓમાં કૌશલ્યા સૌથી મોટાં રાણી હતાં. તેમના પેટે જે પુત્ર પેદા થયા તેમનું નામ રામ પાડવામાં આવ્યું. રામનો જન્મ ચૈત્ર સુદિ ૯ ને રોજ બપોરે થયો હતો. બીજી રાણી કૈકેયીએ ભરતને જન્મ આપ્યો અને રાણી સુમિત્રાને જોડીયા પુત્રો અવતર્યા. તેમનાં નામ લક્ષ્મણ અને શત્રુઘ્ન પાડવામાં આવ્યાં.

શ્રી રામના જન્મ સમયે પૃથ્વી ઉપર અનેક સારા દેખાવો થઇ રહ્યા. આ શુભ શુકન એમ બતાવી આપતા હતા કે મોટ-પણે એ પુત્ર કૂળને અજવાળશે, કીર્તિને વધારશે અને આખા જગતને પૂજ્ય તથા નમુનારૂપ થઇ પડશે. શ્રી રામની પેઠે બીજા ત્રણ પુત્રો પણ સ્વરૂપવાન, તેજસ્વી અને શુભ લક્ષણવાળા હતા.

રાજપુત્રોના જન્મથી આખા રાજ્યમાં આનંદ આનંદ થઇ રહ્યો. અયોધ્યાવાસીઓના આનંદની તો સીમાજ ન રહી. નગરનાં સઘળાં નરનારીઓ ઘરબારને ધજાપતાકાથી શણગારી ગાનતાન અને રંગરાગમાં ગુલતાન બની ગયાં. સર્વત્ર વિવિધ પ્રકારનાં વાજાં વાગી રહ્યાં. સુંદરીઓ ઠેરેઠેર મંગળ ગીતો ગાઈ રહી હતી. આખું નગર આનંદસાગરથી ઉભરાઈ રહ્યું હતું, અને તેમાંય રાજા દશરથના આનંદનો તો આજે પાર જ ન હતો. રાજા તરફથી પણ મોટા મોટા ઉત્સવ ઉજવવામાં આવ્યા અને પુષ્કળ પુણ્યદાન કરવામાં આવ્યાં. આ વાતને હજારો વરસ થઇ ગયાં, છતાં રામ-નવમીનો જન્મોત્સવ આજ પણ આખા હિંદમાં ઉજવાય છે.

કુંવરો મોટા થતા ગયા તેમ તેમ તેમના રૂપ અને ગુણથી સર્વને વધારે ને વધારે પ્રિય થતા ગયા. તેમના બાળખેલ અને રમત ગમતો જોઈ સૌ કોઇ રાજી રાજી થઈ જતું હતું. ચારે ભાઇઓ એક સાથે રમતા અને પરસ્પર સ્નેહભાવથી વર્તતા. રામ અને લક્ષ્મણની તેમજ ભરત અને શત્રુઘ્નની બરાબર જોડ જામી હતી. તેઓ એક બીજાથી એક ઘડી પણ વિખુટા રહી શકતા ન હતા. આવા સદ્‌ગુણી, સંપીલા, સ્વરૂપવાન, તેજસ્વી અને મનોહર પુત્રોને જોઇને રાજા તથા રાણીઓ ઘણાંજ ખુશી થતાં અને એવા સદ્‌ગુણી પુત્રો પામવાને માટે પરમેશ્વરનો પાડ માનતાં.

ચારે પુત્રો કંઇક મોટા અને ભણવા લાયકની ઉંમરના થયા ત્યારે રાજા દશરથે તેમના શિક્ષણને માટે સારામાં સારી ગોઠવણ કરી. જુદી જુદી વિદ્યામાં કુશળ એવા ગુરૂઓને બહુ જ માનથી તેડી મંગાવી ચારે પુત્રોને તેમના હવાલે કર્યા. ચારે બાળકો બુદ્ધિના બહુ તેજ હોવાથી ગુરુનું શિખવેલું ઝપાટામાં તૈયાર કરવા લાગ્યા. ગુરુ પણ તેમની બુદ્ધિ શક્તિ અને વિનય વગેરે સદ્‌ગુણોથી ખુશ થઈ પ્યારથી શિખવવા લાગ્યા. થોડા સમયમાં તેઓ જુદાં જુદાં શાસ્ત્રોમાં પ્રવીણ થયા. શાસ્ત્રોના અભ્યાસની સાથે સાથે કુસ્તી કરતાં, ધનુષબાણ મારતાં, શિકાર ખેલતાં, ઘોડે બેસતાં, વગેરે સ રાજકુમાર ને શિખવા યોગ્ય સઘળી બાબતો તેઓ બહુ સારી રીતે શિખ્યા. આના પરિણામે ચૌદ પંદર વરસની નાની ઉમરે તો ચારે ભાઈઓનાં મન અને તન બહુજ મજબુત બની ગયાં. તેમની વિદ્વાનો પ્રભાવ અને શરીરનું બળ જોઈ મિત્રવર્ગ આનંદ પામવા લાગ્યો. જ્યારે શત્રુઓના હાજા ગગડી ગયા

ઉપર મુજબની કેળવણીથી તેઓ નાની ઉંમરમાંથી પણ કેવાં ભારે કામો કરવાને સમર્થ થયા તે જોતા પહેલાં ગોસ્વામી શ્રી તુલસીદાસજીએ આ ચારે ભાઈઓની બાલક્રીડા અને વિદ્યાર્થી અવસ્થાનું જે સુંદર વર્ણન પોતાની ચોપાઈમાં કર્યું છે તે ખાસ સમજવા જેવું છે:—

ગુરુ–ગૃહ ગયે પઢન રઘુરાઇ, અલ્પ કાલ વિદ્યા સબ પાઇ;  
વિદ્યા–વિનય–નિપુણ ગુણશીલા, ખેલહિં ખેલ સકલ નૃપલીલા.  
કરતલ બાણ ધનુષ અતિ સોહા, દેખત રુપ ચરાચર મોહા;  
બન્ધુ સખા સંગ લેહીં બુલાઇ, બન મૃગયા નિત ખેલહિં જાઇ.  
અનુજ સખા સંગ ભોજન કરહીં, માતુપિતા આજ્ઞા અનુસરહીં;  
વેદપુરાણ સુનહિં મન લાઇ, આપુ કહહિં અનુજહિં સમુઝાઇ.  
પ્રાતકાલ ઉઠિકે રઘુનાથા, માતુપિતા ગુરુ નાવહિં માથા;  
આયસુ માંગ કરહિં પુર કાજા, દેખિ ચરિત હર્ષહિં મનરાજા.

( આવતા અંકમાં ચાલુ )

"સ્ત્રી-બોધ" ના બાળવિભાગ

# બાળક.

પુસ્તક ૪ થું. ] ફેબ્રુઆરી, ૧૯૨૩. [ અંક ૨ જો.

મારા નાના ભાઈબંધો,

ગઈ વખતનું "બાળક" તમને ગમ્યું ? તે બાબત તમારો જે મત હોય તે અમને લખી જણાવજો. તેમાંથી તમને જે વધારે ગમે તે લખશો, તો એવું દરવખતે આપવાની ગોઠવણ કરીશું.

આજે મારે તમને એક સરસ વાત કહેવાની છે. હોળીમાં કેટલાએક લોકો એક મડદું બનાવીને બાળે છે. તેવું મડદુ હમણાં અમેરીકામાં એક ગામના છોકરાઓએ બાળ્યું હતું. એક તહેવારને દિવસે મોટા ચોગાનમાં બધા ભેગા થયા હતા અને એક મડદું અથવા પુતળું બનાવ્યું હતું. તેનું નામ "ખરાબ ટેવોવાળો બુઢ્ઢો" પાડયું હતું. દરેક છોકરાએ એક કાગળના કડકામાં પોતાને જે કુટેવ હોય તે લખી હતી. કોઈયે લખ્યું કે હું આળસુ છું. બીજાએ લખ્યું કે, હું બહુ મોડો ઉઠું છું. ત્રીજાએ લખ્યું કે હું કોઈવાર જુઠું બોલું છું. ચોથાએ લખ્યું કે, હું જરા બીકણુ છું. પાંચમાએ લખ્યું, હું બહુ સ્વાર્થી છું. છઠ્ઠાએ લખ્યું, હું બરોબર કસરત નથી કરતો. આ પ્રમાણે દરેક જણે પોતપોતાની કુટેવો લખીને તે કાગળો પેલા મડદાને ચોડી દીધા. એટલે તેનું નામ "કુટેવો વાળો બુઢ્ઢો" પડયું. પછી તેને બાળી દીધો, અને સૌ છોકરાઓએ કહ્યું કે એની સાથે અમારી બધીજ કુટેવો પણ બળી ગઈ.

બોલો, આ વાત કેવી છે ? તમારામાં પણ થોડી કુટેવો તો હશે જ. ત્યારે તમે હોળીને દિવસે એક કાગળમાં તે લખીને હોળીમાં બાળી દેજો, અને પછી કોઈ દિવસ તે કુટેવને ફરી આવવા દેશો નહિ.

લિ. તમારો ભાઈબંધ

કેશવપ્રસાદ દેસાઈ.

# બાપ ને દીકરો.

બાપાજી—એક છોકરો એવો,
બાલુ ભાઈના જેવો;
રડતું રડતું બોલે,
ખાતો ખાતો ડોલે.
આંખો મીંચી ચાલે,
લખતો લખતો હાલે;
મોમાં લુગડું ચાવે,
તેડું પણ ના આવે.
બાલુ—ના બાપાજી, એમ નહિ,
બાપાજી—ત્યારે કેમ ભાઈ ? તું કહે.
બાલુ—આમ :—

એક છોકરો એવો,
બાલુ ભાઇના જેવો;
ડાહ્યો થઇને ખાતો,
મીઠાં ગીતો ગાતો. ૧

છાતી કાઢી ચાલે,
બેનને ખાવા આલે;
ચોખ્ખાં લૂગડાં રાખે,
મેલાં કાઢી નાખે. ૨

કાલું કાલું બોલે,
આવી બેસે ખોળે;
બોવો ખાવા માગે,
સૌને વ્હાલો લાગે. ૩

જગજીવન દ૦ મોદી૦

કવિ શામળ ભટ્ટની

# સિંહાસન બત્રિસીની વાર્તાઓ.

## વાર્તા બીજી.



### વિપ્રની વારતા.

શ્રી શારદા, ગણુપતિ તથા બહુચરાજી વગેરે દેવ દેવીઓની સ્તુતિ કરીને સિંહાસન બત્રિસીમાંની બીજી વાત કવિ શામળભટ્ટ શરૂ કરે છે. ભોજરાજા સિંહાસન ઉપર પગ દેવા જાય છે તે વખતે સુભદ્રા નામે બીજી પૂતળી પરદુઃખભંજન પરાક્રમી વિક્રમ રાજા જેવો થવાનું તેને કહે છે, અને તેના પરોપકારી કામની એક વાત વર્ણવે છે.

એક વાર વિક્રમ રાજા પોતાના મોટા લશ્કર સાથે વનમાં શિકાર કરવા ગયો. શિકાર કરતાં કરતાં એક હરણુની પાછળ તે પડયો. ગમે તેટલો તે તેનો ઘોડો દોડાવે પણ હરણુ હાથમાં આવે જ નહિ. જેમ હરણુ વધારે દૂર જાય તેમ વિક્રમને વધારે શૂર છુટે. એમ કરતાં કરતાં વિક્રમ રાજા લશ્કરથી છુટો પડી જઇ ઘણે દૂર નિકળી ગયો. અંતે રાત પડવા આવી અને હરણુ તો જતું રહ્યું. વિક્રમ રાજાને રસ્તાનુ ધ્યાન રહ્યું નહોતું; ભૂખ અને તરશ લાગ્યાં હતાં એટલે તેણે આસપાસ કોઈ ગામ હોય તો તેની તપાસ કરવા માંડી. પાસેજ મહીકાવતી નામે એક નગરી હતી. ત્યાંના રાજાનું નામ મહીપાળ હતું. વિક્રમરાજા તે ગામમાં ગયો. ત્યાં તેણે એક ઋષી જેવા બ્રહ્મવિંનું નાતું ઘર જોયું. તે

બ્રાહ્મણની સ્ત્રીને છ દિવસથી પુત્ર આવ્યો હતો. એટલે આજે તેના ઘરનાં સૌ ખુબ આનંદમાં હતાં. સુંદર અશ્વ ઉપર તેજસ્વી સવારને આવતો જોઈને તે લોકો બધાં વિક્રમ રાજાની સામે જોઈ રહ્યાં. રાજા પણ ત્યાં ઉભો રહ્યો અને ઘોડેથી ઉતરીને તેણે ઋષીને પ્રણામ કર્યો; અને કહ્યું કે "હું એક વટેમાર્ગુ છું અને ભૂલો પડયો છું." ઋષીએ બહુજ માન આપીને કહ્યું, "ભાઇ, તમે રાતવાસો અહિજ રહેજો અને આ ઝુંપડું તમારૂંજ છે એમ જાણજો." વિક્રમરાજાએ તે વાત કબુલ કરી એટલે ઋષીના ઘરમાં સૌને બહુ આનંદ થયો.

બ્રાહ્મણને બાર વર્ષની દીકરી હતી તે કોરા વાસણમાં પાણી ભરી લાવી અને સ્વાદિષ્ટ રસોઈ તૈયાર કરી મહેમાનને જમાડીને સંતોષ્યા. વિક્રમરાજાયે બ્રાહ્મણની પૂજા કરીને સાત સોનામોર તેમને આપી. સુવાની વેળા થઈ એટલે ઘરમાં તૈયાર કરેલી પથારી ઉપર સુવાની વિક્રમરાયે ના કહી અને બોલ્યા; "હું તો ક્ષત્રિ છું તે તમારા બારણા આગળજ સુઈને તમારા ઘરની ચોકી કરીશ." એમ કહી એક હાથમાં પોતાના ઘોડાની લગામ ઝાલી તે હથીયાર સાથેજ બારણા આગળ સુતા. અડધી રાત થઈ ત્યારે એક કૌતુક થયું. સોળેક વર્ષની સ્વરૂપવાન સુંદરી હાથમાં કંકાવટી લઈને બરોબર મધરાતે ઘરના બારણામાં પેસવા આવી. તરતજ વિક્રમરાજા બેઠા થઈ ગયો અને આડો હાથ ધરી તેને પૂછયું કે, "તું કોણ છું ? દેવી છું, રાક્ષસી છું, ડાકણ છું, લક્ષ્મીદેવી છું, દાસી છું, કે કોણ છું? અને શા માટે અત્યારે આ ઘરમાં જાય છે તે કહે, નહિ તો તને હું જવા દેવાનો નથી." આ જોઇ તે સ્ત્રીએ બહુજ કોપ કર્યો અને બોલી કે, "જો તું ગડબડ કરીશ તો તને બાળીને ભસ્મ કરી દઇશ." પણ વિક્રમ રાજા આવી ડરામણીથી કાંઈ ડરે તેવો નહોતો. તેણે કહ્યું કે, "જો સીધી રીતે વાત નહિ કરે તો હું આ તરવારવડે તારૂં માથું ધડથી જુદું કરી નાંખીશ." આ સાંભળી તે સ્ત્રી નરમ થઇ ગઇ અને બોલી કે,

પૃથ્વી ઉપર રાજા વીરવિક્રમ સિવાય માણસ જાત મને જોઇ શકતી નથી. તું મને જોઈ છે એટલે તું વિક્રમરાય હોવો જોઇએ. એટલે તને વાત કહેવામાં વાંધો નથી. આ ઘરમાં બાળક અવતર્યાને આજે છ દિવસ થયા છે તેથી હું તેના છઠ્ઠીના લેખ લખવા આવી છું હું સાક્ષાત વિધાત્રી છું.

ધર્મપૂરથી આવીયા, વિધાત્રી મારૂં નામ;
લખું અક્ષર છઠ્ઠી તણા, આવી છું એ કામ.

અને લેખ લખીને તરત પાછી જઇશ." વિક્રમે તેને ઘરમાં જવા દીધી અને તે પાછી આવી એટલે પૂછયું કે, "શા લેખ લખી આવ્યાં તે મને કહો." એટલે તે બોલી, "એ તો હું પણ નથી જાણતી. લેખ તો તેના કયારના લખાયલા જ હતા. ગયા જન્મમાં એણે જે કર્મ કર્યાં હશે તે ઉપરથી સાક્ષાત્ પરમાત્માએ એના લેખ નક્કી કરેલા. તેની હું તો પૂજા માત્ર કરીને જઉં છું."

વિક્રમ કહે, "ત્યારે ગમે તેમ કરીને તે મને કહો, નહિ તો તમને જવા નહિ દઉં." તે ઉપરથી વિધાતાએ તેને વચન આપ્યું કે, "હું મારા પિતા બ્રહ્મા પાસેથી ગમે તેમ કરીને તે જાણી લાવીને તને હમણાં કહી જઇશ." એમ કહી વિધાતા પોતાના બાપ પાસે ગઈ ને આ બધી વાત કહી. બ્રહ્મા કહે, "એ તો હું પણ નથી જાણતો. સાક્ષાત્ ભગવાન જ તે જાણે." પછી વિધાતાનું વચન રાખવા માટે તે બન્ને જણા શ્રી ભગવાન પાસે ગયા અને પ્રાર્થના કરી: તે ઉપરથી શ્રી ભગવાને કહ્યું કે, "એ બાળકનું જનોઈ પાંચમે વર્ષે થશે. તે વખતે તેના વિવાહ થશે. સાતમે વર્ષે લગ્ન થશે. તેમાં લાખો માણસે આવશે; પરંતુ તે વખતે એક કૌતક થશે. ચોરી વખતે એકાએક વાઘ આવીને તે બાળકના પ્રાણ લેશે."

વિધાતાએ પાછા જઈ વિક્રમરાયને આ હકીકત કહીને પોતાનું વચન પાળ્યું. વિક્રમરાજા તો આ વાત જાણી ચિંતામાં પડયો. એણે ધાર્યું કે હું પરદુઃખભંજન કહેવાઉં અને આ બ્રાહ્મણનું દુઃખ જાણ્યા પછી જો તે દૂર ના કરી શકું તો મારૂં નામ

જાય. વહાણું વાયે તેણે જવાની રજા માંગી અને બ્રાહ્મણ પાસે વચન લીધું કે આ છોકરાનાં જ્યારે લગ્ન થાય ત્યારે તમારે મને નોતરૂં આપવું. એમ કહી બ્રાહ્મણને એક કાગળ આપ્યો અને કહ્યું કે ઉજેણી નગરીમાં રાજા વિક્રમસેનના દરબારમાં આ ચીઠી તમે લાવશો એટલે તે મને મળશે. પછી બધાની રજા લઇને તે ગયો.

છોકરો તો દિવસે દિવસે બ્રાહ્મણને ત્યાં મોટો થાય છે. એનું પાંચમું વર્ષ આવ્યું ત્યારે બ્રાહ્મણીએ કહ્યું કે આ આપણો એકનો એક બાળક છે માટે આપણે ધામધુમથી તેને યજ્ઞોપવિત દઇને લોકમાં આપણી આબરૂ વધારવી જોઈયે. બ્રાહ્મણે આ વાત કબુલ કરી બહુજ ધામધુમથી જનોઇ દીધું અને પૈસા ઘણા ખર્ચ્યા એટલે એક આબરૂદાર, કુળવાન ગૃહસ્થે પોતાની છોકરીના વિવાહ આ છોકરા સાથે કરવાની માંગણી કરી. બ્રાહ્મણ તો તેથી ઘણોજ આનંદ પામ્યો અને વિવાહ કરી દીધો.

આનંદમાં ને આનંદમાં તે બ્રાહ્મણ દિવસ ગાળતો હતો. એમ કરતાં બે વર્ષ વહી ગયાં એટલે છોકરીના બાપે લગ્ન કરવાની માંગણી કરી. બે જણાએ થઈ લગ્નનું મહુરત નક્કી કર્યું. પછી બ્રાહ્મણ અને તેની સ્ત્રી વિચાર કરે છે કે આપણે તો છોકરાની જનોઇ વખતે બધી મૂડી ખરચી નાંખી છે. હવે કાંઇ પૈસા નથી કે ધામધુમથી લગ્ન કરી શકીયે. તે સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કે છોકરાની છઠીને દિવસે આપણે ઘેર જે મેમાન આવ્યા હતા તેમણે આપણને બહુ કપરા સમ ખવડાવ્યા છે, માટે આપણે તેમને ખબર કરવી જોઈયે. તે દિવસે એક રાત રહીને આપણને સાત મહોરો આપી હતી એટલે આ વખતે કદાચ તે ઉદાર માણસ આપણને સારી મદદ કરશે." એમ કહી તેણે પેલો કાગળ કાઢીને પોતાના ધણીને આપ્યો. બ્રાહ્મણ લાચાર બની તે કાગળ લઈને ઉજ્જૈન ગયો. ત્યાં રાજાના દરબારમાં જઈને પેલો કાગળ આપીને પૂછ્યું કે આ કાગળ લખનાર ક્યાં છે? વિક્રમરાજા એ કાગળ લઈને એકદમ સિંહાસન ઉપરથી નીચે ઉતર્યા અને કહ્યું, એ કાગળનો લખનાર હું જ છું.ભાઈ,

ારે ત્યાં તમે મને એક રાત રાખીને મારા ઉપર ઘણોજ ઉપ-
ર કર્યો છે. એમ કહી તેને તેની સ્ત્રી તથા પુત્રના સમાચાર
ૂછ્યા. પેલા બ્રાહ્મણે જ્યારે જાણ્યું કે રાજા વિક્રમ પોતે મારે ઘેર
ત રહ્યા હતા ત્યારે તો તે બહુ ગભરાઈ ગયો. અને બોલ્યો,
મહારાજ, મારાથી આપની કાંઈ પણ સેવા થઈ નહોતી."
ી તેણે પોતાના પુત્રના લગ્નના સમાચાર કહ્યા. રાજાએ કહ્યું કે,
એ છોકરો તો મારો ભાણેજ કહેવાય. એનાં લગ્ન ધામધુમથી
કરી આપીશ." પછી એણે પોતાના દિવાનને હુકમ આપ્યો
, "તમે આ બ્રાહ્મણ જોડે જઇને માંડવાની તૈયારી કરાવો; અને
ામધુમમાં કાંઇ જ કમીના રહેવી ન જોઇએ. બ્રાહ્મણ તો પોતાને
ર ગયો. ગામના બધા લોકો આ વાત જાણી બહુજ આનંદ
ામ્યા. પેલા પ્રધાને તો ત્યાં જઈ ઘણીજ ધામધુમ કરી અને વિક્રમ
જા ત્યાં આવવાના છે એમ જાણીને ગામનો રાજા પણ બધી
દદ આપવા મંડયો. યોગ્ય સમયે વિક્રમરાજા તે ગામમાં ગયા.
ણે જઇને વીસ ગજ લાંબી, વીસ ગજ પહોળી અને વીસ
જ ઉંચી એવી એક લોઢાના સળીયાની મજબુત ઓરડી બંધાવી
ને કહ્યું કે, આપણે ચોરી એની અંદર કરવાની છે.
હેરમાં દરવાજે દરવાજે હથીઆરબંધ માણસો બેસાર્યા.
ને ઘરની આસપાસ પણ સજ્જડ પહેરો બેસાડયો. આ રીતે
ઈ પણ ઠેકાણેથી વાઘ પેસી શકે નહિ તેવી એણે ગોઠવણ કરી.
ણ કવિ શામળભટ કહે છે કે:—

"ક્રોડ ઉપાય કરો સૌ સોય, કાળ પાશ પડયું સૌ કોય;
"નામ જેનું તેનો નાશ, ઉપાય કરે તે સર્વ હ્રાસ.
"લખ્યા લેખ કોના નવ મટે, તલ નવ વધે ને જવ ન ઘટે,
"ઉપાય સર્વે આળ પંપાળ, અજીત માયા છે કો કાળ."

લોકો તો બધો ઠાઠ જોઇને અચંબા બન્યા હતા. કોઈ કહે-
ા હતા કે આ બ્રાહ્મણને આ બધું છાજશે નહિ. લગ્ન સમા-

રંભ શરૂ થયો. બધા લોકો પુર ઉત્સાહમાં હતા, વરકન્યા મંગળ ફેરા ફરવા માંડ્યા. પહેલું, બીજું અને ત્રીજું મંગળ વર્તાયું. ચોથું મંગળ ફરવા જાય છે તે વખતે એક અકસ્માત બન્યો. ચોરી ઉપર ચંદરવો બાંધેલો તેમાં એક વાઘનું ચિત્ર હતું. આ વાઘ એકાએક સજીવન થઈ ગયો અને તેણે વરરાજાના પ્રાણ લીધા અને પછી વાઘ અલોપ થઈ ગયો. બધે હાહાકાર થયો. વિક્રમરાજા તો હાથ ઘસીને રહ્યા. બધા લોકો પણ દિલગીર થઈ ગયા અને સૌ જાત જાતની વાતો કરવા મંડયા.

કોઈ કહે આવ્યો તાવ, કોઈ કહે વીંછી વળીયો,
કોઇ કહે કરડયો નાગ, કોઈ કહે વાસી વળીયો;
કોઇ કહે વાધ્યો રોગ, કોઇ કહે મારી મૂઠ,
કોઈ કહે લાગ્યું પાપ, એમ લોકો પડીયા જૂઠ;
ઇશ્વર માથે લહે નહિ, જગતતણો મહિમા જુવો,
શામળ ભટ કહે સાક્ષ એ, મોત આવે નિશ્ચે મુવો.

[ આ વાર્તા ચાલુ છે. ]

[ આ વાર્તાનો આગલો ભાગ આવતા અંકમાં આકર્ષક ચિત્ર સાથે આવશે ]

---




## બાળકો માટે જોડાઅક્ષર વિનાની વાત

( લેખકઃ—ડૉ. મોહનલાલ જે. પાઠક, વલસાડ. )

---

વસંતરાય—ધનવંતરાય, શું કરો છો ?

ધનવંતરાય—સુશીલાદેવીને દાખલા સમજાવું છું.

સુશીલા—વસંતરાય આવો, બેસો. આ ખુરશીપર બેસો.

વસંતરાય—આ ઓરડો તો બિલકુલ સાફ માલમ પડે છે; ને વળી ખાસ ટેબલ, ખુરશી, આરામખુરશી, કબાટ વગેરે મનોહર ચીજોથી શણગારેલો છે. ખાસ વાચવા લખવા ને ભણવા સારૂજ આ રૂમ રાખેલો હોય એવો લાગે છે. તમારી ગોઠવણી ને સફાઈ વખાણવા લાયક છે.

સુશીલા—શું વસંતરાય, તમોએ આવો ઓરડો આજ પહેલોજ જોયો છે કે ?

વસંતરાય—બીજા કેટલાક ઓળખીતાઓને ઘેર હું જાઉં છું; પણ આટલી સફાઈ, સગવડ ને ગોઠવણી માલમ પડતાં નથી. જેઓ સુઘડ જોઈએ તેટલાં નથી, સહેજ ગંદાં છે, તેમને તમારા ઓરડાનો દાખલો મારે આપવો પડશે.

સુશીલા—મારા ઓરડાનો દાખલો ! તે વળી કેવો ? શું મારા રૂમના દાખલાનો સરવાળો, બાદબાકી, ભાગાકાર, કે ગુણાકાર તેઓ કરશે ? આવી વાત તો આજ જ મેં સાંભળી. મારા રૂમનો દાખલો શું કામ કરી નાંખવાના ? તેઓ એનો શો

હિસાબ કરશે? એ દાખલાનો કઈ રીતે હિસાબ કરી શો જવાબ આપશે તે તમે મને કહેશો? હેં, વસંતરાય, મારૂં સાંભળી મૂછમાં કેમ હસો છો?

વસંતરાય—સુશીલાદેવી, તમે નાદાન છો; પણ આટલું બધું સાફસૂફ રાખો છો તેથી મારે તમને ઇનામ આપવું પડશે.

સુશીલા—પણ મારા રૂમનો તમે દાખલો કરી નાંખવાના છો તેનું શું? જવાબ કેમ આપતા નથી? વાત શાને ઉડાવો છો?

વસંતરાય—પણ સુશીલાદેવી, દાખલાના કેટલા માયના થાય તે તમો સમજો છો?

સુશીલા—હા જી, સારી રીતે સમજું છું.

વસંતરાય—દાખલો એટલે શું? કહો જોઉં વારૂ.

સુશીલા—દાખલો એટલે બેને બે ચાર, ને જો પાંચ દહેવાઇ જાય તો ધનુભાઈ એક ને એક બે ટપલા માથા પર મારે તે; વળી બીજું શું?

વસંતરાય—પણ આ દાખલો તો બીજીજ જાતનો છે. તમને હમણાં સમજણ નહિ પડે.

સુશીલા—તો શું? એ દાખલાનો હિસાબ બેમાંથી બાદ બે એટલે ઝીરો-ગોળ મીડું-એવો થતો હશે વારૂ? એમાં બાદબાકી કરવાની કે સરવાળો, તે કહોની, એટલે ઝટ જવાબ આપું.

વસંતરાય—હું પાછો મળવા આવીશ તે વખતે તમને એ દાખલો સમજાવીશ. હાલ તમારી સફાઇ, સુઘડતા ને સાદાઇ સારૂ આ મારી પાસે ભારત-નીતિ-સેવા સમજાવનારી સુંદર ગરબાવળી છે તે આપું છું. હું ખુશીથી આપું છું માટે લેવી પડશે.

સુશીલાદેવી શરમાતી શરમાતી સહેજ હસતે વદને તે ભેટ લે છે અને કહે છે:—

'વસંતરાય, તમે આજ અહીંજ રહો તો સારૂં. બહુજ આનંદ થશે. મારી મા આ ભેટ જોઈ બહુજ ખુશી થશે.'

વસંતરાય—આજે મારાથી ન રહેવાય. મારી મા ફીકર કરે. તે હવે ઘરડાં થયાં છે, એટલે મારાથી રાતના બહાર ન રહેવાય.

સુશીલા—તો મા હમણાં આવશે, તેને મળીને જજો. હમણાંજ થોડીક વારમાં આવશે.

વસંતરાય—ચાલો, તમારી મરજી; પણ બહુ મોડું થાય ને તમારી માને આવતાં ઘણી વાર લાગે તો મારાથી તેટલી વાર બેસાશે નહિ.

એટલામાં સુશીલાદેવીનાં માતાજી દયાળુદેવી આવી પહોંચે છે.

દયાળુદેવી—વસંતરાય, તમને જોઇને ઘણોજ આનંદ થયો. તમને જોઈને આ મારી સુશીલા ગાંડી ગાંડી થઈ જાય છે. કેટલા વખતથી અહીં બેઠા છો ?

વસંતરાય—ઘણો વખત થયો. હું જવાની તૈયારીમાંજ હતો, એટલામાં તમને જોયાં.

દયાળુદેવી—બેઠા તો સારૂં થયું. આ સફરજન લેશો ? જમરૂખ, કમરખ, કેળાં, લીલી દરાખ, દાડમ, બોર, જાંબુ, વિલાયતી આમલી, રાયણો, શેતુર, રામફળ, સીતાફળ, ચીકુ, પપૈયું, કેરી, નારંગી, મોસંબી, અખરોટ, આલુ, બદામ, ખારેક વગેરે બધી જાતનો સુકો ને લીલો મેવો લાવી છું. જુવો, તમે બધાં વહેંચીને ખાવ. આ સાથેની ટોપલીમાં સુરતી ઘારી, બરફી, પેંડા ને કોપરાપાક પણ છે. જાતજાતના હલવા પણ છે. જે ખાવું હોય તે મઝેથી ખાવ એટલામાં હું ચાહ બનાવી લાવું છું.

વસંતરાય—પણ દેવીજી, હું તો વિલાયતી ખાંડ બીલકુલ ખાતો જ નથી. મેં ભારત સારૂ જેલને મહેલ માની મરનાર "**મહારાજ તીલક**" છ વરસની જેલમાં માંડલે ગયા તે દિવસથી તજી, તે હજુ ખાધી જ નથી, ને આખી જીંદગી વિલાયતી ખાંડ ખાવી જ નહિ એવું મારૂં પણ છે.

દયાળુદેવી—વસંતરાય, તમારૂં કહેવું સાંભળી મારા આનંદનો પાર નથી. ભારતમાતાની કુખે એવાંજ બાલકો અવતરો એવી મારી રઘુવંશી રામજી પાસે માગણી છે. પણ એ મિઠાઈ તો દેશી ખાંડની છે. જુઓની તે સહેજ રાતી માલમ પડે છે

વસંતરાય—સુરતમાં દેશી ખાંડ શી રીતે આવી ?

દયાળુદેવી—હમણાં મથુરાજીથી એક મિઠાઈવાળા ભૈયાજી સુરતમાં આવેલા છે. તે ગોળમાંથી ખાંડ જાતેજ બનાવી આવી મઝાની મિઠાઈ બનાવે છે. એક સુરત જનાર સાથે મેં મંગાવી હતી, તે આજજ આવી છે. ભલા માણસ ભલે સમયે આવે. તમારૂં 'પણ' પણ રહેશે ને મઝેથી બધાં સાથે આનંદે ખવાશે.

વસંતરાય—તો તમે બધાં પણ શું પરદેશી ખાંડ નથી ખાતાં?

દયાળુદેવી—ના. હમોએ પણ છોડી દીધી છે.

વસંતરાય—તમે ચાહ મૂકવાનું કેમ કહો છો ? નાનાં, મોટાં, જુવાન, ઘરડાં કે બાલક; રાજા કે ગરીબ; મજુર કે શેઠ; જે ચાહ પીએ તેને બધાંને તે નડે છે તેમા અફીણ જેવી એક ઝેરી ચીજ આવે છે, તેથી હોજરી બગડે છે, ને ખાધેલું પચતું નથી. એવી ચહા તમે કેમ પીઓ છો ?

દયાળુદેવી—અમે ચાહ, કૉફી કે કોકો પીતાં જ નથી. તાજું ગાયનું દૂધ સવારસાંજ પીએ છીએ. પાછલે પહોર આવા લીલા ને સુકા મેવાનું 'ટીફીન' કરીએ છીએ. આજ તો તમારે સારૂ જ ખાસ ચાહ મૂકવાની વાત કરતી હતી.

વસંતરાય—ના, ના. મેં પણ એ બધી ચીજો તજી દીધેલી છે. ચાલો, બહુ સારૂં થયું કે આપણે બધાં એકજ સરખા વિચારનાં છીએ. દેશનું ભલું તેમાંજ આપણું ભલું; ને આપણું સારૂં તેમાંજ દેશનું સારૂં. ઠીક થયું. આજ તો બહુજ આનંદ થયો. હવે તમારો, આ તમારાં છોકરાનો, ને તમારા આખા ઘરનો ને તમારી હેલી કરણીનો વગેરે બધીજ જાતનો દાખલો મારે બીજાને આપવો પડશે.

સુશીલા—તો તો એ દાખલાનો સરવાળો અજબ કે ગજબ થઈ જશે. બાદબાકી તો આવી મોટી થશે જ કેમ ? એનો ગુણાકાર ને ભાગાકાર તો જરુર કે "વૉઇસરાય સાહેબ" ને પણ ન આવડે. તમે તો આજે અજબ ગજબ કરો છો.! (પોતાની બા તરફ જોઇને) બા, આ જોની, વસંતરાયે મને કેવી મઝાની ભેટ આપી છે!

દયાળુદેવી—વસંતરાય તારા પર ઘણોજ ચાહ રાખે છે. એ ભેટને સાચવી રાખજે, ને બધા ગરબા મોઢે કરજે.

સુશીલા—બા, એના ઢાળ ને રાગ મને કોણ શીખવશે ?

ધનવંતરાય—હું રોજ સંગીત-કળા-મહામંદિરમાં ગાયન શિખવા જાઉં છું. તેની નજીક હમણાજ એક સંગીત-કળા-નિપૂણ દેવી રહેવા આવેલાં છે, તે ફી લઈ શિખવવા જાય છે. તારે માટે તેને આપણે રોજ બોલાવીશું.

વસંતરાય—ચાલો, એ પણ ઠીક થશે. છોકરીઓને ગાતાં, વગાડતાં, શીવતાં, ભરતાં ગુંથતાં, રાંધતાં વગેરે બધી જાતનું ઘરકામ કરતાં શીખવવું જોઇએ. એ બધું આવડે તોજ તે છોકરી સુખી થાય અને બીજાંને સુખ આપી શકે. બાકી કળાની કેળવણી વગર તો પરણીને સંસાર માંડે તે સમયે લડાલડી ને અપાઝપી થાય, બીજું શું ? ચાલો, વાતમાં ને વાતમાં બહુ મોડું થયું, હવે હું જઈશ.

દયાળુદેવી—પણ આમ ખાધા વગર જવાય કે ? ભાઈ, એમ ન ચાલે.

પછી તુરતજ લીલા તથા સુકા મેવા અને દેશી ખાંડની મિઠાઈ ને બધાંએ મળી આનંદથી મોઢા વાટે પેટમાં સંતાડી દીધાં.

"જય હો ભારતભૂમિની" એમ કહી વસંતરાય ઘેર ગયા.

બાળકો માટે—

# રામાયણની વાતો.

## (૨) વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા.

વ્હાલા બાળકો! પહેલી વાતમાં રામલક્ષ્મણ વગેરે ચારે ભાઈઓના જન્મ સમયના આનંદઉત્સવો, તેમના બાળખેલો અને વિદ્યાભ્યાસની કહેલી હકીકત તો તમને બહુ સારી રીતે યાદ હશે. વિદ્યાથી માણસમાં નવું તેજ આવે છે. ખરૂં સોનું જેમ ઓપ ચઢાવે વધારે ઝળકી ઉઠે છે તેમ આ ચારે રાજકુમારો સદ્‌વિદ્યાથી ભારે દીપી નીકળ્યા.

સદ્‌વિદ્યામાં તેમને ધર્મ, નીતિ અને યુદ્ધવિદ્યા શિખવવા તરફ ખાસ કાળજી રાખવામાં આવી હતી. ધર્મના શિક્ષણથી તેમનાં હૃદય પવિત્ર બન્યાં હતા, અને ધર્મનાં પુસ્તકોનો અભ્યાસ કરવા તરફ તેમની પ્રીતિ વધી હતી. નીતિના જ્ઞાનથી માબાપની આજ્ઞા પાળવી, ગુરુ અને વડીલોની માન અને પ્રેમથી સેવાચાકરી કરવી, પ્રાણીમાત્ર તરફ સ્નેહ અને સમભાવ રાખવો, દુષ્ટોને દંડ દેવો, સજ્જનોનું રક્ષણ કરવું, નબળાં અને નિરાધારને મદદ કરવી, દયા રાખવી, ક્ષમાવાન થવું, સત્ય બોલવું, શરણે આવેલાંનું રક્ષણ કરવું, વચન પાળવું વગેરે અનેક સારા ગુણો તેમનામાં આવ્યા હતા, અને તેથી તેમનાં મન બહુ મજબૂત બન્યાં હતાં. યુદ્ધવિદ્યાથી તેમનાં શરીર કસાઈને બળવાન અને સહનશીળ થયાં હતાં. બાણ મારવામાં રામનો નંબર સૌથી ચઢી જતો. તેમનું બાણ કદિયે ખાલી જતું નહિ. નિશાન તાકીને માર્યું કે ઉડાડ્યું

જ છે. આટલા માટે જ જ્યારે આપણે કોઈ ઉપાય અજમાવીએ છીએ અને તેથી ધારેલી અસર પેદા થવા પામે છે ત્યારે તેને આપણે 'રામબાણ'ની સાથે સરખાવીએ છીએ, અને કહીએ છીએ કે ' આ ઉપાય તો ભાઈ રામબાણ છે. '

પોતાના પુત્રોને આ પ્રમાણે સદ્ગુણી, પરાક્રમી, તેજસ્વી ધર્મશીળ, જ્ઞાની, ધીર, વીર અને કીર્તિશાળી બનેલા જોઈને મહારાજા દશરથના દિલમાં ઘણો જ આનંદ થયો. આ પ્રમાણે આનંદમાં દિવસો ચાલ્યા જાય છે એવામાં રામચંદ્રજી વધારે ખ્યાતિમાં આવે એવો એક પ્રસંગ પ્રાપ્ત થયો.

મહારાજા દશરથ એક દિવસે રાજસભામાં બેસી પ્રધાનોની સાથે કંઈ વિચાર કરી રહ્યા હતા. કુળગુરુ વસિષ્ઠ, વામદેવ વગેરે ઋષિઓ પણ સભામાં બિરાજેલા હતા. આવે સમયે મહા-મુનિ વિશ્વામિત્ર પધાર્યાના સમાચાર આવી પહોંચ્યા. ખબર સાંભળ-તાંજ રાજા દશરથ ઉભા થઈ તેમને લેવાને સામે ગયા. તેમને બહુ માનથી તેડી લાવી, પગ ધોઈ ગંધ, પુષ્પ ચંદન વગેરેથી તેમની પૂજા કરી. આ પછી હાથ જોડી મહારાજા દશરથે વિનંતી કરી કે, "હે મહામુનિ ! આપનાં દર્શનથી આજે હું પાવન થયો છું, મારો જન્મ આજે સફળ થયો છે. આપ તો મારે બે પ્રકારે પૂજવા યોગ્ય છો એક તો રાજા હોવા છતાં આપે તપના બળ વડે 'રાજર્ષિ' પદ મેળવ્યું હતું અને ફરીને તે જ તપના બળ વડે આપ 'બ્રહ્મર્ષિ' બન્યા છો. કહો, આપની હું કયી ઈચ્છાને પાર પાડું ? આપના અહીં પધારવામાં જે કંઈ કારણ હોય તે મને કૃપા કરીને જણાવશો."

રાજાની નમ્રતાથી ખુશ થઈ વિશ્વામિત્રે કહ્યું કે, " હું હાલમાં વનમાં રહું છું. ત્યાં મેં યજ્ઞ કરવાનું શરૂ કર્યું છે. યજ્ઞનું કામ વિના અડચણે પાર પડે એમ જણાતું નથી. કારણ કે તે

વનમાં મરિચ અને સુબાહુ નામના બે રાક્ષસો છે. તે જુદા જુદા વેશે આવીને મારા યજ્ઞમાં હરકત કરે છે. તેઓ ઓચીંતા આવીને લોહી, માંસ વગેરે નાંખી યજ્ઞને અપવિત્ર કરે છે. હું તેમનો નાશ કરવા તૈયાર થાઉં તો ક્રોધ થવા પામે અને ક્રોધથી તો આ યજ્ઞ કરવો જ નકામો થઇ જાય એમ છે. આટલા માટે તારા મોટા પુત્ર રામને મારી સાથે મોકલ. તે ખરો પરાક્રમી છે અને એ બન્ને રાક્ષસોનો નાશ કરવાને સમર્થ પણ છે. તેના પરાક્રમ અને મારા આશીર્વાદથી તે જરૂર એ રાક્ષસોનો નાશ કરશે અને જગતમાં વિખ્યાત થશે. રામચંદ્રમાં કેટલું પરાક્રમ છે તે હું બરાબર જાણું છું. તેના સિવાય એ રાક્ષસોનો નાશ કરવાને કોઈ પણ સમર્થ નથી. માટે હે રાજન્ ! એને મારી સાથે મોકલ. તે થોડા દિવસમાં જ સુખરૂપ આવીને તમને મળશે. આ વિષે ચિંતા કે શોક કરવાનું કંઇ કારણ નથી. તેમાં તારૂં કલ્યાણ જ રહેલું છે. ”

વિશ્વામિત્રની આવી માગણી સાંભળીને રાજા દશરથ બેબાકળા બની ગયા. તેમનું હૃદય ધબકવા લાગ્યું અને આંખે અંધારાં આવ્યાં. તેમને એવો તો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે મુનિશ્રી રામચંદ્રની માગણી કરશે. તેમણે તો એવું જ ધારેલું કે કોઇ ચીજ યા પૈસા ટકાની માગણી કરશે. પણ આ તો નહિ ધારેલી એવી માગણી હતી અને તેથી જ દશરથરાજા એકદમ શોકથી બ્હાવરા બની ગયા. થોડી વાર પછી શાન્ત બનીને તે કહેવા લાગ્યા, કે હે ઋષિરાજ ! રામ તો હજી બાળક છે. તેને સોળ વરસે પૂરાં થયાં નથી. એ રાક્ષસોની સાથે લડી શકે એમ છે જ ક્યાં ? કહો તો મારી સેના સાથે હું આવું અને રાક્ષસોને હણું, પણ રામને લઈ જવાની વાત ન કરશો. આપને જોઇએ તો ભૂમિ, ધન, પશુ વગેરે હરકોઈ ચીજ લાવીને હાજર કરવાને તૈયાર છું પણ રામને મોકલવામાં મારૂં મન માનતું નથી. માટે તેના સિવાય બીજું જે કંઇ જોઈએ તે માગી લ્યો. ”

રાજા દશરથને આમ ગભરાયેલા જોઇને વિશ્વામિત્રે તેમની ખબર લઈ લીધી. ક્ષત્રિયના ધર્મની સાથે રામચંદ્રજીના ખરા સ્વરૂપ અને પરાક્રમનું રાજાને ભાન કરાવ્યું. પછી કુળગુરૂ વસિષ્ઠે સમજ પાડી અને કહ્યું કે, રામચંદ્રજીને તમે સમજો છો તેવા તે બાળક નથી. તે ઘણા બળવાન અને દૈવી ગુણવાળા છે. તે રાક્ષસોનો જરૂર નાશ કરશે, એમાં સંદેહ આણવો યોગ્ય નથી. માટે જરા પણ આનાકાની કર્યા સિવાય રામચંદ્રને વિશ્વામિત્રની સાથે ખુશીથી વિદાય કરો.

વિશ્વામિત્રનાં આવાં વચનથી દશરથ રાજાને ધીરજ આવી અને હરખભેર રામ તેમજ લક્ષ્મણને તેડી મંગાવ્યા. કુંવરો આવી પહોંચતાં તેમને વિશ્વામિત્રની સાથે જવાની આજ્ઞા કરી. બન્ને પુત્રોએ પિતાની આજ્ઞા માથે ચઢાવી અને વસ્ત્ર, અલંકાર તેમજ હથિયારવડે સજ્જ થઇને ઋષિની સાથે જવાને તે તૈયાર થઈ ગયા. વિશ્વામિત્ર બહુ ખુશી થયા અને બંને રાજકુમારોને લઇને પોતાના આશ્રમ તરફ ચાલી નીકળ્યા. રસ્તામાં ઋષિએ બન્ને રાજપુત્રને બાણ મારવાની બે સરસમાં સરસ રીતો શીખવી દીધી.

ચાલતાં ચાલતાં તેઓ ગાઢ જંગલમાં આવી પહોંચ્યા. અહીં જંગલની જગાએ પહેલાં એક સુંદર શહેર હતું. તેમાં ઘણા માણસોની વસતી હતી. પણ એક રાક્ષસીએ આવી તે શહેરનો નાશ કર્યો તે વખતથી શહેરને બદલે અહીં જંગલ બની ગયું હતું. તે રાક્ષસી બહુ વિકરાળ અને જબરી હતી. તે એવી તો જબરી હતી, કે મોટા મોટા હાથીઓને પણ ઉછાળીને ફેંકી દેતી. આથી આ જંગલમાં થઇને ભાગ્યે જ કોઇ સહીસલામત જઇ શકતું. માણસની તેને ગંધ આવતી, ને જોતાની સાથે જ તે તેના ઉપર તુટી પડતી અને પકડીને ખાઇ જતી.

વિશ્વામિત્રે રામચંદ્રજીને આ રાક્ષસીની વાત કહી સંભળાવી અને તેનો નાશ કરવાની સૂચના કરી. ઋષિનું વચન માથે ચઢાવ્યું અને રાક્ષસીને જાણ કરવા–ચેતવવા રામે ધનુષનો ટંકાર કર્યો.

રામચંદ્રજીના ધનુષ–ટંકારથી આખું વન ગાજી ઉઠયું અને પશુ-પક્ષીઓ ખળભળી ઉઠયાં. રાક્ષસી તાડકા તો એ મહાન ટંકારથી આભી જ બની ગઇ, પણ જ્યારે તેને માણસની ગંધ આવી ત્યારે તે હિંમતથી બહાર આવી અને રામલક્ષ્મણને ખાઇ જવાને તેમના તરફ મોઢું ફાડીને ધસી. રામે તેને ધસી આવતી જોઈ એક બાણ માર્યું, લક્ષ્મણે પણ તે સાથે જ તીર ફેંકયું. રામના બાણે તેનું નાક ઉડાવી દીધું. આ મારથી તે છુપી જગામાં ભરાઇ પેઠી. પછી ખબર ન પડે તેવી રીતે બન્ને ભાઈ ઉપર મોટા મોટા પથરાઓ ફેંકવા લાગી. તે રાક્ષસી કયાં ભરાઇ પેઠી હતી તે જણાતું ન હતું. આથી તેના અવાજની દિશા પારખીને રામલક્ષ્મણે બાણ મારવા માંડયાં. બાણોના મારથી જ્યારે તે ઘવાણી અને વ્યાકુળ બની ત્યારે વીફરીને સામે આવી. તેને સામે આવેલી જોતાં જ રામે એક સખત જોરથી બાણ માર્યું અને તે સાથે જ તેના પ્રાણ નીકળી ગયા. પ્રાણ નીકળતાંની સાથે જ તેનું શરીર જમીન ઉપર મોટા ધડકા સાથે તૂટી પડયું.

બન્ને રાજકુમારોનું આ પરાક્રમ જોઈ ઋષિ બહુજ ખુશી થયા, અને તેમને દિવ્ય અસ્ત્રોની ભેટ કરી. આ અસ્ત્રો એવાં હતાં કે તેમને જ્યાં ફેંકવામાં આવે ત્યાં તો રોકાયા વગર ચાલ્યાં જાય અને ધાર્યું કામ કરીને પાછાં ફેંકનારના હાથમાં આવી પડે. અસ્ત્રો આપવાની સાથે તેનો ઉપયોગ કરવાની વિદ્યા પણ વિશ્વામિત્રે બન્ને ભાઇને બહુજ સારી રીતે શિખવી.

તાડકાને મારી નાંખીને તેઓ આગળ ચાલ્યા. થોડા દિવસમાં ઋષીના આશ્રમે જઈ પહોંચ્યા. અહીં રામચંદ્ર અને લક્ષ્મણ બન્ને ભાઈ ઓ યજ્ઞનું રક્ષણ કરવાના કામમાં રોકાયા અને વિશ્વામિત્ર બીજા ઋષિઓની સાથે યજ્ઞ કરવા લાગ્યા. યજ્ઞમાં ઘી સાથે સુગંધીદાર પદાર્થોનો હોમ થવા લાગ્યો. તેની સુવાસ ચારે તરફ પ્રસરી રહી અને ધૂમાડો આકાશમાં ઉડવા લાગ્યો. ધૂમાડો જોતાંની સાથે જ મારીચ અને સુબાહુ એ બેય રાક્ષસો યજ્ઞના મંડપ

પાસે આવી પહોંચ્યા. રામે એકદમ તેમના ઉપર બાણનો મારો શરૂ કરી દીધો. એક સખત બાણના સપાટાથી સુબાહુ ત્યાંને ત્યાં જ મરી ગયો અને મારીચ નાશીને દૂર જતો રહ્યો. સઘળા ઋષિયો રામના આ પરાક્રમથી બહુ જ ખુશી થયા, અને એકે અવાજે તેમનાં વખાણ કરવા મંડી પડ્યા.

ઋષિયોને હવે રાક્ષસો તરફની જરાએ ચિંતા રહી નહિ. તેઓ એક ચિત્તે યજ્ઞ કરવા લાગ્યા. રામલક્ષ્મણ પણ રક્ષણ કરવાનું પોતાનું કામ બરાબર કરી રહ્યા હતા. કેટલેક દિવસે યજ્ઞનું કામ સારી રીતે પૂરૂં થઈ ગયું. રામલક્ષ્મણને સઘળા ઋિષયોએ આશીર્વાદ આપ્યા અને થોડાક વધારે દિવસો પોતાની સાથે રહેવાને જણાવ્યું. બન્ને ભાઈઓ રાજીથી ત્યાં રહ્યા અને વનની કુદરતની લીલા સાથે ઋષિયોના શાન્ત અને સાદા જીવનને નિહાળવા લાગ્યા.

---

# રમત અને અભ્યાસ.

(નિશાળે જતા બે વિદ્યાર્થીઓનો સંવાદ.)

[લેખક:—રા. ચીમનલાલ એસ. શુકલ.]

ગોવિંદ—ભાઈ ચાલ આપણે રમવા જઈએ. જો પેલા મોટા વડના ઝાડ ઉપર છોકરાઓ કેવા આનંદથી રમે છે?

રામુ—અરે! એ શું બોલ્યો? હું તારા જેવો રમતીયાળ નથી. શું આ રમવાનો વખત છે? જો અત્યારે આપણે રમીએ તો નિશાળે જવાનું મોડું થાય નહિ કે? અને મોડું થાય એટલે આપણે તેટલો અભ્યાસ ગુમાવીએ નહિ કે?

ગોવિંદ—બળ્યો અભ્યાસ. આખો દિવસ અભ્યાસ, અભ્યાસ ને અભ્યાસ જ! સવારે, બપોરે, સાંજે જ્યારે જુઓ ત્યારે અભ્યાસ ને અભ્યાસ. અભ્યાસ કરીને એવું તે શું ફળ મળવાનું છે?

રામુ—ભાઈ તું ભુલે છે. અભ્યાસ કરવો તે હાલ આપણું પહેલું કર્તવ્ય છે એ શું તને ખબર નથી?

ગોવિંદ—પણ ભાઈ, તું ખરેખરૂં કહે કે તને રમવાનું મન શું નથી થતું?

રામુ—મને રમવું નથી ગમતું તેમ નથી, પણ ભણવાને વખતે રમવાનું મને ઠીક લાગતું નથી. અત્યારે લેસન કરવાને વખતે રમવું તે સારૂં કહેવાય નહિ.

ગોવિંદ—અરે, એક બે કલાક રમીને પછી નિશાળે જશું. ખરૂં પુછો તો લખવું, વાંચવું અને નિશાળે જવું એ મને તો બીલકુલ ગમતું નથી. અરે! રમવા જેવી મજા બીજે કયાં છે?

રાસુ—તું એમ સમજે છે પણ મને કહે કે તારી સ્થિતિ શું છે. તું એક એક વર્ગમાં બબ્બે ત્રણ ત્રણ વરસ રહે છે. બીજા નવા છોકરા તારી ઉપર નંબર રાખે એ શું તારે માટે શરમાવા જેવું નથી કે ? તારો નંબર કલાસમાં છેલ્લો રહેછે અને તેથી માસ્તર તારી ઉપર ગુસ્સે થાય છે તે કાંઈ તને સાંભરતું નથી.

ગોવિંદ—સંભારીને શું કરવું છે ? માસ્તર ટક ટક કરે તે સાંભળવું ન પડે તેટલા માટે તો હું ઘણીવાર નિશાળે આવતો નથી. પણ ઘેર મને મારાં માબાપ રહેવા દેતાં નથી એટલે પરાણે નિશાળે આવું છું. મને નિશાળે જવું બીલકુલ ગમતું નથી. પુસ્તકો વાંચવાનું મને તિરસ્કાર રૂપ લાગે છે. અરે ભણીને કરવું છે શુ ! મોટા માણસોને મજા છે. હું એક દિવસ મોટો થઇશ એટલે મજા પડશે. હુ થોડા વખતમાંજ મોટો થઈ જઈશ પછી અભ્યાસ શું કરવો છે ?

રાસુ—ભાઇ, તારા મગજમાં આ શું ભૂત ભરાઇ ગયું છે ? જો નાનપણમાં વિદ્યા મેળવી હોય તો મોટપણે સુખ મળે છે. નાનપણમાં જે છોકરો ભણતો નથી તે મોટો થયે દુઃખ ભોગવે છે. નાનપણમાં આપણે ભણીયે તો હંમેશા સુખ મળે છે; કારણ કે તેના ઉપર માસ્તર, માબાપ, ઘરનાં માણસો સર્વે પ્રીતિ રાખે છે. અને અભ્યાસ નથી કરતો તેના ઉપર પ્રેમ રાખતાં નથી. જો તું સારી રીતે ભણીશ તો સૌ તને ચાહશે અને તારી ઉપર કોઇ નારાજ થશે નહિ.

ગોવિંદ—તું કહે છે તે મને કાંઇક ખરૂં લાગે છે. મારા ઉપર સૌને કંટાળો આવે છે. નિશાળમાં જો હું કાંઈ બોલું તો મને બહુબોલો કહે છે. હું ઘેર વાંચતો નથી માટે માસ્તર તથા મારાં માબાપ મારી ઉપર હેત રાખતાં નથી. શું હું રમ્યા ન કરૂં અને અભ્યાસ કરૂં તો બધાં મારી ઉપર હેત રાખશે ?

**રામુ**—હા. તેમાં જરા પણ શક નથી. એથી માસ્તર પણ તને ચાહશે એટલે છોકરાઓ પણ તારૂં ખરાબ બોલતા બંધ થઈ જશે. તારાં માબાપને પણ આથી આનંદ થશે અને હું કહું છું તેમ તું સુખી થઈશ. તું હમણાં કહે છે કે રમવામાં મજા છે, પણ તું પછી કહીશ કે ભણવા જેવી મજા બીજી શેમાંયે નથી.

**ગોવિંદ**—શું તું એમ કહે છે કે રમવા કરતાં ભણવામાં વધારે સુખ છે? ત્યારે તો હું પણ હવે ધ્યાન દઈને ભણવા માંડીશ. પણ હું અભ્યાસ કરી શકીશ?

**રામુ**—ન શું કરવા કરી શકાય? માણસ ધારે તે કરી શકે છે. હું પણ પહેલાં કયાં અભ્યાસ કરતો? જો હું સુધર્યો તો તું કેમ સુધરી ન શકે?

**ગોવિંદ**—ઠીક ભાઈ, આજથી હું ખૂબ ભણીશ. ભણનારા છોકરા એ રમવુંજ નહિ એમ તું કહે છે કે?

**રામુ**—ભણનારે રમવુંજ નહિ એમ નહિ. ઉલટું અભ્યાસ કરીને તો રોજ રમવું જોઇએ. નિશાળે જવાનું કે લેસન કરવાનું છોડી દઈ રમવા જવું એ રમવું સારૂં નથી.

**ગોવિંદ**—ઠીક. તું કહે છે તે મને હવે બરોબર ધ્યાનમાં આવ્યું. તારા કહેવા પ્રમાણે આજથીજ હું ભણવામાં ખૂબ ધ્યાન રાખીશ. ચાલ ત્યારે હવે આપણે નિશાળે જલદી જઈએ.

# ગયા અંકમાંના ઉખાણાનો ઉકેલ.

૧ લો જવાબ—ચાર આના અને આઠ આના.

૨ જો જવાબ—[ આ ઉખાણાનો જવાબ ઘણી રીતે આપી શકાય. પરંતુ અમને બ્હેન રતનગૌરી ચંદુલાલ તરફથી જે જવાબ મળ્યો છે તે જ અહીં આપીએ છીએ. ]

પહેલાં—વટલોઈમાંથી ત્રણ શેરીઓ અને પાંચ શેરીયો ભર્યા, અને વટલોઈમાં જે દૂધ વધ્યું તે ભરવાડણ પી ગઈ.

પછી—ત્રણ શેરીઓ વટલોઈમાં ખાલી કર્યો. પાંચ શેરીઆમાંથી ત્રણ શેરીઓ ભર્યો. ત્રણ શેરીઓ પાછો વટલોઇમાં ખાલી કર્યો. પાંચ શેરીઆમાંનું બાકીનું બ શેર ત્રણ શેરીઆમાં રેડયું. વટલોઈમાંનું છ શેર દૂધ પાંચ શેરીઆમાં રેડ્યું એટલે વટલોઇમાં ૧ શેર, ત્રણ શેરીઆમાં ૨ શેર અને પાંચ શેરીઆમાં ૫ શેર દૂધ એ પ્રમાણે થયું.

હવે—વટલોઈમાંનું શેર દૂધ કોઈને આપી દીધું. ત્રણ શેરીઆમાંનું બ શેર વટલોઇમાં રેડયું. પાંચ શેરીઆમાંનું પાંચ શેર વટલોઈમાં રેડયું એટલે તેમાં કુલ ૭ શેર થયું. ત્રણ શેરીઓ અને પાંચશેરીઓ ખાલી રહ્યા.

હવે—વટલોઈમાંથી ત્રણશેરીઓ ભર્યો. બાકીનું ૪ શેર પાંચ શેરીઆમાં રેડયું. ત્રણશેરીઓ પાછો વટલોઈમાં ખાલી કર્યો. પાંચ શેરીઆમાં જે ચાર શેર છે તેમાંથી ત્રણ શેરીઓ ભરી વટલોઈમાં ખાલી કર્યો અને પાંચશેરીઆમાંનું ૧ શેર ત્રણ શેરીઆમાં રેડયું. આથી વટલોઇમાં ૬ શેર અને ત્રણ શેરીઆમાં ૧ શેર દૂધ થયું. તેમજ પાંચશેરીઓ ખાલી રહ્યો.

હવે—વટલોઈમાંથી પાંચ શેરીઆમાં ૫ શેર રેડયું અને એ પાંચશેર દૂધ પાસે ઉભેલાં છોકરાંને પાઈ દીધું. પછી વટલોઈમાંનું ૧ શેર પાંચશેરીઆમાં રેડયું. આ પ્રમાણે ત્રણ શેરીઆમાં તથા પાંચ શેરીઆમાં શેર શેર દૂધ ભરીને તેણે બન્ને લોટા શેઠની સામે ધર્યા. શેઠ ભરવાડણની અક્કલ જોઈ ખુશી થયા અને કહ્યા મુજબ ઈનામ આપી ચાલતા થયા.

## અનુક્રમણિકા.



## " બાળક " વિભાગઃ—



સિંહાસન બત્રિસીની વાર્તાઓ.

પછી બે બાપ વાતે વળગ્યા. [બાળક પૃ. ૫૬.]

"સ્ત્રી-બોધ" નો બાળવિભાગ

# બાળક.

પુસ્તક ૪ થું.] માર્ચ, ૧૯૨૩. [અંક ૩ જો.



કવિ શામળ ભટ્ટની

## સિંહાસન બત્રિસીની વાર્તાઓ.

### વિપ્રની વાત (ચાલુ.)

વિક્રમરાજા તો આ બનાવથી બહુજ શોકમાં પડયા. એમના મનમાં આવ્યું કે જો હું આ છોકરાને બચાવી શકું નહિ તો તો પરદુ:ખભંજન શા કામનો? હવે હું મારા પ્રાણ તજીશ. પરંતુ એકવાર સજીવનમંત્ર માટે હું મહેનત કરૂં. પછી એણે તે બ્રાહ્મણને બહુ કાલાવાલા કરીને કહ્યું કે તારા દિકરાના શબને તું સાચવી રાખજે, અને જે કરવું હોય તે એક વર્ષ પછી કરજે. બ્રાહ્મણે કબૂલ કર્યું એટલે તેમણે મડદાને એક બંધ પેટીમાં મૂકી તેમાં પુષ્કળ દવાઓ ભરી. પછી તે પેટી સ્મશાનમાં એક આસોપાલવનું ઝાડ હતું તે ઉપર લટકાવી દીધી અને વિક્રમરાજા પોતાનું રાજ્ય પ્રધાનને સોંપી સજીવનમંત્રની શોધમાં ચાલી ગયા.

વિક્રમ જંગલોમાં દુ:ખની દરકાર કર્યા વિના બહુ બહુ ફર્યા. તેમને કંટાળો આવ્યો અને તેમણે ગંગાનદી તરફનો રસ્તો લીધો. તે મનમાં વિચાર કરે છે કે જો સજીવનમંત્ર મળશે તો ઠીક, નહિ તો ગંગાનદીમાં હું મારો જીવ આપીશ. એકવાર

એક મોટા જંગલમાં તેઓ હતા. તાપ પુષ્કળ હતો તેથી એક વડ નીચે આરામ લેવા તે ગયા. એટલામાં જમીનમાં એક દર હતું તેમાંથી મોટો નાગ નિકળ્યો. રાજાને આગળ ચાલી જતો જોઈ તે નાગને વાચા થઈ ને તે બોલ્યો: "એ ભાઈ મુસાફર, તું કેમ ચાલી જાય છે ? ઉભો રહે તો આપણે સુખદુઃખની વાતો કરીયે. જરા મારૂં દુઃખ તો સાંભળ," આ સાંભળી વિક્રમ રાજા ઉભો રહ્યો, ને પૂછ્યું, "ભાઈ એવું તે તારૂં શું દુઃખ છે ? મને કહે. મારાથી તે દૂર કરાય તેમ હશે તો હું કરીશ." ત્યારે તે નાગ બોલ્યો, "ભાઇ, મારા આખા શરીરમાં ગરમીનો રોગ છે તેથી ઝાળ ઉઠેછે, અને લક્ષ વિંછીની વેદના થાયછે. મારૂં દુઃખ તો કોઇ મટાડી શકે તેમ નથી. પણ મેં સાંભળ્યું છે કે ઉજ્જૈન નગરીમાં પરદુખભંજન વિક્રમરાજા રહે છે. જો બધા લોકો કહેછે, તેવો તે પરાક્રમી હોય તો તે મારૂં દુઃખ દૂર કરી શકે. તે મને એના પેટમાં જવા દે તો હું તેના પેટમાં પેસું અને અમૃત કુપ્પો જે દરેક માણસના પેટમાં હોય છે તેમાં જઇને બેસી રહું. એમ થાય તો જ મારા શરીરની ગરમી ઓછી થાય એમ છે. પણ મારા ઝેરને લીધે ધીમે ધીમે તેનો તો જીવ જાય જ."

આ વાત સાંભળી વિક્રમરાજા વિચારમાં પડી ગયો. તેણે મનમાં વિચાર્યું કે, જો આ નાગનું દુઃખ પોતે દૂર કરી શકે તેમ હોય તો ભલે જીવ જાય; પણ તેનું દુઃખ તો મટાડવુંજ જોઇયે. એમ વિચારી તે બોલ્યો, "ભાઇ, હુંજ વિક્રમરાજા છું. જો તને મારા પેટમાં જવાથી શાંતિ મળે તેમ હોય તો સુખેથી જા." એમ કહી પોતે મોં ઉઘાડ્યું. નાગ તો વિસ્મય પામ્યો. એણે કહ્યું, "હું વિક્રમ રાજાને ઓળખતો નથી, પણ જે મારૂં દુઃખ દૂર કરે તે મારો વિક્રમરાય" એમ કહી તે રાજાના પેટમાં પેઠો. આથી સાપને શાંતિ થઈ અને વિક્રમરાજા પોતાને પંથે આગળ ચાલ્યો. હવે સાપના ઝેરને લીધે તેને પેટમાં રોગ થયો. તેના શરીરનો રંગ કાળો પડવા માંડ્યો. પેટ મોટું ગાગર જેવું થયું. પછી ધીમે ધીમે તે એક નગરમાં આવ્યો. ત્યાં તો ચૌટા વચ્ચે તે પડી જ ગયો. તેના શરીરે

હજારો વિંછીની વેદના થવા માંડી, અને તે બેભાન થઇ ગયો. બધા લોક તેની આસપાસ ભેગા મળ્યા, અને છેવટે એક જણ રાજાને આ સમાચાર કહેવા ગયો

અહીંના રાજાને સંતાનમાં કેવળ બે પુત્રીઓજ હતી. તે દિવસે રાજા દરબારમાં પોતાની બન્ને દીકરીઓ સાથે બેઠો હતો. તે વખતે તેણે છોકરીઓને પૂછ્યું કે "તમે બાપકરમી છો કે આપકરમી ?" મોટી છોકરી બોલી, "પિતાજી! અમારૂં કરમ તો તમારામાંજ આવી ગયું. તમે લાડ લડાવો છો તેથી અમે સુખી છીયે. તમેજ અમને ઉત્તમ સ્થળે પરણાવશો, અને અમે સુખી થઈશું. તમેજ અમને ધન વગેરે બધું આપશો. મારૂં કર્મ તે મારો બાપ." આ સાંભળી રાજા બહુજ પ્રસન્ન થયો. પછી નાની છોકરીને તેજ સવાલ પૂછતાં તે બોલી, "પિતાજી તમે મારા વડીલ છો, તમે બહુજ માયા રાખો છો; પરંતુ મારૂં કર્મ તે મારૂં જ. એ કાંઇ તમે ફેરવી શકો નહિ.

સૌ સૌને કર્મે કરી, વશ વર્તે છે લોક;
સુખદુખ પામે કર્મથી, ડહાપણ હર્ષ ને શોક.
મન અહંકાર મૂરખ કરે, મુજથી સઘળું થાય;
તે તો જુઠું જાણજો, આપ કર્મથી ખાય.

આ સાંભળી તે રાજાને બહુજ ક્રોધ ચઢયો. એટલામાં ચૌટામાંથી પેલો માણસ સમાચાર કહેવા આવ્યો કે કોઈ અજાણ્યો મુસાફર વિચિત્ર રોગથી પીડાઇને બજારમા બેભાન થઈ પડયો છે. ક્રોધના આવેશમાં રાજાએ પોતાના માણસોને હુકમ કર્યો કે એ માંદા માણસને અત્રે લાવી તેની સાથે આ અભિમાની છોકરીનાં લગ્ન કરી દો. પછી હું જોઉં છું કે એનું કર્મ એને શા કામનું છે!" પછી ધર્મવિધિથી તે માંદા માણસ સાથે પોતાની પુત્રીનાં લગ્ન કરી એક જુના ઘરમાં તેને વાસો આપ્યો.

તે છોકરીએ તો પિતાએ પરણાવેલા પુરૂષને પતિ માની માથે ચઢાવ્યો અને તેની ચાકરીએ લાગી. ખુબ ગરમ પાણી

કરી તેનું શરીર તેણે પહેલાં લુછી નાંખી શુદ્ધ કર્યું, અને પછી તેને ચોખ્ખી પથારીમાં સુવાડી દીધો. રાત પડી એટલે દીવો બળતો રાખી પોતે એક બાજુએ પતિની સંભાળ માટે બેઠી. ચાર ઘડી રાત થઈ એટલે રોગીના પેટમાંથી મોં વાટે સાપ નિકળ્યો અને અડધો બહાર આવી હવા ખાવા લાગ્યો. આ જોઈ તે રાજપુત્રી અજબ થાય છે. એટલામાં તો એ ઘરના એક દરમાંથી બીજો સાપ નિકળ્યો. પછી બે સાપ વાતે વળગ્યા. દરનો સાપ કહે કે," અરે ભાઈ, તું કેટલું પાપ કરે છે તેનો તને ખ્યાલ છે? તારૂં દુઃખ મટાડનાર આ પરોપકારી વિક્રમરાજાને તું કેટલું દુઃખ દે છે? તું જીવીને શાં ભારે કામ કરવાનો છું? આ વિક્રમરાજા જીવતા હશે તો તેપોતાની બધી રૈયતને સુખી કરશે, અને લાખોનાં દુઃખ કાપશે."

આ સાંભળી પેટમાંના સાપને રીસ ચઢી ને તે બોલ્યો: "તું તારે રસ્તે જા. આવા અભિમાની બોલ તું બોલે છે તેનું કારણ તો તારૂં ધન છે. હું જાણું છું કે તું મોટા ચરૂ ઉપર બેસી રહે છે અને કોઇને તેમાંનું ધન લેવા દેતો નથી. જો કોઈ ભોમીયો મળે અને તારા દરમાં કકડાવેલું તેલ નાંખે તો તારો પ્રાણ જાય અને તે માણસને બધું ધન મળે." આ સાંભળી પેલા દરમાંના સાપને ઝાળ લાગી ગઈ અને તે બોલ્યો: "તું પણ જ્યાં સુધી વૈદ્ય તને મળ્યો નથી ત્યાં સુધી ગાજ્યા કરજે. જો આ રાજાને હમણાં કોયલી પાઇ દે તો તારા કકડે કકડા થઇને નિકળી જાય અને આ ભલો પરમાર્થી રાજા સાજો થઈ જાય."

પેલી રાજાની કુંવરીએ આ બધી વાત સાંભળી. પોતાનો પતિ વિક્રમરાજા છે તે જાણી બહુજ આનંદ પામી. વહાણું વાતાં બંને સાપે બતાવેલાં ઓસડ કરવા માંડ્યાં. કકડાવેલું તેલ સાપના દરમાં નાંખ્યું એટલે પેલો સાપ બહાર નિકળતાં જ મરી ગયો અને દર ખોદતાં અંદરથી અઢળક ધનથી ભરેલા ચરૂ નિકળ્યા. પછી કોયલી લાવીને પોતાના પતિને પાઈ એટલે તેને સખત રેચ લાગ્યો, અને પેટમાંના સાપના કુકડે કુકડા થઈને

બહાર પડ્યા. રાજા થોડી વારમાં જાગ્રત થયો, અને પોતાની પાસે આ સ્ત્રીને જોઇને બહુજ નવાઈ પામ્યો. તેણે પૂછ્યું કે "બાઇ તમે કોણ છો?" એટલે રાજાની કુંવરીએ બધી વાત પહેલેથી માંડીને કહી ને પછી હાથ જોડીને ઉભી રહી. વિક્રમરાજાએ કહ્યું કે, "બધી વાત તો ઠીક છે પણ આ બે સાપોના પ્રાણ તમે સ્વાર્થની ખાતર લીધા તે સારૂં ના કર્યું. મારા પેટમાંના સાપને તો મેં જાણીનેજ આશ્રય આપ્યો હતો. મારૂં પરદુઃખભંજન નામ બધું નકામું ગયું. પરંતુ હવે થનાર હતું તે થઈ ગયું છે. તમે આ બન્ને સાપના મરેલા શરીરને સાફ કરીને એક કરંડીયામાં ભરી મને આપો. મારે અહિંથી ચાલી જવું જોઇયે. મારે તો સંજીવનમંત્ર લેવા જવું છે. તે નહિ મળે તો હું પ્રાણ તજીશ. તમારે અહિં રહેવુ હોય તો સુખેથી રહો." સ્ત્રીએ કહ્યું કે, "હું તો તમારી સાથેજ આવીશ." પછી બધુ ધન પાછું તે દરમાંજ મુકીને તે બન્ને જણાં સાપનો કરંડીયો લઈને ત્યાંથી ચાલી નિકળ્યાં.

રસ્તે ચાલતાં થોડે દૂર ગયાં એટલે એક નાગણ મળી. તેણે પેલી બાઇને કહ્યું કે, "બહેન, તું બીહીશ નહિ. મારે તો આ પંથીનું કામ છે. એમના જેવા દેખાતા એક પુરૂષે એક નાગનું દુઃખ ટાળવા તેને પોતાના પેટમાં રાખ્યો હતો. હું તે નાગની મા છું. હું પૂછું છું કે એ પુરૂષ આ કે નહિ? અને મારા છોકરાની શી ખબર છે?" આ સાંભળીને વિક્રમરાય બોલ્યા કે, "બાઈ, તે માણસ હુંજ છું. અને તમારા દીકરાનું દુઃખ દૂર કરવા જતાં મારે લીધે તેનો જીવ ગયો છે." એ સાંભળી નાગણે કહ્યું કે "એમાં તારો શો વાંક? પણ જો તેના શરીરનો એક ટુકડો પણ મને મળે તો મારૂં કામ થાય. મારૂં પીયર પાતાળમાં છે, અને મારા પિતાએ મને સંજીવન અંજન આપેલું છે. તેનાથી હું તેને જીવાડી શકું તેમ છું." આ સાંભળી રાજાને આશ્ચર્ય લાગ્યું અને તેણે બધી હકીકત કહી પૂછ્યું કે "તારી પાસે અંજન કેટલું છે, અને વધારે, જોઇયે તો મળે કે નહિ?" ત્યારે નાગણે કહ્યું કે, "મારા

પિતાએ ત્રણ જણને ચાલે તેટલુંજ આપ્યું છે. તમે પરમાર્થી રાજા છો માટે તમેજ તે રાખો અને હું તો પુત્રવિયોગે પ્રાણ તજીશ." એમ કહી નાગણે રાજાને અંજન આપ્યું. રાજાએ કરંડીયામાંથી પેલા સાપના કકડા કાઢીને તે અંજનથી તેને સજીવન કર્યો. માતા પુત્ર મળ્યાં ને આનંદ પામ્યાં. પછી રાજાએ કહ્યું કે, "ભાઇ, તારા રોગને લીધે તને બળતરા થતી હોય તો મારા પેટમાં પાછો જા." પણ તે નાગણ બોલી કે, "આ અમૃત અંજનથી જે સજીવન થયું હોય તેને કોઇ પણ રોગ રહેતો નથી." આમ કહી તે નાગણ અને તેનો પુત્ર રાજાને પ્રણામ કરીને વિદાય થયાં. પછી તે રાજાએ સદાવતી નગરીમાં જઇને પેલા અંજનના બીજા ભાગથી પેલા દરના સાપને સજીવન કર્યો, અને તે દર-માંથી જે ધન મળ્યું હતું તે તેનેજ પાછું આપ્યું. પછી વિક્રમરાય પેલા બ્રાહ્મણના છોકરાની પેટી બાંધી હતી ત્યાં જવા નિકળ્યો. તે ગામ પહોંચ્યો એટલે આખા ગામમાં ખબર પડી ગઇ કે પેલો રાજા છોકરાને સજીવન કરવાની દવા લઇને આવ્યો છે. કેવી રીતે સજીવન થાય છે, તે જોવા આખું ગામ શ્મશાન તરફ ઉલટયું; પરંતુ વિક્રમરાજાએતો એકાંતમાંજ તે પેટી ઉતારી અંજનથી તે છોકરાને સજીવન કર્યો. પેલો છોકરો તો જાણે ઉંઘમાંથી આળસ મરડીને જ ઉભો થયો. પછી મોટી ધામધુમથી લોકો તે બધાને ઘેર લઇ ગયા. રાજાએ પેલા બ્રાહ્મણના પુત્રને સાત ગામ બક્ષીસ કર્યાં. તે ગામના રાજાએ પણ વિક્રમરાજાની બહુ મેમાન-ગીરી કરી. પછી વિક્રમરાયે સદાવતી નગરીમાં જ્યાં પોતે રોગી થઇને ચોટામાં પડયો હતો, ત્યાંના રાજા મહેંદ્રવજને કહેવડાવ્યું કે તારી પુત્રી આપકર્મથીજ સુખી થઇ છે અને જે રોગી સાથે તેનાં તેં લગ્ન કર્યાં હતાં તે તો વિક્રમરાજા હતો. આ સાંભળી મહેંદ્ર-વજ તો બહુજ નમ્રભાવે મોંમાં ઘાસનું તણખલું લઇને વિક્રમરાજા પાસે આવ્યો અને બહુ બહુ માફી માંગી. અને કહ્યું કે રાજાજી હું કબુલ કરૂં છું કે આપકર્મજ ખરૂં છે. પછી રાજા અને નવાં રાણી પાછાં ઉજ્જૈન ગયાં અને બીજાં પરોપકારી કામો કરવા લાગ્યાં.

આ રીતે સુભદ્રા નામે બીજી પુતળીએ રાજા ભોજને બધી પરોપકારની વાત કહી. એક રાત બ્રાહ્મણને ઘેર રહ્યા તેમાં તેમણે આટલી મહેનત કરી તેના છોકરાને સજીવન કર્યો, તેમ જ સાપ જેવા પ્રાણીનું દુઃખ દૂર કરવા પોતાનો પ્રાણ પણ તેમણે આપવા આનાકાની કરી નહોતી.

કાં ઉંચ કાં નીચ જન, કાં રાજા કાં રાંક;
કરો પૂન્ય પરમારથી, એહ અલૌકીક આંક.
પૂન્યે જશ વાધે ઘણો, પૂન્યે પુત્ર પરિવાર;
પૂન્યે હોય પરાક્રમી, અલખત અપરંપાર.
એક કરે લક્ષ કોટીધા, રીંચે પાણી બહુ રીત;
તેણે અર્થ સરે નહિ, જો વાવે નહિ બીજ.

માટે હે ભોજ રાજા ! આવા પરમાર્થનાં કાર્ય તમે કરો તો જ આ સિંહાસન ઉપર પગ મૂકી શકો. એટલું કહી તે પુતળી આકાશમાં ઉડી ગઈ.

**બિજાની વાર્તા સમાપ્ત.**

---

# બેટા, તું પરોપકારી થજે.

(લખનારઃ—સંઘવી વાડીલાલ મુળજીભાઇ.)

'મા! પેલા ગુલાબ આસું તો જો, તે કેવું સુંદર છે!' એમ એક છ સાત વર્ષના નાના બાળકે પોતાની માને કહ્યું.

'હા, આપણો નવો માળી ખાતર બરાબર નાંખે છે, અને રોપાઓને પાણી બરાબર પાય છે તે કારણથીજ આ ગુલાબ આવાં સુંદર અને મ્હોટાં થયાં છે,' એમ માએ જણાવ્યું. 'કેમ મા! તે માળી ખાતર ન નાંખે અને પાણી ન પાય તો શું આવાં મનોહર પુષ્પો ન ઉગે?' એમ તે છોકરાએ આશ્ચર્યની સાથે પોતાની માને પૂછયું. માએ કહયું, "ના, ના; તે ના ઉગે. કારણ-કે પાણી અને ખાતર તેમનો ખોરાક છે. જો તું અપવાસ કરે છે તો કેવો નિબળ થઇ જાય છે? એજ પ્રમાણે એ છોડવાઓને પુરતો ખોરાક ન મળે તો તે ઉગી શકે નહિ કે સારાં પુષ્પો આપી શકે નહિ."

એક સુકાતા જણાતા રોપા તરફ નજર કરી તે બાળક બોલી ઉઠયો, "પણ ત્યાં તો કાંઈ પુષ્પ જણાતાં નથી."

માએ કહ્યું, "તે કરમાતો જાય છે, કેમકે તેને આપેલો ખોરાક તે પચાવી શકતો નથી. 'આપવું અને લેવું' એ જીવનનું ચિન્હ. રોપાઓ અને ઝાડ, જમીન અને હવામાંથી તાપ, પાણી અને બીજી અનેક વસ્તુઓ લે છે. આંખને મનોહર અને નાકને સુગંધમય લાગે તેવાં પુષ્પોને તે જન્મ આપે છે, અને માણસ પશુ અને પક્ષી ખાઇ શકે તેવાં ફળો પેદા કરે છે. આપણે ગાયને ખવરાવીએ છીએ તો તે આપણને દુધ આપે છે.

છોકરાએ પૂછયું: "શું રોપાઓમાં જીવ છે?"

માએ જવાબ આપ્યો: "હા, રોપાઓમાં જીવ હોય છે. સર્વમાં જીવ છે. કેટલાકમાં આપણે તે જોઈ શકીએ છીએ અને કેટલાકમાં તે જોવામાં આવતો નથી."

છોકરો—પણ આખલાઓ આપણને કાંઈ આપતા નથી!

મા—તેઓ ભાર ઉપાડે છે, આપણી ગાડીઓ ખેંચે છે, આપણાં ખેતર ખેડે છે, અને બીજી અનેક રીતે તેઓ ઉપયોગી થાય છે.

છોકરો:—ત્યારે તો જે વસ્તુઓ આપણને કાંઈ આપે નહિ તે નિર્જીવ સમજવી?

મા—આપણ માણસોને કદાચ તેઓ કાંઈ ન આપે, પણ માણસો ઉપરાંત, પ્રાણીઓ, પક્ષીઓ, છોડવાઓ, વૃક્ષો, અને બીજી હજારો જીવવાળી વસ્તુઓ છે, તેમાંથી કોઇને કાંઈ આપવું જ જોઇએ. જ્યાં જીવ છે ત્યાં આપલેનો સંબંધ છે. કદાચ આ સંબંધ આપણી નજરે ન પડે છતાં તે હયાત છે તે બાબત ચોકસ છે. જે આપે નહિ અને લે પણ નહિ તે મરણ પામેલું સમજવું.

છોકરો—મા હું તો કાંઈ આપતો નથી, છતાં હું જીવું છું!

માએ તેને પોતાની બાથમાં લીધો અને તેને વ્હાલથી ચુંબન કર્યું, અને તે બોલી, 'મ્હારા વ્હાલા! તું બહુજ સારો છોકરો છે, અને તારા પિતાને અત્યંત ચહાય છે. તું અમને આનંદનું કારણ છે. તું જન્મ્યો તે પહેલાં અમે કેટલાં બધાં દુઃખી હતાં તે તું જાણતો નથી, અને તું અમને કેવા સુખનું કારણ થયો છે?'

'હેં, મા! હું તમને વધારે સુખી શી રીતે કરી શકું?'

'મારા વ્હાલા! આપણા ગામનાં માણસોને, આપણા દેશને, અને જેના સબંધમાં તું આવે તે સર્વને સુખી કરવાથી અમને તું વધારે સુખી કરી શકે. 'આપવું અને લેવું' એ જીવનનો ઉદ્દેશ છે, અને તારી જાતને તેમજ બીજાને સુખી કરવાનો પરમ માર્ગ છે. જાણી જોઇને કે અજાણપણે, દરેક

માણસને આપવું લેવું પડે છે. પણ તારી જીંદગી તને તેમજ બીજાઓને આશીર્વાદરૂપ થાય તે હેતુથી શું તું આ કામ તારાથી બનતી સારી રીતે અદા નહિ કરે ?"

'મા ! હું તે કરીશ. પણ મારે તે કેવી રીતે કરવું તે જણાવો.'

'ત્યારે મ્હારા વ્હાલા પુત્ર ! સાંભળ. હાલ તું એક બાળક છે. દશ બાર વર્ષ પછી તું મોટી ઉંમરનો માણસ થઇશ. તે વખતે તું કામ કરતો તથા કમાતો થઇશ. તારી પાસે જે ચીજ હોય તે તારી એકલાની છે એમ કદિ વિચારતો નહિ. તે વતી ગરીબ અને દુઃખીને મદદ કરવાને સર્વદા તત્પર રહેજે. ઘણા ઉત્સાહપૂર્વક દુનિયાની સારામાં સારી ચીજો તું પ્રાપ્ત કરજે. તારી જાતે તે ભોગવજે, અને બીજાઓને છુટથી આપતો રહેજે. ઝરામાંથી વાડીમાં જે નીક મારફતે પાણી જાય છે તે તું જુએ છે ને ? યાદ રાખજે કે તારે પણ તેવાજ થવું જોઇએ કે જેથી કરીને તારા દ્વારા જગતની ઉત્તમોત્તમ વસ્તુઓનો લાભ બીજા મેળવી શકે. જે માણસ પોતાને મળેલી ચીજો રાખી મુકે છે અને તેનો પોતેજ ઉપભોગ કર્યા કરે છે, તે માણસ આવી ઉત્તમ નીક કદી થઈ શકતો નથી; પણ જે મનુષ્ય પોતાને મળેલી ચીજોનો બીજાને સારૂ પણ સદુપયોગ કરે છે, તે વધારે મેળવવાને લાયક બને છે.

---

# સંગરાજાની કૃતજ્ઞતા.

મેવાડના રાજા રાયમલને સંગ, પૃથ્વીરાજ અને જયમલ્લ નામે ત્રણ પુત્રો હતા. આ ત્રણે શૂરવીર હતા; પરંતુ ત્રણેના સ્વભાવમાં એકતા નહોતી. એક દિવસ તે પોતાના કાકાના દીકરા સુરજમલ્લને સાથે લઈને શિકાર રમવા ગયા હતા. શિકારેથી પાછા આવીને રાજમહેલની અગાસીમાં હવા ખાતા બેઠા હતા. વાતો કરતાં કરતાં સંગે કહ્યું, "હું સૌથી મોટો હોવાથી રાજગાદી ઉપર મારો જ હક્ક હોય; પરંતુ મેવાડની ગાદી ઉપર કોણ બેસે, એ વિશે કુળદેવીની શી ઇચ્છા છે, તે જાણવા ચાલો આપણે દેવીનો ઉત્તર માગીએ." આ ઉપરથી ચારે કુમારો દેવીના મંદિરે ગયા. દેવી પાસે જઈ ખુલાસો મેળવવા પુજારી પાસે દાણા માગ્યા. પુજારીએ દાણા જોઇને સંગ તરફ આંગળી કરી, અને તેની પડખે બેઠેલા (સુરજમલ્લ) ને પણ રાજ્યનો થોડો ભાગ મળશે, એમ જણાવ્યું. આ સાંભળતાંજ પૃથ્વીરાજ ગુસ્સે થયો, ને તલવાર ખેંચી પુજારીનું કહેવું હમણાંજ ખોટું પાડું છું એમ કહી તેણે સંગ ઉપર તલવારનો ઘા કર્યો. સુરજમલ્લે એકદમ પૃથ્વીરાજનો હાથ પકડી લીધો, ને તેથી સંગને બહુ જોરથી ઘા ન વાગ્યો. સુરજમલ્લ અને પૃથ્વીરાજ વચ્ચે ઝપાઝપી થઈ. તે દરમિયાન સંગને પણ કેટલાક ઘા વાગ્યા ને એક આંખ તો તદ્દન ફુટી ગઇ. છેવટે સંગ ત્યાંથી નાશી છૂટયો ને વેશ બદલીને એક ભરવાડને ત્યાં રહ્યો.

ભરવાડે તેને બકરાં ઘેટાં સંભાળવાનું કામ સોંપ્યું. પણ કામ કરવાનો મહાવરો ન હોવાથી તેને તે ફાવતું નહોતું. આથી પેલો ભરવાડ એક દિવસ ગુસ્સે થયો ને બોલ્યો કે, "તને ખાતાંજ આવડે છે, માલ સંભાળતાં તો જરાયે આવડતું જ નથી." ભરવાડના આ શબ્દો સંગને ઘણા ભારે લાગ્યા, પણ તે તેણે મુંગે મોઢે સાંભળી લીધા. પછી ત્યાં તે બહુ દિવસ રહ્યો નહિ.

તે ત્યાંથી નીકળી અજમેર તરફ ગયો ને ત્યાં એક નાન રજપુત રાજા પાસે નોકરી રહ્યો. રાજાએ તેની હોંશિયારી અને શુરવીરતા જોઇને પોતાની કુંવરી આપી તેને જમાઈ કર્યો. પછી કેટલીક મુદતે તેના પિતા રાયમલનું મરણ થતાં ચિતોડની રાજગાદી સંગને મળી. સંગ ચિતોડની ગાદીએ બેઠા પછી પોતાને પ્રથમ આશ્રય આપનાર ભરવાડને ભૂલ્યો નહિ. તેણે એ ભરવાડને પોતાની પાસે તેડાવ્યો, ને પોતાના ખરાબ વખતમાં આશ્રય આપ્યા માટે ઉપકાર માની તેને ઈનામી જમીન વગેરેથી નવાજ્યો. તેમજ પોતાના સાસરાને કેટલાંક ગામોની જાગીર આપીને તેનું પણ સારૂં સન્માન કર્યું.

મોટા મનના માણસ પોતાના ખરાબ વખતમાં મદદ કરનારને કદી ભૂલતા નથી, એટલુંજ નહિ પણ પોતાનો સારો વખત થતાં તેનો બદલો વાળવાનું પણ ભૂલતા નથી.*

જીવનલાલ અમરશી મહેતા.

---

# દાંત સંબંધી લોકોપયોગી

## સવાલ-જવાબ.

( લખનારઃ—મી૦ કેખશરૂ દારાબજી જીલા. )

૧. સવાલ—તમારા દાંત શા માટે છે ?

જવાબ—( ક ) હોજરીમાં સહેલાઈથી પાચન થઈ શકે એવી રીતે ખોરાક ચાવવા માટે.

( ખ ) બોલવામાં મદદગાર થવા માટે.

( ગ ) ચહેરો ખુબસુરત દેખાવા માટે.

૨. સ૦—બચ્ચાંના દાંત કેટલો વખત સુધી ટકે છે ?

જ૦—બીજી વેળાના નવા દાંત ફુટી નીકળવાની તૈયારી થાય ત્યાંસુધી.

૩. સ૦—બીજી વેળા નવા આવેલા દાંત કેટલો વખત સુધી રહે છે ?

જ૦—જીંદગી સુધી.

૪. સ૦—તે કેવી રીતે નાશ પામે છે ?

જ૦—સડો લાગવાથી અને ઢીલા પડવાથી.

૫. સ૦—દાંત ઢીલા પડવાનું કારણ શું ?

જ૦—( ક ) પથરી યાને દાંત પર મેલ બાઝવાથી.

( ખ ) દાંતને પૂરતી કસરત નહિ મળવાથી.

૬. સ૦—દાંતને સડો લાગવાનું કારણ શું ?

જ૦—દાંત બરાબર સાફ નહિ કરવાથી ખાધેલા ખોરાકની રજકણો તેમાં ભરાઈ કોહવાથી.

૭. સ૦—ખોરાકની રજકણો કયા ભાગમાં ભરાઈ પેસે છે ?

જ૦—( ક ) દાંતની વચ્ચેની ફાટોમાં.
( ખ ) દાંત અને પારાની વચ્ચેના ભાગોમાં.
( ગ ) પારાના ખાંચાઓમાં.

૮. સ૦—દાંતમાં લાગતા સડાનો અટકાવ થઈ શકે કે ?
જ૦—હા.

૯. સ૦—કેવી રીતે ?
જ૦—( ક ) ખોરાક બરાબર ચાવવાથી.
( ખ ) દિવસમાં બે વેળા દાંતનું બ્રશ ચાલુ વાપરવાથી. ખાસ કરી સવારે ઉઠતી વખતે અને રાતે સુતી વખતે.
( ગ ) દરેક વેળા જમ્યા પછી દાંત બરાબર રીતે સાફ કરવાથી.

૧૦. સ૦—દાંત સાફ કરવા માટે શું વાપરવું જોઈએ ?
જ૦—( ક ) સાદું ચોખ્ખું પાણી.
( ખ ) બાવળ કે લીંબડાનું તાજું દાતણ.
( ગ ) કઠણ દાંતનું બ્રશ.
( ઘ ) ચાકનો ભૂકો.

૧૧. સ૦—શું દાંતના પારાઓબી દાંતના બ્રશથીજ સાફ કરવા જોઇએ ?
જ૦—હા.

૧૨. સ૦—દાંતના પારામાંથી લોહી નીકળતું હોય તો શું કરવું ?
જ૦—( ક ) દાંતના ડાકટર પાસે દાંત પર બાઝેલી પોપડી સાફ કરાવો; કારણ કે લોહી નીકળવાનું મુખ્ય કારણ એજ છે.
( ખ ) સાધારણ જોરથી પારાને દાંતના બ્રશથી ઘસવા

# કુતરાંને બોલતાં આવડે કે ?

(લખનાર :—રા. જેઠાલાલ હરિલાલ શાહ.)

"ના! કુતરાં તે શી રીતે બોલે ? અમે કેટલાએ કુતરાં જોયાં છે!" એવો તમે મને જવાબ આપશો, અને એ પણ ખરૂં જ છે. કુતરૂં ફક્ત ભસી શકે, તેને કે બીજા કોઈ જનાવરને બોલતાં આવડતું નથી, ફક્ત માણસો બોલી શકે છે. તોપણ કુતરૂં જુદી જુદી વખતે જુદા જુદા પ્રકારથી ભસે છે એ પણ તમે જોયું છે ને? તેનો માલીક તેની પાસે આવ્યો હોય ત્યારે, તેને પસંદ ન હોય એવો માણસ ઘરમાં પેસે ત્યારે; એમ જુદી જુદી વખતે તેનું ભસવું જુદા, જુદા પ્રકારનું હોય છે. એ ઉપરથી પોતાના મનમાંના જુદા જુદા વિચારો જણાવવાને તે ભાષા જ વાપરે છે, એમ નહિ કે?

પણ એવું ભસવાનો જે પ્રકાર તેને કરવો પડે છે તેવો માણસોને પણ બોલતાં કરવો પડે છે. આપણે જેવી રીતે એકાદ કાનડી કે જાપાની માણસની સાથે બોલતાં જેમ અવાજમાં ફેર-ફાર કરીને આપણા મનના વિચારો તેના ધ્યાનમાં લાવવા પડે છે, તેવીજ રીતે આપણી સાથે બોલતી વખતે કુતરાને પણ કરવું પડે છે. કુતરાં મનમાં કહેતાં હશે; "આ માણસો કેવા અડાણી!" અને ઘણાં કુતરાં એક ઠેકાણે ભેગાં થઈ સભા ભરતાં હશે ત્યારે તે માણસો માટે પણ એમજ બોલી તેમની મશ્કરી સુદ્ધાં કરતાં હશે!

"પણ સભા ભરીને ત શું કરે! તેમને બોલતાં આવડવું જોઈએ ને?" એમ તમે પૂછશો. હા તેમને બોલતાં આવડે છે. એટલુંજ નહિ પણ બધાં જનાવરોને પોતપોતાના કલ્પનાં જનાવરો સાથે બોલતાં આવડે છે, એટલે તેમને એકબીજાને પોતાના મનની વાત કહેતાં આવડે છે! ફક્ત તેમની ભાષા આપણને સમજાતી નથી.

ત્યારે કુતરાં એકમેક સાથે બોલે છે એ આપણે કેમ સમજી શકીએ ? તેમના વર્તન ઉપરથી. તે કેવી રીત એ હું કહું છું.

એક ગૃહસ્થ પોતાના પગનો જખમ ધોવરાવવા માટે દવા-ખાનામાં જતો, અને પોતાના કુતરાને ત સાથે રાખતો હતો. પછી

એક દિવસ એ કુતરો અને બીજો એક કુતરો એમ બે તે દવાખાનાના ડૉકટર પાસે આવીને ઉભા રહ્યા. ત નવા કુતરાને પગે જખમ થયો હતો. ડૉક્ટરે એ બધો પ્રકાર તેજ વખતે જાણ્યો, અને તેણે તેનો જખમ ધોઇને તેના પગે મલમપટ્ટી ચોડી. પણ મજાહ એ, કે આ બધું તે કુતરાએ મુંગે મ્હોંડે સહન કર્યું ! હવે મને એમ કહો કે, ડૉકટર તેનો પગ પકડી જે કરે છે તે પોતાને ઉપયોગી જે છે, એમ સમજી તે સહન કરવું જોઇએ એ તે કુતરાને તેના સોબતીએ કહ્યા સિવાય કાંઈ સમજાયું હશે ? અને તેની પહેલાં પણ, ઈજા થએલા પગને આવો આવો ઉપાય કરવો એ તેને જણાવ્યા સિવાય કાંઈ તે કુતરો બીજા કુતરા સાથે દવાખાનામાં થોડોજ આવ્યો હશે ?

---

બાળકો માટે—

## રામાયણની વાતો

### ૩. સીતા સ્વયંવર.

રામ અને લક્ષ્મણ આશ્રમમાં મઝા કરી રહ્યા છે. હંમેશાં વહેલા ઉઠવું, ન્હાઇધોઈ હવનહોમ સાથે પરમેશ્વરનું ભજન કરવું, કુદરતની શોભા જોવી, તાજાં ગુણકારી ફળફૂલ ખાવાં, સારી સારી જ્ઞાનની વાતો સાંભળવી, રમતગમતો કરવી અને એમ સારાં કામોમાં આખો દિવસ ગાળવો; આવી સાદી અને સારી રીતે રહેવામાં કોને મઝા ન પડે ? ઋષિયોની સાથે રહીને બંને ભાઇઓએ બહુ લાભ મેળવ્યો. તેમણે ઘણું નવું નવું જોયું અને જાણ્યું. આમ, આનંદમાં થોડા દહાડા ગયા ન ગયા એટલામાં તો આશ્રમના સઘળા ઋષિયોને મિથિલા જવાનું રાજા જનકનું નોતરૂં આવ્યું.

જનક રાજાનું નામ તો બહુ જ જાણીતું છે. તે એક વિશાળ રાજ્યના મોટા રાજા હતા. તેમના રાજ્યનું નામ મિથિલ અથવા વિદેહ હતું. એ રાજ્ય, હાલ જ્યાં બંગાળાના વાયવ્ય ખૂણામાં તિર્હુત છે ત્યાં હતું. મિથિલા એની રાજગાદીનું શહેર હતું. જનક રાજાના નામ ઉપરથી લોકો તેને જનકપુર પણ કહેતા હતા. જનક ઘણા પ્રતાપી, ન્યાયી, ઉદાર, પ્રજાપાલક રાજા હતા. તેમના રાજ્યની પ્રજા બધી રીતે સુખી અને આબાદ હતી. રાજા હોવા ઉપરાંત તે મહા જ્ઞાની હતા. તે એવા તો જ્ઞાની હતા, કે મોટા મોટા ઋષિયો પણ તેમની પાસે જ્ઞાન મેળવવાને આવતા.

આ જનક રાજાને એક પુત્રી હતી. તેનું નામ સીતા હતું. તે રૂપે અને ગુણે અલૌકિક હતી. જનક રાજાએ તેને ભણાવવાની

પ્રથળી જાતનીં ગોઠવણ કરી હતી. સીતા ભણીગણીને મોટી થઈ ત્યારે તેનાં રૂપ અને ગુણની વાહવા ચારે તરફ ફેલાઈ ગઈ. બહુ બહુ દેશના રાજાઓએ તેનું માગું કર્યું. પણ જનકે કોઈને પણ હા કહી નહિ. તમે પૂછશો કે કેમ? તો એનું એક કારણ હતું. વાત એવી હતી, કે જનક રાજાને ત્યાં એક ધનુષ્ય હતું. એ ધનુષ્ય મૂળે શંકરનું હતું. શંકરે તે દેવોને આપ્યું હતું અને દેવોએ રાજી થઈને તે જનક રાજાના બાપદાદાઓને આપ્યું હતું. ધનુષ્ય જોવામાં બહુ ઝગઝગાટ અને રૂપાળું છતાં બીક લાગે એવું હતું. વળી તે ઘણું મોટું અને ભારે હતું. તે એવું તો ભારે હતું કે દેવો, રાક્ષસો, માણસો કે કોઈએ તેને ઉપાડી શકતું ન હતું. આથી તેને ઘરમાં એક જગાએ સાચવીને રાખી મૂકવામાં આવ્યું હતું. એક દિવસ એવું બન્યું, કે સીતા રમતી રમતી તે ધનુષ્ય પાસે જઈ પહોંચી. તેણે તે હાથમાં પકડ્યું અને પછી તેને ફેરવવા મંડી પડી. રાજા જનક તો આ જોઈને દીંગ થઈ ગયા. એટલી નાની સરખી બાળાનું આવું બળ જોઈને તે તો આભા જ બની ગયા. સીતાનું આ બળ જોયા પછી જનક રાજાએ મનમાં એવું નક્કી કરી દીધું, કે જે કોઈ એ ધનુષ્યની દોરી ચઢાવે તેને જ મારે મારી કન્યા પરણાવવી. બાળકો! હવે તમારા સમજવામાં આવી ગયું હશે, કે સીતાને માટે ચારે તરફથી માગાં આવવા છતાં જનક રાજા કેમ એકેને હા પાડતા ન હતા.

જનક રાજાએ જો કે કોઈનું માગું કબૂલ રાખ્યું નહિ; છતાં કન્યા મોટી થઈ હતી તેથી તે તેનાં લગ્ન શી રીતે કરવાં તેના વિચારમાં તો હતા જ. વિચાર કરતાં કરતાં તેમણે સીતાને પરણાવવાને સ્વયંવર રચવાનું અને તે સાથે એક મોટો યજ્ઞ કરવાનું નક્કી કર્યું. પછી તે બંને કામને માટે શુભ દિવસ જોઈ દેશપરદેશના રાજા મહારાજાઓ, ઋષિમુનિયો અને વેદને જાણનાર એવા બ્રાહ્મણોને આમંત્રણ મોકલાવ્યા. મહામુનિ વિશ્વામિત્રને આશ્રમે આવેલું આમંત્રણ તે આ જ હતું.

જનક રાજાનું આમંત્રણ આવતાં સઘળા ઋષિયો મિથિલા જવાને તૈયાર થયા. આ વખતે રામ અને લક્ષ્મણ મહામુનિ વિશ્વામિત્રની પાસે ગયા. જઇને તેમને પગે લાગ્યા. પછી હાથ જોડીને બોલ્યા, કે "હે મહામુનિ ! અમે તમારા દાસ છીએ! તમારી સેવા કરવાને ખડા છીએ. તો હવે, આ સેવકોને જે કંઈ આજ્ઞા હોય તે ફરમાવશો." વિશ્વામિત્ર આ વચનો સાંભળી ઘણા ખુશી થયા. પછી તેમણે કહ્યું, "પુત્રો ! તમે ખરેખરા ક્ષત્રી છો. તમે તમારો ક્ષત્રીનો ધર્મ બરાબર બજાવ્યો છે. યજ્ઞનું રક્ષણ કરી તમે ધર્મનું રક્ષણ કર્યું છે. તમારા ધર્મરક્ષાના કામથી, તમારી બહાદુરીથી, તમારા ઉંચા ગુણોથી બધા ઋષિયો તમારા પર બહુ જ રાજી થયા છેઃ અહીંનું કામ હવે પૂરૂં થયું છે. પણ, હાલમાં મિથિલાના રાજા જનકે એક મોટો યજ્ઞ આદર્યો છે. તેમાં સઘળા ઋષિયોને તેમણે તેડાવ્યા છે. આથી અમે સૌ હવે અહીંથી મિથિલા જવા ધારીએ છીએ, અને તમે પણ અમારી સાથે ચાલો, એમ ઇચ્છીએ છીએ. ત્યાં આવવાથી જુદા જુદા પ્રદેશો જોવાશે અને યજ્ઞનાં દર્શન થશે." વિશ્વામિત્રનું બોલવું સાંભળી રામે કહ્યું: "હે મહામુનિ ! અમે તો આપના દાસ. આપની ઈચ્છા એ જ અમારી ઇચ્છા. આપ જે ફરમાવો તે કરવાને સદા તૈયાર જ છીએ." રામનાં નમ્ર અને મધુર વચનોથી બધા બહુ ખુશી થયા અને બંને ભાઈને ધન્યવાદ દેવા લાગ્યા. આ પછી તૈયાર થઈ સઘળા મિથિલા તરફ ચાલી નીકળ્યા.

માર્ગમાં મહર્ષિ વિશ્વામિત્ર રામ અને લક્ષ્મણને જુદા જુદા પ્રદેશોનું ઓળખાણ કરાવતા જતા હતા. સાથે કેટલીક રમુજી વાતો પણ કહી સંભળાવતા હતા. વાતવાતમાં તેમણે જનક રાજાને ત્યાંના ધનુષ્યની વાત પણ બંને ભાઇઓને કહી સંભળાવી. ધનુષ્યની વાત સાંભળી તેઓ બહુ જ નવાઈ પામ્યા અને તે જોવાની તેમના મનમાં બહુ જ ઇચ્છા થઇ આવી. આમ વાતો કરતા અને રસ્તો કાપતા સૌ આગળ ચાલ્યા જાય છે. જતાં

જતાં તેઓ ગૌતમ ઋષિને આશ્રમે આવી પહોંચ્યા. એ ઋષિને અહલ્યા નામે સ્ત્રી હતી. તે પતિના શાપથી શલ્યા થઈને ત્યાં પડી હતી. રામે વિશ્વામિત્રની આજ્ઞાથી તે શલ્યા એટલે પત્થરની છાટને હાથ અડાડયો. રામનો હાથ અડકતાંની સાથે તો તે સ્ત્રી બનીને ઉભી રહી. રામનો હાથ અડવાથી તે જડ પત્થર જેવી ચેતનવાળી બની ગઇ ! જોયું, મહાપુરૂષના સંગથી કેવો અને કેટલો બધો લાભ થાય છે! અહલ્યા પોતાને તારનાર રામને પગે પડી. આ પછી સઘળા આગળ ચાલી નીકળ્યા અને યોગ્ય વખતે મિથિલા જઈ પહોંચ્યા.

મિ થલાનો અત્યારનો દેખાવ બહુ જ શોભીતો થઈ રહ્યો હતો ! આખું નગર ધજાપતાકાથી શણુગારવામાં આવ્યું હતું. રસ્તાઓ, ચોક, બજારો વગેરે સુંદર અને સ્વચ્છ બની રહ્યાં હતાં. ઠેરઠેર ઝગમગાટ કરતાં કીંમતી તોરણો લટકી રહ્યાં હતાં ! વળી યજ્ઞનાં દર્શન કરવાને અને સીતાનો સ્વયંવર જોવાને દેશપરદેશનાં હજારો માણસોની શહેરમાં ઠઠ જામી હતી. રામ અને લક્ષ્મણ નગરની આ શોભા જોતા જોતા વિશ્વામિત્ર વગેરે ઋષિઓની સાથે ચાલ્યા જતા હતા. લોકો તેમનું મનોહર રૂપ જોતાં જ ગાંડાઘેલાં બની ગયાં. સૌ કોઈ વિચારમાં પડી ગયાં, કે આવા દેવ જેવા રૂપાળા કુંવરો તે કોના હશે ! તેમનો પહેરવેશ મુનિ કુમાર જેવો હતો, પણ ખભા ઉપર ધનુષ્યબાણ લટકતાં હતાં. આથી કોઈ તેમને ઋષિકુમાર તો કોઈ રાજકુમાર છે, એમ કહેવા લાગ્યાં. પૂછપરછ કરતાં તેમને જણાયું કે એ તો અયોધ્યાના મહારાજા દશરથના પુત્રો છે. આ ખબરથી લોકો ઘણા ખુશી થયા. સૌ કોઈ વખાણની સાથે જુદી જુદી જાતની વાતો કરવા મંડી ગયાં. મહાત્મા તુલસીદાસજી કહે છે, કે—

देखी राम–छबी कोउइक कहइ ।
योग्य जानकी यह वर अहइ ॥

રામની મનોહર તેજસ્વી ઘનશ્યામ મૂર્તિથી મોહ પામી કેટલાંક કહેવા લાગ્યાં, કે ‘ એ જ સીતાને લાયક વર છે. ’

પણ, આ વિચારની સાથે કેટલાને જનક રાજાનું 'પણ' યાદ આવ્યું. જનક રાજાએ લીધેલા 'પણ'ની તો તમને ખબર છે. એ 'પણ' તેમણે લોકોમાં જાહેર કરી દીધું હતું. તે 'પણ' યાદ આવતાં લોકોની આંખ સામે શંકરનું ધનુષ્ય તરવરી રહ્યું. તેઓ વિચારવા લાગ્યાં, કે ક્યાં આ મોટું ને ભારે ધનુષ્ય અને ક્યાં આ તરુણ રાજકુમારો! ક્યાં શિવના/પ્રચંડ અને ભયાનક ધનુષ્યની કઠોરતા અને ક્યાં આ સુકુમાર રાજપુત્રના અંગની કોમળતા! લોકોના મનના આ વિચારોને જણાવતાં મહાત્મા તુલસીદાસજીએ ગાયું છે, કે:—

कोउ कह शंकर चाप कठोरा ।
ये श्यामल मृदु गात किशोरा ॥

એટલે, કેટલાંક કહેવા લાગ્યાં, કે શંકરનું ધનુષ્ય તો બહુ જ કઠોર છે, જ્યારે આ ઘનશ્યામ મૂર્તિ ઘણી જ કોમળ છે. આવા કોમળ અંગે કઠોર ધનુષ્ય શી રીતે ઉંચકી શકાશે? આમ, રામને જોઈ લોકો જુદી જુદી જાતના વિચારોમાં પડી ગયાં.

મહર્ષિ વિશ્વામિત્ર વગેરે જનક રાજાની યજ્ઞશાળા પાસે જઈ પહોંચ્યા. ત્યાંની શોભા જોઈ રામલક્ષ્મણ બહુ ખુશી થયા. પછી આરામને માટે સઘળા તળાવના કિનારે શાંત એકાંત જગાએ જઇ બેઠા જનક રાજાને મહર્ષિ વિશ્વામિત્ર આવ્યાની ખબર પડી. તે તરત જ પૂજાની સામગ્રી લઇ આવી પહોંચ્યા. સઘળા ઋષિયોની તેમણે યોગ્ય રીતે પૂજા કરી. પછી વિશ્વામિત્રને સિંહાસન ઉપર પધરાવી પોતે હાથ જોડી તેમની પાસે બેઠા. થોડી વારે જનક રાજાની નજર રામલક્ષ્મણ ઉપર પડી. જનક રાજા એ મનોહર કાંતિવાળા કુમારોને જોતાં જ ખુશ થયા. વળી આવા તેજસ્વી કુમાર કોના હશે અને અહીં કેમ આવ્યાં હશે તે જાણવાની તેમને ઈચ્છા થઇ. આથી તેમણે બંને કુમારોનું ઓળખાણ આપવાની વિશ્વામિત્રને પ્રાર્થના કરી. વિશ્વામિત્રે

બંને કુમારોનું ઓળખાણ કરાવ્યું, હકીકત સાંભળી જનક રાજા બહુ આનંદ પામ્યા અને બંને કુંવરોનો સારી રીતે સત્કાર કર્યો.

યજ્ઞનું કામ પૂરૂં થઈ રહ્યું. તે પછી સ્વયંવરની તૈયારીઓ થવા લાગી. નક્કી કરેલા વખતે સઘળા રાજાઓ સ્વયંવરના મંડપમાં આવી પોતપોતાની જગાએ ગોઠવાયા. મહર્ષિ વિશ્વામિત્ર પણ રામલક્ષ્મણ સાથે ત્યાં આવી પહોંચ્યા. રાજકુમારોને જોતાંજ આખી સભાનું ધ્યાન તેમના તરફ ખેંચાયું. વખત થતાં જનક રાજાએ ધનુષ્યને સભાની વચ્ચે ઉચકી મગાવ્યું અને પોતાનું 'પણ' કહી સંભળાવ્યું.

સીતાને વરવાને તલપાપડ થઈ રહેલા રાજાઓ એક પછી એક પોતાનું બળ અજમાવવા લાગ્યા. એક પણ રાજા ધનુષ્યને હલાવી શકયો નહિ તો પછી ઉંચકવાની તો વાત જ શી! લંકાનો મહા બળવાન રાજા જે રાવણ તે પણ ધનુષ્યને ઉંચું કરી શકયો નહિ. તેણે ધનુષ્ય ઉપાડવાને જોર તો બહુ જ કર્યું, પણ તે બાપડાના હાથ ચગદાઈ ગયા અને તેની ભારે ફજેતી થઈ. આ રીતે જ્યારે કોઇયે ધનુષ્યને હલાવી પણ શકયું નહિ ત્યારે રાજા જનકનું મોં લેવાઇ ગયું. તે ઉભા થઇ ખેદની સાથે સભાને કહેવા લાગ્યા, કે "હવે મારી ખાત્રી થઇ ચૂકી કે જગત ઉપર કોઇ ખરો ક્ષત્રિય બચ્યો નથી! હવે શું બની શકે? મેં જાણ્યા જોયા વગર જ એવું 'પણ' કર્યું. પહેલેથી જો હું આમ જાણતો હોત તો આવું કઠોર 'પણ' કદિયે ન કરત. હશે. સીતા બિચારી કુંવારી જ રહી જશે! આવ્યા છો તેમ પધારી જાઓ!"

જનકનાં આવાં ખેદ અને તિરસ્કારનાં વચનો સાંભળીને લક્ષ્મણથી રહી શકાયું નહિ. તેને પગથી તે માથા સુધી ઝાળ લાગી ગઈ. તેનું આખું શરીર કોપથી કંપવા લાગ્યું. તે એકદમ ઉભો થઇ ગયો અને બોલી ઉઠયો, કે "મહારાજા જનક! આપ જે બોલો તે જરા જોઇ વિચારીને બોલો. અહીં સૂર્યવંશી રાજ-

કુમારો બેઠા છે એની આપને ખબર હોય એમ લાગતું નથી. શું કરૂં, મોટાભાઈની આજ્ઞા નથી. જો તેઓ આજ્ઞા આપે તો હમણાં જ તમારા આ ધનુષ્યના સળેખડાની પેઠે ટુકડે ટુકડા કરી નાંખું."

લક્ષ્મણના આ જુસ્સાથી આખી સભા તો આભી જ બની ગઈ. રામ શાન્ત કરવાને લક્ષ્મણને પંપાળવા લાગ્યા અને બોલ્યા કે, "ભાઈ! શાન્ત થાઓ. આવો, મારી પાસે બેસી જાઓ." લક્ષ્મણ હજી આવેશમાં જ હતા. તેમણે જવાબ આપ્યો, "વાહ રે વાહ! જુઓ તો ખરા, મહારાજા જનક આખી ક્ષત્રિય આલમને કેવું આળ ઓઢાડે છે! શું સૂર્યવંશી ક્ષત્રીઓ પણ તેમના મનથી એવા નમાલા છે, કે જેથી તે જગત માત્રને મુડદાલ કહેવાની હિંમત કરી શકે છે?" જુસ્સામાં ને જુસ્સામાં તેમણે રામને આ પ્રમાણે જવાબ તો આપ્યો; પણ તરત જ તેમની આજ્ઞા તરફ તેમનું ધ્યાન ગયું. તે કદિયે મોટાભાઇની આજ્ઞા લોપતા નહિ. આથી આજ્ઞાનું ભાન થતાં જ તરત રામની પાસે બેસી ગયા.

હવે વિશ્વામિત્રે સમય જોઈ રામને આજ્ઞા કરી, કે "વત્સ રામ! ઉઠો, અને એ ધનુષ્યને ચઢાવી જનક રાજાની નિરાશાનો નાશ કરો." આજ્ઞા થતાં રામ ઉભા થયા. સૌ કોઈ આશ્ચર્યથી તેમના તરફ તાકી રહ્યું. સીતા કે જે પોતાની સાહેલીઓ સાથે હાથમાં વરમાળ લઇને એક બાજુએ બેઠી હતી તેની પણ નજર રામ તરફ ગઇ. તે રામની મનોહર મૂર્તિથી મોહિત બની અને એ વર મળે એવા ભાવથી તેણે મન સાથે પ્રભુને પ્રાર્થના કરી, કે "હે પ્રભો! તમે એ ધનુષ્યને હલકું ફૂલ જેવું કરી મૂકો કે જેથી એ સુકુમાર દેહને તે ઉંચકવામાં જરાએ જોર ન પડે."

રામ ધીરે ધીરે ધનુષ્યની પાસે ગયા અને તેને ઝડપથી ઉંચકી લીધું. પછી તેમણે તેની દોરી ચઢાવી જેવી ખેંચી કે ધનુષ્યના બે ટુકડા થઇ ગયા. ધનુષ્યના ભાગવાનો અવાજ એવો તો જબરો થયો કે બંને ભાઈ અને મહર્ષિ વિશ્વામિત્ર સિવાય-

નાં સર્વે મનુષ્યો ભયભીત થઇ ગયાં. રામના પરાક્રમથી બધાં દીંગ બની ગયાં અને તેમને અનેક જાતના ધન્યવાદ આપવા લાગ્યાં.

રાજા જનકની ખુશીનો તો પાર જ રહ્યો નહિ. તેમણે તરતજ સીતાને પાસે બોલાવી. આજ્ઞા થતાં સીતા સાહેલીઓ સાથે આવી પહોંચી અને તેણે રામની ડોકમાં વરમાળા આરોપી. આ વખતે વિવિધ જાતનાં વાજાં વાગવા લાગ્યાં, રામસીતાની સમોવડી જોડીથી સૌનાં દિલ આનંદથી ઉભરાઇ ચાલ્યાં અને ચારે દિશાએ રામચંદ્રનો જયજયકાર થઈ રહ્યો.

---

"સ્ત્રી-બોધ"નો બાળવિભાગ

# બાળક.

પુસ્તક ૪ થું.] એપ્રીલ, ૧૯૨૩. [અંક ૪ થો.

મારા નાના ભાઈબંધો,

તમારૂં "બાળક" પત્ર ચોવીસ પાનાનું થયાને ચોથો મહિનો છે. તે તમને ગમે છે કે નહિ, એ હવે કહી શકાય, માટે તમે મને કાગળ લખીને, તમને તેમાં વધારે શું ગમે છે તે લખજો.

જો તમે "બાળક" વાંચતા હો તો મને એક કાર્ડમાં તમારૂં નામ, ઉંમર, તથા શરનામું જરૂર લખજો. જેટલાં બાળકો આ માસિક વાંચે તેમનાં નામ તો મારે જાણવાંજ જોઇયે. જો ઘણા જણ વાંચતા હોય તો તે હજીયે વધારે સરસ કરવાનું મને મન થાય. "બત્રીસ પુતળીની વાતો" નાં ચિત્રો તમને ગમે છે કે ? જો ગમતાં હશે તો દરેક અંકમાં આપીશું. ચાલો, હવે નવી વાર્તાઓ વાંચવા મંડી જાવ, અને પછી મને કાગળ લખજો.

લી. તમારો ભાઇબંધ

કેશવપ્રસાદ દેસાઈ.

# લોભીયા અને ધુતારો.

[ લખનારા—ભા. રા. કેશવપ્રસાદ દેશાઈ. ]

લોભપુરી નામે એક ગામ હતું. તેમાં બધા ખેડુતો બહુ પૈસાવાળા હતા, એકજ માણસ ગરીબ હતો. તેનું નામ સોમલો હતું. તેને ઘેર ઢોર નહોતાં, તેમ ખેતર પણ નહોતું. તો પણ પેલા બીજા ખેડુતો તેની તરફ દયા રાખતા નહોતા. તેથી સોમલાના મનમાં રોજ એમજ થયા કરતું હતું કે હું પૈસાવાળો ક્યારે થઈશ.

એકવાર તેને વિચાર થયો કે મારી પાસે ઢોર નથી તો ખેર. મારો એક સુતાર ભાઈબંધ બીજા ગામમાં રહે છે તેની પાસે એક લાકડાનું વાછરડું હું કરાવી લાવું. એમ વિચાર કરી તે સુતાર પાસે ગયો અને થોડે દિવસે એક ઘણુંજ સરસ નાનું સરખું વાછરડું લઈને પાછો આવ્યો. પછી ગોવાળી તેના બારણા આગળ થઈને ઢોર ચરાવવા જતો હતો તેને કહ્યું કે:—"આ મારૂં વાછરડું પણ લેતો જા. એ બહુ નાનું છે માટે એને ઉંચકીને લઈ જજે." ગોવાળી તો તે મુજબ તે વાછરડું લઈ ગયો. વનમાં જઈને એણે તેને એક ઝાડ નીચે ચરવા ઉતાર્યું અને પોતે બીજે બધે ઢોરોની નજર રાખવા ગયો. સાંજે પાછા ફરતી વખતે બધાં ઢોરને હોકાટો કરીને તેણે બોલાવ્યાં, અને તેને લઈને તે ગામ તરફ ચાલ્યો. પેલા ગરીબ માણસના ઘર પાસે આવ્યો ત્યારે એને પેલું નાનું વાછરડું સાંભર્યું. એના મનમાં એમ કે તે બધા ઢોર ભેગું આવ્યુંજ હશે. પણ તે કાંઈ દેખાયું નહિ. એટલે બધાં ઢોરને ગામમાં મૂકીને વળી પાછો તે સીમમાં ગયો. પણ પેલું વાછરડું ત્યાં નહોતું. કોઈ ચોરી ગયું હશે, એમ ધારી વીલે મોયે તે બીચારો પાછો આવ્યો પેલા માણસે તો તેની સાથે બહુ તકરાર કરી અને બદલામાં તેની પાસેથી એક બહુજ સરસ વાછરડું લીધું.

ખરેખરૂં જીવતું વાછરડું તો હવે તેને મળ્યું. પણ પાસે તેને ખવડાવવા કાંઈજ હતું નહિ. પેલો રબારી હવે એને ચરાવવા લઈ જતો નહોતો, અને ઘરમાં ઘાસ નહોતું. એટલે થોડે દિવસે તે મરી ગયું. એટલે સોમલાએ ચામડીઆ પાસે તેનું ચામડું ઉતરાવ્યું અને પાસેના એક મોટા ગામમાં તે વેચવા ગયો

રસ્તામાં વરસાદનું સખ્ત તોફાન તેને નડ્યું. તેથી બાજુએ આવેલા એક મોટા વંડામાં તે ગયો. વંડામાં પેસતાં એક તુટેલી પાંખનો કાગડો જીવતો પડેલો તેણે જોયો. એને દયાથી ઉપાડી લીધો. આ વંડો મોટા દેશાઈનો હતો. અને ઘરમાં દેશાણ એકલાં હતાં. સોમલાએ ત્યાં રાત પડી રહેવા રજા માંગી. એને દેશાણે સુકો રોટલો અને ડુંગળી ખાવા આપ્યાં, અને ઓશરીમાં સુઈ રહેવાનું કહ્યું. દેશાણના મોં આગળ દૂધ માંખણ અને પૂરણપોળી પડ્યાં હતાં તોપણ સોમલાને સુકો રોટલો મળ્યો'તો તેથી તે બહુજ નાખુશ થયો હતો. અને ગુસ્સામાં ને ગુસ્સામાં આંખ મીચી ઓશરીમાં પડી રહ્યો. દેશાણે જાણ્યું કે તે ઉંઘી ગયો છે.

થોડી વારમાં એક બીજો જુવાન માણસ રોફબંધ ત્યાં આવ્યો. તે દેશાણનો ભાઈ હતો. તેને અને દેશાઈને બહુ તકરાર હતી. દેશાઈ જુવે તો તેને મારવાજ દોડે. પણ દેશાઈ હતા નહિ એટલે દેશાણે હસી હસીને પોતાના ભાઈ સાથે વાતો કરી અને તેને બધું સારૂં સારૂં ખાવા આપ્યું. સોમલો તો આ જોઈને બળી ગયો. એટલામાં દેશાઈ ઘેર આવ્યા. તે છેક બારણા આગળ આવ્યા ત્યાં લગી દેશાણને ભાન રહ્યું નહિ. પણ પછી એકદમ પોતાના ભાઈને ખાટલા નીચે સંતાડી દીધો. પુરણપોળી થાળીમાં મુકી ડામચીયામાં ઘાલી દીધી, અને દૂધ વાડકામાંથી ગોળી પાસેના લોટામાં નાંખ્યું. અને પોતે જાણે કામમાં હોય તેમ આમતેમ ફરવા લાગી. દેશાઈને કાંઈ ખબર નહોતી કે આજે પૂરણપોળી કરી છે. અને પૂરણપોળી હવે ઘરમાં હતી પણ નહિ. ભાઈ બહેન બધી ખાઈ ગયાં હતાં અને બાકીની સંતાડી મુકી હતી.

દેશાઇ ખાવા બેઠા, અને ઓશરીમાં પેલો સોમલો હતો તેને પણ ખાવા બોલાવ્યો. દશાણે કહ્યું, આ જે તો રોટલા અને છાશ વિના બીજું કાંઇ ખાવાનું નથી. દૂધ હતું તે ઢોળાઈ ગયું અને આ વરસાદને લીધે ભેંસોએ તોફાન કર્યું તેથી મોટી રસોઈ કરવાનો વખતજ ના મળ્યો. દેશાઇએ વાત ખરી માની, અને રોટલો તથા છાશ ખાવા માંડયો. સોમલાને પણ ભુખ હતી એટલે તેણે મને કમને તે ખાધાં. પછી સૌ હુકો પીતા બેઠા. એટલે દેશાઇએ પેલો પાંખ તુટેલો કાગડો દીઠો. તેમણે સોમલાને પૂછ્યું કે એ શું છે? સોમલાએ મનમાં દેશાણ ઉપર વેર લેવાનો વિચાર કર્યો, અને કહ્યું કે, એ તો આગલી પાછલી બધી છાની વાત કહી આપે છે. પણ એની ભાષા હુંજ સમજું છું. એક એક સવાલ પૂછવાના હું સો રૂપિયા લઉં છું. પણ તમે મને આજે અહિં આશરો આપી જમાડયો છે, તેથી હું બે સવાલ કાંઈ લીધા વિના તમને પૂછવા દઇશ. દેશાઇને આ સાંભળી કાગડાના બોલ સાંભળવાનું બહુ મન થયું. એટલે સોમલાએ કાગડાની ડોક મરડી, અને તે કા–કા—કરીને બરાડયો. દેશાઇએ પૂછ્યું કે એ શું કહે છે? ત્યારે સોમલો બોલ્યો, એ કહે છે કે ગોળી પાસે લોટામાં દૂધ છે. દેશાઇ કહે કે ખોટી વાત, આજે ઘરમાં દૂધજ નથી. પણ તેમણે ઉઠીને જોયું તો ગોળી પાસે લોટામાં દૂધ હતું. આથી દેશાઇને નવાઈ લાગી. અને કહ્યું કે તમારા જાદુઇ કાગડાને ફરીથી બોલાવો. સોમલાએ બીજીવાર ડોક મરડી, એટલે તે બોલ્યો અને કહ્યું કે એ કહે છે કે ડામચીયામાં પુરણપોળી છે. આ વખતે તો દેશાઇ ખુબ હસ્યા. પણ ડામચીયામાંથી પુરણપોળી નીકળી. પછી તો દેશાઇ કહે કે તારે જે જોઇયે તે લે, પણ ત્રીજીવાર તે કાગડાને બોલાવ. હવે સોમલાએ લાગ જોઇને કહ્યું કે મને સવાસો રૂપિઆ આપો તો બોલાવું. દેશાઇએ તરત સવાસો રૂપિઆની થેલી કાઢી આપી. અને ફરીથી કાગડો બોલ્યો. સોમલો બોલ્યો, એ તો કહે છે કે ખાટલા નીચે તમારો વેરી છે. આ વખતે દેશાઈ હસ્યા નહિ,

પણ મોટી ડગ લઈ ખાટલા નીચે ઘાલી. એટલે એમનો સાળો તરત બહાર આવ્યો અને બે જણ લઢવા લાગ્યા. વરસાદ પણ રહી ગયો હતો; એટલે લાગ જોઈ સોમલો ત્યાંથી નાશી ગયો.

બીજે દહાડે સોમલો પોતાને ગામ ગયો. ત્યાં પોતાનું ઘર તેણે ફરી બંધાવા માંડ્યું. બધા લોક પૂછવા આવ્યા કે આ પૈસા કયાંથી લાવ્યો? તેણે કહ્યું, મારી ગાયના ચામડાના મને બહુ રૂપિયા આવ્યા. આ ઉપરથી તે લોભપૂરીના લોભીયા લોકોએ પોતાનાં બધાં ઢોર મારી નાંખ્યાં અને ચામડાં સાફ કરાવીને વેચવા ગયા. બધા લોકો સામટા વેચવા ગયા એટલે ચાલુ ભાવ કરતાં અડધા પૈસા એમને મળ્યા. આથી ઢોર ખોવા માટે તેમને બહુ પસ્તાવો થયો. અને સોમલા ઉપર વેર લેવાનું તેમણે નક્કી કર્યું. એ બધા ભેગા થઈને મુખી પાસે ગયા, અને કહ્યું કે આ સોમલાએ અમારાં ઢોર ખોવડાવ્યાં. અને હવે કોઈને ગામમાં દૂધ મળશે નહિ.

મુખીએ એમ ઠરાવ્યું કે સોમલાનો જીવ લેવો જોઈયે. બધાયે એમ નક્કી કર્યું કે એક કાણાવાળા પીપમાં એને પુરીને પીપ ગામનાં ઉંડા તળાવમાં નાંખી દેવું. એમ ઠરાવ કરી એને પીપમાં પૂર્યો. પછી કોઈને વળી એમ દયા આવી કે એને બીચારાને છેલ્લું દાન ધરમ કરવું હોય, કે ગીતા સાંભળવી હોય તો અડધો કલાક ગોર પાસે એને એકાંતમાં રાખીયે. બીજા બધાયે કબુલ કર્યું. ગામની ભાગોળે, તળાવને કીનારે ઉંચા ટેકરા ઉપર પીપમાં સોમલો, અને બહાર ગોર એમ બે જણા એકલા રહ્યા. સોમલાએ ગોરને કહ્યું કે ગમે તેમ કરીને તું મને બચાવીશ તો હું તને ન્યાલ કરીશ. ગોર મહારાજ પીગળ્યા પણ ગામ લોકની બીક લાગી. એટલામાં એક બીજા ગામનો ભરવાડ ઢોર હાંકતો હાંકતો ત્યાંથી જતો હતો, તેને જોઈને સોમલાએ બુમો પાડવા માંડી કે ભાઈ મારે મુખી નથી થવું અને મારે ગરાસ નથી જોઈતો, મને મારે ગરીબ રહેવાદો. આ સાંભળી પેલા ભરવાડે પૂછ્યું કે શું છે? ત્યારે પીપમાંથી સોમલો બોલ્યો કે મારા ગામ લોક મને જુલમથી ગરાસ આપીને મુખી બનાવે છે

પણ મારે સાધુ થવું છે. જો કોઈ મારે બદલે મુખી થાય તો હું બાવો બની જાઉં. ભરવાડનું મન આ સાંભળી લોભાયું. તેણે કહ્યું, પણ તમે પીપમાં કેમ પેઠા છો ? સોમલો બોલ્યો, અમારા ગામનો રીવાજ છે કે પીપમાં બેસાડી ગગડાવીને ચોરે લઈ જઈ મુખી બનાવવો. ભરવાડે કહ્યું, તમે કહો તો હું મુખી થઉં. આ સાંભળી ગોરે પીપ ઉઘાડયું. અને સોમલાને કાઢી ભરવાડને અંદર મૂક્યો અને કહ્યું કે, બોલ્યા વિના પડી રહેજે. સોમલો તો ભરવાડના ઢોર હાંકીને બીજી ભાગોળ તરફ પલાયન કરી ગયો. થોડી વારે ગામલોક પીપ પાસે આવ્યા, કાણુ માંથી અંદર સોમલાને જોયો, અને પછી પીપ ગગડાવી તળાવમાં નાંખી દીધું. બીચારો ભરવાડ નાહકનો મુવો. ગામલોક ખુશી થતા થતા પાછા ગયા તો સામેથી સોમલો ઢોર હાંકીને આવતો હતો બધાએ એને પુછયું: હરામખોર ક્યાંથી છટકી ગયો ? સોમલાએ કહ્યું: તમે મને તળાવમાં નાંખ્યો એટલે મને તો નાગકન્યાઓ પોતાને ઘેર લઈ ગઈ, અને નાગરાજાએ મને આ બધાં ઢોર આપીને વિદાય કર્યો. આ સાંભળી બધાએ એને જાતજાતના સવાલ પૂછવા માંડયા. સોમલાએ કહ્યું કે, કેડે પથરા બાંધીને તળાવમાં પડો તો એકદમ નાગરાજાને ઘેર જવાય. અને જે જાય છે તેને સો સો ઢોર આપીને વિદાય કરે છે. આ સાંભળી બધાંનાં મન લોભાયાં. ચામડાંને લોભે ઢોર તો મારી નાંખ્યાં હતાં એટલે બધાને નવાં ઢોર લાવવાનું મન થયું. આખું ગામ તળાવ કાંઠે ઉલટયું. પથરા મોટા મોટા કેડે બાંધ્યા. દરેકના મનમાં એમ કે જેમ ભાર વધારે તેમ વહેલા પહોંચાશે. પથરાનીએ ખોટ પડવા લાગી ! સોમલાએ ચાર પાંચ મોટા પટેલીઆને કહ્યું કે તમે નાગરાજા આગળ મારૂં નામ દેજો, એટલે તમને વધારે ઢોર આપશે. પછી વળી કહ્યું કે કદાચ તમને આવતાં વાર લાગે તો તમારા ઘરની બધી કુંચીઓ મને આપો કે ઢોરને માટે હું બધી તૈયારી કરી રાખું અને ચારો મંગાવી મુકું. આ સાંભળી ટપોટપ તેમણે બધાએ કુંચીઓ આપી. અને પૈસા ક્યાં દાટ્યા

કવિ શામળ ભટ્ટની

# સિંહાસન બત્રિસીની વાર્તાઓ.

## વાર્તા ત્રીજી.

### કમળાની વાર્તા.

આ રીતે બે પુતળીઓ તો ચાલી ગઇ અને વળી પાછો રાજા ભોજ સિંહાસન ઉપર બેસવા ગયો એટલે ચન્દ્રદા નામે ત્રીજી પુતળીએ કહ્યું, કે રાજાજી, હજી વિક્રમ જેવાં કાર્યો તમે કર્યાં નથી. એમ કહીને કમળાની વાર્તામાં તેણે વિક્રમ રાજાએ જે પરોપકારી કામ કર્યાં હતાં તેનું વર્ણન કરવા માંડયું.

એક વખત વિક્રમરાજા વનમાં મૃગયા રમવા ગયો. ત્યાં એક વરાહની પાછળ દોડતા, પોતાના લશ્કરથી છુટો પડી ગયો. અને રાત સુધી પાછો ફર્યો નહિ. લશ્કર તો રાત પડતાં શહેર તરફ પાછું ગયું. રાજા ભુલો પડયો હતો અને એક મોટી વાવ પાસે તેણે રાત વાસો કરવાનો વિચાર કર્યો વાવની પાસે જઈને જુએ છે તો એક ઘણોજ દુર્બળ માણસ ત્યાં બેઠેલો હતો. તે બહુજ દુઃખી જણાતો હતો. તે જોઈ વિક્રમરાજા તેની પાસે ગયા અને તેને પૂછયું કે, ભાઈ તમે કોણ છો, અને આવે ઠેકાણે એકલા કેમ બેસી રહ્યા છો? તમે દુઃખી જણાવ છો, માટે તમારૂં કાંઇ દુઃખ હોય તો કહો. મારાથી બનતી મદદ હું તમને કરીશ. આ સાંભળી પેલા માણસને બહુ ક્રોધ ચઢયો. તેણે કહ્યું, જેને તેને મારૂં દુઃખ કહી હું હસાવવા માંગતો નથી. ઘણાયે લોકો પારકાના

દુઃખ પુછી પછી તેની મશ્કરી કરે છે. માટે તું તારે રસ્તે ચાલ્યો જા. મારા દુઃખની તારે શી પંચાત!

પરંતુ આથી વિક્રમરાજા કાંઇ ગુસ્સે થયા નહિ. એમણે તો ઉલટી તે માણસને બહુ ધીરજ આપી. પણ પેલો તો કહે કે "તું કોઈ વિક્રમ થવા નિકળ્યો છું ને જબરો ઢોંગી લાગે છે. એ તો તારા મનની મુરાદ હશે. પણ,

થાય હોંશ મુર્ખને ઘણી, થાઉં શાસ્ત્ર છએનો ધણી;
નિર્ધન મન થાયે મગન, કરૂં રાજસૂય જગન.
રંક જાણે જે રાજ્જ કરૂં, પંગો જાણે જે પર્વત ચઢું;
અંધો જાણે દેખું આંખ, પંગો જાણે પામું પાંખ.
હોંશ ઘણેરી સૌને થાય, તે તો આળપપાળે જાય;
તમારૂં મન એવું થાય, નામ દુઃખભંજન કહેવાય.
તે તો હોંશ રહે મન ઠેર, જેમ આવ્યા તેમ જાઓ ઘેર.

માટે તું તારે રસ્તે ચાલ્યો જા." આ માણસની આવી રીત જોઈ અંતે વિક્રમરાજાએ પોતાનું નામ કહ્યું. તે સાંભળીને પેલા દુબળા માણસને લાગ્યું કે, એ તો મારૂં દુઃખ દૂર કરશે જ. પછી તેણે પોતાની વાત કહેવા માંડી.

હું તારાપુર પાટણના રાજા જશવંતદેહનો પુત્ર અજીતદેહ છું. નાનપણથીજ એક બ્રાહ્મણના ઉપદેશથી મારા મનમાં વૈરાગ્ય આવ્યો, અને અડસઠ તીર્થની જાત્રા કરવાનું મન થયું. તેથી એક દિવસ છાનોમાનો ઘરમાંથી નિકળી ગયો. ફરતાં ફરતાં આ જગાયે આવ્યો ત્યાં હું બહુજ તરસ્યો થયો. અહિં મોટો વડ તથા વિશાળ સરોવર જોઇને હું આરામ લેવા બેઠો. તે દિવસે આઠમ હતી. ચાર ઘડી દિવસ ચડયો એટલે એક બહુજ સુંદર કમળ પાણીમાંથી એક હાથ ઉંચે આવીને ખીલ્યું. તેની દાંડી પાણીમાં હતી. તે એટલું તો રૂપાળું હતું કે તેનું વર્ણન મારાથી કરી શકાય તેમ નથી. તેને એક હજાર તો પાંખડી હતી અને દરેકના જુદા જુદા રંગ હતા. આ દેખીને મને બહુજ

આનંદ થયો; અને તે લેવા માટે મેં હાથ લાંબો કર્યો. પણ જેમ જેમ મારો હાથ પાસે જાય તેમ એ નીચું જાય, અને અંતે તે પાણીમાં ગરક થઇ ગયું. મેં તો મનમાં પણ લીધું કે એ કમળ લીધા વિના અહિંથી જઇશ નહિ. રાત્રે ઝાડ ઉપર ચઢી જાઉંછું અને દિવસે અહિં બેસી રહું છું. દર આઠેમે તે કમળ બહાર આવે છે અને તે લેવા જઉં છું એટલે અંદર જતું રહે છે. આ વાત સાંભળી વિક્રમરાયને પણ બહુ નવાઇ લાગી. અને તે પણ આઠમને દિવસે, વખતસર કમળ નિકળ્યું તે જોઇજ રહ્યા. એ કમળ જોયું ત્યારેજ એમને લાગ્યું કે, આવા સુંદર કમળને માટે પેલો માણસ દુઃખ વેઠે છે તે બરોબર છે.

પછી તરતજ વિક્રમરાજાયે પોતાની હરસિદ્ધ માતાનું તથા વીર વૈતાળનું ધ્યાન ધર્યું, અને તેમની મદદ માંગી. પછી તેણે પાણીમાં કુદકો માર્યો. રાજા તો પાણીમાં પડયો એટલે સીધો પાતાળમાજ ગયો, અને તેના પગ જમીનને અડકયા. ત્યાં તો તેણે એક સુંદર ગામ જોયું. થોડે દૂર મોટો મહેલ હતો. તે ઉઘાડીને રાજા તેમાં ગયો. ત્યાં તો તેણે મોટો બગીચો જોયો. બગીચામાં બહુજ સરસ, ફળફુલનાં ઝાડ હતાં. વળી ત્યાં એક સરોવર હતું. તેમાં પેલા કમળ જેવાં હજારો કમળ તેણે જોયાં. રાજાના મનથી તો તે સ્વર્ગમાં ફરતો હોય તેવું લાગ્યું. મહેલની અંદર બે રૂપવતી કન્યાઓ પણ તેણે દેખી. પરંતુ રાજાને તો કમળનું કામ હતું. એટલે તે સરોવરના કીનારે ગયો. પેલી કન્યાઓએ તેને જોયો, અને જાણ્યું કે આતો કોઈ ચોર ચોરી કરવા આવ્યો છે. આ ઉપરથી તેમણે બહુજ બુમો પાડી, ચોકીદારોને બોલાવ્યા. વિક્રમરાજા તો તેમની સામે લઢવા તૈયાર થઈ ગયો. એને તો હરસિદ્ધ માતા તથા વીર વૈતાળની મદદ હતી, એટલે એ કોઈથી હાર્યો નહિ. ધીમે ધીમે તેની સામે નાનું સરખું લશ્કર આવ્યું. અને ખરેખરી લઢાઈ ચાલી. મારામાર થઈ. તેમાં લશ્કરવાળાને બહુ માર પડયો. અંતે હારીને તેઓ બધા નાશી ગયા અને તેમની માતા ચામુંડા માતા પાસે ગયા, અને સહાય

માંગી. માતા ચામુંડા ક્રોધ કરીને આવ્યાં, પણ વિક્રમરાજાને જોતાં તેમના ઉપર વહાલ આવ્યું. પછી તેમણે પૂછયું કે, ભાઈ તું કોણ છું ? તું પાણીમાં ડુબી કેમ ના ગયો ? અને આખા લશ્કર સાથે એકલો ટકી શી રીતે રહ્યો ?

આ ઉપરથી વિક્રમરાજાએ પોતાની હકીકત જણાવતાં કહ્યું કે, માતાજી હું માળવાનો રાજા વિક્રમ છું. હું હરસિદ્ધ માતાનો દાસ છું, અને વીર વૈતાળની મને સહાય છે. જ્યાં પુણ્ય અને ધર્મ હોય છે, ત્યાંજ હું રહું છું. કોઈ દુઃખીનાં દુઃખ મારાથી જોઇ શકાતાં નથી. અને મારાથી બને છે તેટલી મદદ તેમને કરૂં છું. ઉપર કુવા આગળ એક માણસ બેઠો છે. તેને આ તમારૂં કમળ જોઇયે છે. અને તેના વગર તે ઘણા સમયથી બહુજ દુઃખી થાય છે. મેં તેને આ કમળ આણી આપી તેનું દુઃખ ભાગવાનું વચન આપ્યું છે. માટે મહેરબાની કરીને મને એક કમળ આપો, નહિ તો મારે યુદ્ધ કરીને પણ તે લેવું પડશે.

આ સાંભળી ચામુંડા માતા બોલ્યાં કે, ભલે પધાર્યા વિક્રમરાય ! તમારી વાટ તો હું કેટલાએ દિવસથી જોઉં છું. વિક્રમ રાજા આ સાંભળી આશ્ચર્ય પામ્યા અને પૂછયું કે તમે મને ઓળખ્યા કે જાણ્યા વિના મારી વાટ શી રીતે જુઓ ? ત્યારે ચામુંડામાતા બોલ્યાં કે, હું પાર્વતીજીની મુખ્ય સખી છું. એક દિવસ તેમની સાથે ફરતાં મેં એક બાઈને મરેલી પડેલી જોઈ. તેની એક નાની બાળકી, નિર્દોષપણે તેને ધાવ્યા કરતી હતી. મને દયા આવી અને મેં તે બાળકીને લઇ લીધી, અને પાસે રાખી. પછી મારે પાર્વતીજી પાસેથી અહિં આવવાનું થયું એટલે પાર્વતીજીએ કહ્યું કે એ બાળકીને તું તારી સાથેજ રાખ. એ તેર વર્ષની થશે ત્યારે કોઈ કારણસર વિક્રમરાજા તમારા ઠામ ઉપર આવશે. એ રાજા મહા પરાક્રમી અને પરદુઃખભંજન છે. એ આવશે ત્યારે કન્યાના લગ્નની ચિંતા જશે. માટે તમેજ એની સાથે લગ્ન કરો, અને મારી ચિંતા હરો. આ સાંભળી

વિક્રમરાય કહે, કે મારી સાથે લગ્ન કરીને એ કન્યા સુખી નહિ થાય. કારણ કે હું મારે ઘેર બહુ થોડો સમય રહું છું; મારે તો પારકાનાં કામ કરવા માટે દેશપરદેશ આથડવું પડે છે. છેવટે એમ ઠર્યું કે કન્યાની મરજી પ્રમાણે કરવું.

વિક્રમરાજા મકાનની અંદર ગયા. મકાનની શોભા તો અનુપમ હતી. તેમણે સ્નાન કર્યાં પણ જમવાની ના કહી. અને બોલ્યા કે જ્યાં લગી પેલા બિચારાનું દુઃખ દૂર નથી કર્યું ત્યાં લગી મારાથી અન્ન લઈ શકાય જ નહિ. જ્યારે તમે મને કમળ આપીને વિદાય કરશો ત્યારેજ હું જમીશ. ચામુંડામાતાએ કહ્યું કે તમારે જોઇયે તો એક હજાર કમળ આપીશ તેની ચિંતા જરાયે ના કરશો. પછી તેમણે પેલી કન્યાની મુલાકાત લીધી. કન્યાએ જાણ્યું કે આ પરદુઃખભંજન વિક્રમરાજા છે, ત્યારે તેણે કહ્યું કે મને પાછલા જન્મની થોડીક વાતો યાદ છે. તે ઉપરથી મારે અમુક માણસ સાથેજ લગ્ન કરવાં છે. તો તમે મને તે પુરૂષ મેળવી આપો. વિક્રમરાજાએ તે વાતની બહુજ આનંદથી હા કહી એટલે તે કન્યાએ કહ્યું કે ગયા જન્મમાં હું એક શ્રાવક કન્યા હતી. ધર્મ ઉપર મને બહુજ ભાવ હતો. મારો વિવાહ જેમની સાથે થયો હતો તે પણ બહુજ ભાવિક શ્રાવક હતા. તેમની લગ્ન કરવાની ઇચ્છા નહોતી, પરંતુ તેમના પિતાના બહુજ આગ્રહથી તેમણે લગ્ન કર્યું. અમે બે જણ પરણ્યાં, પણ કોઈનો ભાવ સંસાર ઉપર નહોતો. અમે સદાયે ભક્તિ અને ધર્મમાંજ મગ્ન રહેતાં હતાં; પરંતુ છેક ઘડપણમાં મારી વૃત્તિ સંસાર તરફ વળી, અને મૃત્યુ વખતે મારૂં સંસારમાં મન રહ્યું. આથી અમારો બેઉનો મોક્ષ થયો નહિ. હવે મારે મારા ગયા જન્મના પતિ સાથેજ લગ્ન કરવાં છે. તમારી મદદથી હું અમુક પ્રશ્નો પૂછીને, ગયા જન્મના મારા પતિને શોધી કાઢીશ.

આ પછી ચામુંડા માતાએ એક હાથી ઉપર પુષ્કળ ધન ભરીને એક હજાર કમળ આપીને વિક્રમરાજ તથા તે કન્યાને

વિદાય કર્યાં. કુવા ઉપર આવતાંજ પેલા માણસે કમળ જોયાં. પણ વિક્રમરાજાને ધન તથા કન્યા સાથે આવેલા જોઇ તે અદેખો બન્યો. વિક્રમરાયે તેને પૂછ્યું, ભાઈ, તમે કમળ જોઈને આનંદ પામવાને બદલે ઉદાશ કેમ થઇ ગયા ? ત્યારે તે બોલ્યો કે તમે પરદુ:ખભંજનનો જશ મેળવો છો તે સાથે તમને પુષ્કળ લાભ પણ થાય છે. આવા પરદુ:ખભંજન થવાનું તો બહુ સારૂં. મેં તમને કમળની વાત કહી હોત નહિં તો તમને આ બધું કાંઇ મળવાનું નહોતું. તેથી એના ઉપર ખરૂં જોતાં મારો હક્ક છે. ત્યારે વિક્રમરાય બોલ્યા: ભાઇ મારે કાંઈ ધન જોઈતું નથી. અને હું જે કાંઈ લાવ્યો છું તે બધું તને આપી દેવા તૈયાર છું. ફક્ત આ કન્યા હું તને આપી શકું નહિ. એ તો અમુક સવાલો પૂછીને તેના સંતોષકારક જવાબ જે આપશે તેની સાથેજ લગ્ન કરવાની છે.

ત્યારે પેલો માણસ બોલ્યો કે એ કન્યા મારા નસીબનીજ છે. ભલે તે મને સવાલ પૂછે. હું તેના જવાબ આપવા તૈયાર છું. ત્યાર પછી પેલી કન્યાએ પોતાના ગયા જન્મ સંબંધી પ્રશ્નો ભરમમાંને ભરમમાં પુછયા. હવે વાત ખરી એમ હતી કે પેલો માણસ હતો તેજ તે બાઇનો ગયા જન્મનો પતિ હતો. આ પ્રશ્નો તેણે સાંભળ્યા એટલે તેને પોતાના આગલા જન્મની વાત યાદ આવવા માંડી અને બાઇયે ભરમમાં પુછેલા સવાલોના જવાબ પણ તેણે ભરમમાંજ આપ્યા અને તે બાઇને ખાત્રી થઈ કે આ માણસ મારા ગયા જન્મનો પતિ છે. એટલે તેણે તેની સાથે ખુલ્લા દીલથી વાત કરી. પેલા માણસને પણ હવે ગયા જન્મનું પુરૂં જ્ઞાન થયું અને તેણે પણ બધી હકીકત કહી. છેવટે તે બે જણાંએ વિક્રમ રાજાને કહ્યું કે અમારાં લગ્ન કરી આપો. વિક્રમરાજાએ તે વાત કબુલ કરી અને બહુ હેતથી લગ્ન કરી આપવા હા કહી. વળી કહ્યું કે આ હાથણી તથા બધું ધન પણ તમને ભેટ આપું છું. આ ઉપરથી પેલો કહે કે હું ક્ષત્રીય છું તેથી દાન લઈશ નહિ. ત્યારે વિક્રમે કહ્યું કે તું ક્ષત્રી છે પણ ખંડીયો રાજા છે.

અને હું ચક્રવર્તી રાજા છું એટલે તને દાન આપી શકું. વળી આ કન્યાનું કન્યાદાન હું દેનાર છું તેથી પણ સંસંરા તરિકે હું તને દાન આપી શકું. આ સાંભળી પેલાએ બધું ધન લેવાનું કબુલ કર્યું. પણ બાઇનું મોં ઉતરી ગયું. ત્યારે વિક્રમે એને કારણ પૂછયું. તેણે કહ્યું કે મારા પતિ ખંડીયા રાજા છે તેથી મને દુઃખ થાય છે. આ ઉપરથી વિક્રમરાજાએ તાંબાના પતરા ઉપર લખત કરી આપીને એને સ્વતંત્ર રાજા કર્યો. પછી સૌ ઉજ્જન ગયા અને ધામધુમથી લગ્ન કર્યાં.

આટલી વાત કહીને ધન્યદા પુતળી બોલી કે હે ભોજરાજા વિક્રમરાજા તો આવાં આવાં કામ કરતા હતા. તમે જ્યારે તેમના જેવા થાવ ત્યારે ભલે આ સિંહાસન ઉપર બેસજો, એમ કહીને તે આકાશમાં ઉડી ગઇ.



બાળકો માટે—

# રામાયણની વાતો.

## (૪) રામ પરશુરામનું તેજ હરી લે છે.

સ્વયંવરનું કામ પૂરૂં થયું. મહારાજા જનકનું 'પણ' પાર પડયું. સૌ કોઈ રામના પરાક્રમથી આશ્ચર્યમાં ગરકાવ બની ગયું છે! સભામંડપમાં આનંદ આનંદ વર્તી રહ્યો છે! આવે વખતે ઓચીંતી એક ભયંકર ગર્જના સંભળાઈ સૌ. ચમકી ઉઠયાં અને ધ્રુજી હાલ્યાં. સભામાં સુનકાર ફેલાઈ ગયો. બધા દિઙ્મૂઢ જેવા બની, એ ઘોર અવાજ ક્યાંથી આવ્યો તે જાણવાને ફાંફાં મારવા લાગ્યા.

સઘળા આ પ્રમાણે ભયના માર્યા ગાભરા બની રહ્યા છે એટલામાં તો એક ભયાનક દેખાવનો પુરૂષ બધાની સામે આવીને ખડો થયો. આ પુરૂષ ક્ષત્રીયોનો કાળ મનાતો હતો. ક્ષત્રી માત્ર તેનું નામ સાંભળીને કાંપી ઉઠતા હતા. એટલે તેને નજરે જોતાં આખી સભાના શા હાલ થયા હશે તેનો તમેજ વિચાર કરી જુઓ.

ક્રોધથી રાતા તાતા બનેલા આ પુરૂષનું સ્વરૂપ કાળ જેવું ભાસતુ હતું. તેના માથા ઉપર મોટી જટા આવી રહી હતી. તેનું શરીર પહાડના જેવું પ્રચંડ હતું અને તેમાંથી તેજની સેરો ફુટી રહી હતી. તેના પહાડ જેવા અંગમાંથી ફુટતી આ તેજની સેરો સાથે ક્રોધને લીધે તેની આંખમાંથી નીકળતી અગ્નિની જવાળાઓ ભળતાં તેનો આખો દેખાવ બળતા પહાડ જેવો ભયનક અને તેજસ્વી બની રહેલ હતો. વળી તેણે પોતાના એક ખભા ઉપર ઉપર કાળ જેવી ફરશી અને બીજા ખભા ઉપર વીજળી જેવું

ધનુષ્ય ધારણ કરેલાં હતાં. હાથમાં એક તેજસ્વી તીણું બાણ ઝગઝગી રહ્યું હતું. આવા ભયાનક અને તેજસ્વી દેખાવના પુરૂષને પોતાની સામે આવી ઉભો રહેલો જોતાંની સાથે જ આખી સભાનો જીવ ઉડી ગયો. ગર્જના સાંભળતી વખતે જે થોડું ઘણું ભાન રહેવા પામ્યું હતું તે પણ ગુમ થઇ ગયું અને સઘળા ભયથી અચેત-બેભાન બની ગયા. આખી સભામાં જો કોઈ સાવધ હોય તો તે માત્ર રામ, લક્ષ્મણ અને વિશ્વામિત્ર જ હતા.

પણ, બાળકો! તમે જાણો છો, કે આ ભયાનક અને મહાન્ તેજસ્વી પુરૂષ કોણ હતા? તેઓ અહીં સ્વયંવરની સભામાં ક્રોધથી ગર્જના કરતા કેમ આવ્યા હતા અને કાળને પણ કંપાવે એવા ક્ષત્રીઓ તેમને જોઇને એટલું બધું કેમ ડરતા હતા તેની તમને ખબર છે? જુઓ સાંભળો. આ મહાપુરૂષ તે બીજા કોઈ જ નહિ; પણ પરશુરામ હતા. પરશુરામનું નામ તો તમે સાંભળ્યું હશે. તે બહુજ પરાક્રમી હતા. તે સાથે પિતૃભક્ત પણ જબરા હતા. તેમના પિતાનું નામ જમદગ્નિ હતું. જમદગ્નિ મુનિને ક્ષત્રીઓએ મારી નાંખ્યા હતા. તેથી પિતાના મોતનો બદલો લેવાને આખી પૃથ્વીને નક્ષત્રી એટલી ક્ષત્રીવગરની કરવાની તેમણે ભયંકર પ્રતિજ્ઞા લીધી હતી. પ્રતિજ્ઞા લઈને તેમણે એકવીશ વાર પૃથ્વીને નક્ષત્રી કરી દીધી હતી. એટલે કે, આખી પૃથ્વી પર એકવીશ વાર ફરીને મદમત્ત બની ગયેલા ક્ષત્રીઓનો તેમણે શોધી શોધીને સંહાર કરી નાંખ્યો હતો. આટલા માટે જ ક્ષત્રીઓ તેમનું નામ સાંભળીને પણ ધ્રુજી ઉઠતા હતા.

ક્ષત્રીઓનો નાશ કર્યા પછી તેમનો ક્રોધ શમી ગયો હતો. તે પછી હાથમાં હથિયાર ન પકડવાની પ્રતિજ્ઞા કરીને તે વનમાં તપ કરવા જઈ રહ્યા હતા. પણ જ્યારે તેમણે શિવનું ધનુષ્ય ભાગવાની વાત જાણી ત્યારે તરત જ પાછો ક્ષત્રિયો તરફનો તેમનો ક્રોધ સળગી ઉઠયો અને મહાન્ ભયાનક સ્વરૂપ ધારણ કરીને પોતાનો પ્રતાપ બતાવવાને અને રામના બળની પરીક્ષા કરવાને ભયંકર ગર્જના કરતા તે સભામાં આવીને ખડા થયા હતા.

સભા તો ભયની મારી દીગ્મુઢ બની ગઈ હતી. સભામાં પેસતાંની સાથે જ તેમણે રામને પૂછયું:—"કેમ, રે છોકરા ! આ ધનુષ્ય ભાગનાર તું જ છે ને ? શિવનું ધનુષ્ય ભાગવાથી તને બળનો ગર્વ ચઢી ગયેલો જણાય છે; પણ લે, હવે આ મારી પાસેનું ધનુષ્ય ચઢાવ. હું જોઉં તો ખરો, કે તારામાં કેટલી તાકાત છે." રામચંદ્ર તો આ સઘળું સાંભળતા હાથ જોડીને ઉભા જ રહ્યા. તેમણે કશો જ જવાબ આપ્યો નહિ; પણ લક્ષ્મણથી પરશુરામનું બોલવું સહન થઇ શક્યું નહિ. તે જાણે પરશુરામને કંઇજ લેખતા હોય નહિ એમ તેમની સામે જોઇને હસવા લાગ્યા. લક્ષ્મણની આવી વર્તણુકથી વધારે ક્રોધે ભરાઇ પરશુરામે પોતાના ખભા પરનો કુહાડો ઉંચક્યો. પછી તે દમભેર લક્ષ્મણને કહેવા લાગ્યા:—"અરે નાદાન છોકરા ! તું શું હસે છે ? તને ખબર છે, કે હું કોણ છું ? આ મારી ફરશીની ભયંકરતા તને જાણીતી હોય એમ જણાતું નથી."

લક્ષ્મણ તો હજી હસતા જ હતા. અને તેમણે જવાબ પણ હસીને જ આપ્યો:—"મહારાજ ! આપને ન ઓળખે એવું આ પૃથ્વી પર કોણ છે ? આપનું પરાક્રમ જગજાહેર છે. વળી આપ ઋષિરાજ છો, બ્રહ્મદેવ છો અને તેથી અમારે ઘણા જ પૂજવા યોગ્ય છો. પણ મહારાજ ! તમારે બ્રાહ્મણને આ હથિયાર શાં ? નજીવી બાબતને માટે આટલો બધો ક્રોધ શો ? બ્રાહ્મણ તો કેવા શાન્ત અને સત્ત્વગુણી હોવા જોઇએ. તેને બદલે તમે તો તામસી રૂપ ધારણ કરી રહ્યા છો અને કુહાડો ઉંચો કરી અમને ક્ષત્રીઓને ડરાવવા માગો છો ! મને હસવું આવે છે તેનું કારણ તમારૂં આ વિચિત્ર વર્તન જ છે. તમારી ફરશી ગમે તેટલી ભયંકર હોય તોપણ મહારાજ ! નક્કી કરી માનજો કે અમે તેનાથી ડરી જઇએ એવા નથી." લક્ષ્મણનાં આ વચનોથી પરશુરામ ક્રોધથી રાતાપીળા બની ગયા અને ફરશી લઈ લક્ષ્મણને મારવા તૈયાર થઈ ગયા. તરત જ રામચંદ્ર હાથ જોડી નમ્રતાથી કહેવા લાગ્યા—"મહારાજ ! આપ તો મહાન્ છો.

બાળકના બોલવા સામું જોવું આપને ઘટતું નથી. શિવનું ધનુષ્ય મારાથી તૂટી ગયું છે અને એ રીતે જોતાં આપનો ખરેખરો અપરાધી હું જ છું; તો આપને જે કંઈ કહેવું હોય તે કૃપા કરીને મને જ કહેશો અને એ બાળકના બોલવા સામું ન જોશો."

પરશુરામ તો ક્રોધમાં જ હતા. તે ભયાનક અવાજે બોલી ઉઠયા:–" ઠીક, ઠીક, હવે બહુ શેખી કરવી જવા દે. તમને બેય ભાઈને હું બહુ સારી રીતે ઓળખી ગયો છું. 'એક મારે અને બીજો વારે' એવો ઘાટ તમે ઠીક ઘડયો દેખાય છે; પણ આ પરશુરામના ઘા હજી જોયા જણાતા નથી. તું એક વાર મારૂં આ ધનુષ્ય ચઢાવ અને તારી સઘળી બહાદુરી બતાવ. તે પછી જ હું તને બતાવવા માગું છું, કે આ પરશુરામ તે કોણ છે."

પરશુરામનું આવું ડરામણું બોલવું સાંભળીને લક્ષ્મણ વચમાં જ બોલી ઉઠયા:–" બસ કરો મહારાજ! આપના બળની અને ધનુષ્યની બહુ બડાઈ મારવી જવાદો. અમારૂં સવળું કહેવું પણ આપને અવળું થઈ પડે છે. અમારી નમ્રતામાં આપને કપટતા જણાય છે! ખરે જ! ક્રોધમાં આપ સારાસારનું જ્ઞાન ગુમાવી બેઠા છો. નાહક 'પિચ્છનું પારેવું કરી' શા માટે હેરાન થાઓ છો? બાકી અમે કોઈએ એ ધનુષ્ય તોડયું નથી. માત્ર મારા આ મોટાભાઈનો હાથ અડતાંની સાથે જ એ જુના અને ખંખ થઈ ગયેલા ધનુષ્યના ટુકડા થઈ ગયા છે. આપ આપના ધનુષ્યની બડાઈ મારી તેને ચઢાવવાનું કહો છો પણ અમે એથીયે ભારે ધનુષ્યો બાળપણમાં કેટલાંએ ઉથલાવીને ફેંકી દીધાં છે, મહારાજ!"

લક્ષ્મણનાં આ વચનોથી તો ખરેખરૂં બળતામાં ઘી જ હોમાયું. આગની જવાળાઓની માફક પરશુરામનો ક્રોધ ભભુકી ઉઠયો. તે એકદમ ત્રાડ મારી ગર્જી ઉઠ્યા:–" રે મૂઢ, નાદાન છોકરા! નાને મોઢે આ શી મોટી મોટી વાતો કરી રહ્યો છે?

નક્કી, હવે તારો કાળ જ આવી લાગ્યો છે. શું કરૂં, તું બાળક છે. નહિ તો ક્યારનાએ આ કુહાડાથી તારા રાઈ રાઈ જેવડા ટુકડા કરી નાંખ્યા હોત. ”

લક્ષ્મણે પણ આના જવાબમાં રોકડું જ પરખાવી દીધું. “ મહારાજ ! હું પણ તમને બ્રાહ્મણ જાણીને જ જતા કરૂં છું. તમારી જગાએ અત્યારે જો બીજો કોઇ હોત તો જગતને ક્યારનુંએ દેખાડી દીધું હોત કે રઘુકુળ શિરોમણી રામચંદ્રનું એક સહેજ પણ અપમાન કરનારના કેવા હાલ થાય છે. ”

આથી તો પરશુરામનો ક્રોધ હદ મૂકીને ઉછળી હાલ્યો. તેમણે કાળરૂપ બની લક્ષ્મણનો વધ કરવાને ફરશી ઉપાડી. આખી સભામાં હાહાકાર થઈ રહ્યો. પરશુરામનું કાળરૂપ જોઇ સૌ કોઈ કંપી ઉઠયું. જનક અને વિશ્વામિત્રને પણ લાગ્યું કે હમણાંજ રંગમાં ભંગ થઈ મોટો ગજબ થઇ જશે. તરત જ વિશ્વામિત્ર વચમાં પડયા. તેમણે પરશુરામને બહુ બહુ સમજાવ્યા. જનકે પણ ઘણા કાલાવાલા કર્યા. રામચંદ્રજી પગે પડયા અને ક્ષમા કરવાને વિનવવા લાગ્યા. જેમ જેમ તેમને વિનવણીઓ થતી ગઈ તેમ તેમ તો તે વધારે ને વધારે ક્રોધે ભરાતા ગયા. પણ આ એમનો ક્રોધ એમને જ ખાવા લાગ્યો. તે એવી રીતે કે એમનું બળ અને તેજ ધીમે ધીને હરાતું ચાલ્યું. આખરે તે ક્રોધથી સળગી ઉઠી રામને કહેવા લાગ્યાઃ—“ મારે તો બીજું કઈ જ નહિ; પણ તારૂં બળ જ જોવું છે. તારૂં બળ જોયા સિવાય હું અહીંથી હઠવાનો નથી. તું શિવનું ધનુષ્ય તોડી ફુલાઈ ગયો છે તો હવે મારૂં આ વિષ્ણુનું ધનુષ્ય ચઢાવી તારી હોય તેટલી બહાદુરી બતાવી આપ. તે પછીજ ખબર પડશે કે આ પરશુરામ કોણ અને કેવા છે. ”

પરશુરામનાં આવાં તોછડાં અને અભિમાન ભરેલાં વચનોને શાન્તિથી સહી લેતા રામ બોલ્યાઃ—“ મહારાજ ! આપે આપના પિતાને મારી નાંખ્યાનું વેર લેવાને ક્ષત્રીઓનો એકવોશ

વાર શોધી શોધીને નાશ કર્યો છે, એની મને ખબર છે. પણ તમે મને આમ છેકજ નિર્બળ ગણી મારૂં અપમાન કરો એ મને માન્ય નથી. આપ મારે પૂજ્ય છો. આપને મારે બળ દેખાડવાપણું હોય જ નહિ; છતાં આપનો આગ્રહ છે તો લ્યો, જુઓ." આમ બોલીને રામે ઝડપથી પરશુરામના હાથમાંનું ધનુષ્ય ઉંચકી લીધું. પછી તરતજ તેના ઉપર બાણ ચઢાવી પરશુરામને પૂછ્યું: "બોલો મહારાજ! આ બાણ હવે કયાં ફેંકવું? આ ચઢાવેલું બાણ કદિ પણ નકામું જશે નહિ. તમે બ્રાહ્મણ છો એટલે તમારા પર તે છોડવાને હું સમર્થ નથી. છતાં ગમે તે સ્થળે મારે તે છોડવું તો રહ્યું જ. તમારી જાત પર હું છોડી શકું તેમ છે જ નહિ તો હવે તમે કહો તે તમારા માર્ગ ઉપર એને છોડી મૂકું. તમે કહો તો આ બાણથી તમારો સ્વર્ગનો માર્ગ બંધ કરૂં અને કહો તો તમારો તીર્થનો રસ્તો રોકી રાખું. બોલો મહારાજ! હવે આપની શી ઈચ્છા છે?" રામનું આ પરાક્રમ જોતાંજ પરશુરામ ટાઢા રસ જેવા થઈ ગયા અને તે સાથે તેમનું સઘળું તેજ અને બળ હરાઇ ગયું. તે છેક જ ઢીલાઢપ બની ગયા. તે અચેત જેવા બની રામની સામે તાકી રહ્યા. રામચંદ્રનું આ વખતનું સ્વરૂપ નિહાળી તેમની ખાત્રી થઈ ગઈ, કે રામ કોઇ સાધારણ મનુષ્ય નહિ; પણ અલૌકિક પુરૂષ છે. પછી તેમણે રામને કહ્યું:-હે રામ! તમે આ મહાન્ તેજસ્વી વિષ્ણુના ધનુષ્યને ધારણ કરી તેના પર બાણ ચઢાવી શકયા તેથી મને ચોક્કસ સમજાય છે, કે તમે મહાન્ ઇશ્વરી પુરૂષ છો. તમારૂં ચઢાવેલું બાણ નકામું જાય નહિ એ નક્કી છે; તો તમે તમારા એ બાણ વડે ભલે, મારા સ્વર્ગનો માર્ગ બંધ કરો. મને સ્વર્ગની જરાએ દરકાર નથી. મારા તીર્થોનો માર્ગ મોકળો હશે તો મારે માટે બસ છે."

પરશુરામનાં આ વચનો સાંભળીને રામે તરતજ ધનુષ્ય પર ચઢાવેલું બાણ છોડયું. આ બાણે પરશુરામનો સ્વર્ગનો માર્ગ બંધ કરી દીધો. બાણ છોડી ધનુષ્યને નીચે મૂકી રામે પરશુરામની

પૂજા કરી. પરશુરામ રામના વિનયથી બહુજ પ્રસન્ન થયા અને "તારૂં કલ્યાણ થાઓ" એવો રામચંદ્રને આશીર્વાદ આપીને પોતાના સ્થાનકે ચાલતા થયા.

હવે જ સભાના જીવમાં જીવ આવ્યો. સૌ સચેત બની રામ અને લક્ષ્મણ બંને ભાઇઓનાં અનેક રીતે વખાણ કરવા લાગ્યાં. આખી મિથિલા નગરીમાં આનંદ આનંદ વ્યાપી ગયો અને ઠેરઠેર વિવિધ જાતનાં વાજાં વાગી રહ્યાં. મહાત્મા તુલસીદાસજીએ આ વખતનો ચિતાર આપતાં ગાયું છે, કેઃ—

अति गहगहे बाजने बाजे ।
सवही मनोहर मंगल साजे ॥

---

## બુદ્ધિ બળની ગંમત.

નીચેના દરેક વાક્યમાં એક ગુજરાતના ગામનું નામ છે. તે ચતુરાઇથી ખોળી કાઢી અમને લખી જણાવો.

૧ મહેસુર તથા સુરબ્બો મીઠાં લાગે છે.
૨ મારવાડી મહુ ધાન પેટે પણ ખાય નહિ.
૩ સોમનાથનાં દ્વાર કાબુલથી મળ્યાં હતાં.
૪ અધોળ કાજળ તે કોણ આંજી શકે ?
૫ ઉદ્યોગી જન રેશમાંથી પણ ધન પેદા કરે.

## રમકડાં.

બાળક! આજ સવારનો તું એક ઝાડની ભાંગેલી ડાળી સાથે રમતો અને ધૂળમાં ખેલતો કેવો આનંદી જણાય છે! મને તારી રમત જોઈને આનંદ થાય છે. હું મારો હિસાબ લખું છું અને આંકડા ઉમેરૂં છું. વચ્ચે વચ્ચે કયારેક તું મારા તરફ જુએ છે, ત્યારે મને વિચાર આવે છે કે મારૂં કામ તારા આનંદને કેટલું અડચણ કરનારૂં છે. હું કાદવમાં લાકડીઓથી રમવાનું ભૂલી ગયો છું, અને તેને બદલે સોના, રૂપાના કકડા એકઠા કરવાનું તથા કિંમતી ચીજો સાથે ખેલવાનું શોધું છું. તને જે મળી શકે નહિ એવી વસ્તુઓ છે, તેની પાછળ શક્તિ તથા સમયને ગુમાવ્યા કરૂં છું; આ મારા વૃદ્ધ શરીરમાં રહીને હું આશાના સમુદ્રમાં તરવાની મહેનત કરૂં છું; પણ એ વેળા મને એમ માલમ નથી પડતું કે હું પણ એક રમતજ રમું છું.*

ધીરજ.

---

## ન્યાય.

એના સંબંધમાં તમે ગમે તે કહો; પણ મારા બાળકની ભૂલો હું જાણું છું. તે ભલું છે, તેથીજ તેના ઉપર મારો પ્રેમ છે, એમ નથી; પણ તે મારૂં નાનું બાલુડું છે; તેથી હું તેને ચાહું છું.

તમને જ્યાં ગુણદોષની પરીક્ષા ત્રાજવામાં તોળીને કરવાની ટેવ પડી, ત્યાં મને એ કેટલું વહાલું છે, એ તમે કેમ કરી જાણી શકો? હું જ્યારે એને શિક્ષા કરૂં છું, ત્યારે મને ખાસ લાગે છે કે તે મારા અંશ રૂપે છે, કેમકે જ્યારે તે આંસુડાં પાડે છે, ત્યારે મારૂં હૈયું પણ તેની સાથે રડે છે. તેને ઠપકો આપવાનો કે સજા કરવાનો અધિકાર મને એકને જ છે; કેમકે સ્નેહ અને શિક્ષા બન્ને એક માનાં બાળકો છે.*

ધીરજ.

---

* કવિવર રવીન્દ્રનાથ ટાગોરના કૃત ઉપરથી.



# લોભનું ફળ.

( લેખકઃ—શા. ગિરીશ. )

મનુષ્યોમાં લોભ એ એક જબરો અવગુણ છે, એવી ખરાબ ટેવ છે કે કોઇ વખત એના પરિણામે ગાંઠનું ગોપીચંદન પણ ગુમાવવું પડે છે અને પસ્તાયા સિવાય કશું હાથ લાગતું નથી.

કહેવાય છે કે લોભજ પાપનું મૂળ છે.

એક વખત એક ભીખારી, કોઈ રસ્તા પર ધીમે ધીમે ચાલતો ચાલતો પોતાની દરિદ્રતાનો વિચાર કરતો હતો. એ જે જે માણસોના પ્રસંગમાં આવતો તે સઘળા તેને બહુ કંજુસ માલુમ પડયા હતા અને તેથી તેને બહુ આશ્ચર્ય થતું હતું. તે મનમાં વિચાર કરી રહ્યો હતો કે ગરીબ માણસો વધારે મેળવવા માટે લોભ કરે એ તો ઠીક છે; પણ આ મોટા શાહુકારો પણ વધુ મેળવવા માટે તરફડીયાં મારી રહ્યા છે તે તો ગજબની વાત છે. આ શેઠ દીપચંદ તો જુઓ! આટલો પૈસાદાર છે છતાંય હજુ વધુ પૈસા મેળવવા દિવસ ને રાત એક મજુરની જેમ મહેનત કરી રહ્યો છે! આ પેલા બોઘાશાની વાત તો મેં કાલેજ સાંભળી કે લોભ કરવા જતાં તણે પોતાની અર્ધી પુંજી ખોઇ! ખરે! આ લોકો મોટા મૂર્ખાઓ છે. જો મારી પાસે થોડુંક પણ ધન હોત તો હુ તેનાથી સંતોષ માનત અને વધુ મેળવવાનો લોભ કદી પણ ન કરત.

આ પ્રમાણે વિચાર કરતો કરતો તે જરા દૂર ગયો. ત્યાં 'ભાગ્ય દેવી' એક પુરૂષનું રૂપ લઈને તેને સામાં મળ્યાં. અને તેને ઉદ્દેશીને બોલ્યાં, 'અરે ભાઈ, આજે કેટલાય દિવસથી હુ તને ઢુંઢું છું, તારી આવી દશા જોઈને મને તારી ઘણી દયા આવે છે. તારી ટોપી ઉતાર જોઇએ, આજ હુ તેને સોના મહોરોથી ભરી દઈશ. પણ એટલું યાદ રાખજે કે એમાંથી એક પણ

મહોર નીચે પડશે તો બધી મહોરે ધૂળ જેવી ધૂળ બની જશે. આ સાંભળી પેલા ભિખારીનું હૃદય હર્ષથી ફુલી ઉઠયું. માથે પહેરેલી જુની ટોપી ઉતારી બન્ને હાથમાં પકડીને તેણે કહ્યું, "હયો, આ રહી ટોપી, પ્રભુ આપનું કલ્યાણ કરશે."

પુરૂષના વેષમાં ભાગ્યદેવી તેની ટોપીમાં સોના મહોરો નાખતાં જતાં હતાં અને પુછતાં જતાં હતાં કે હજુ વધારે જોઈએ છીએ! ભિખારી ધીરેથી કહી દેતો કે મહેરબાન થોડીક વધુ નાખશો તો કૃપા થશે.

ભાગ્યદેવી બોલ્યાં, ભલે, 'પણ જો ભાઇ તારી ટોપી છે જૂની અને મહોરોના ભારથી કદાચ ફાટી જશે અને તેમાંથી એકાદી મહોર નીચે પડી જશે તો પછી તને બહુ પસ્તાવો થશે.''

જે ભિખારી થોડીવાર પહેલાંજ બીજા માણસોને લોભી અને મૂર્ખ માની રહ્યો હતો તેજ હવે લોભને વશ થઇને બોલ્યો, "શેઠજી, એક બે તો વધારે નાંખો! ટોપી કાંઇ એવી જૂની નથી."

ભાગ્યદેવીએ તેને થોડોવાર ફરી વિચાર કરી જોવાનું કહ્યું. પણ જ્યારે ભિખારીએ તો પોતાની અર્જ ચાલુ રાખી ત્યારે તો લાચારીથી તેમણે તેની ટોપીમાં એક મહોર વધુ નાંખી! ટોપી જૂની તો હતી જ તે આટલી મહોરોનો ભાર ન ઝીલી શકી એટલે જેવી છેલ્લી મહોર તેમાં પડી કે તુર્તજ તે નીચેથી ફાટી અને બધી મહોરો ખરખર કરતી નીચે પડી, પણ જમીન પર પડતાં વેંતજ તે સઘળી ધૂળ જેવી ધૂળ થઈ ગઈ.

ભાગ્યદેવી તો ક્યારનાં અંતર્ધ્યાન થયાં હતાં. ભિખારી બાપડો ત્યાં ઉભો ઉભો પસ્તાવો કરતો હતો અને મનમાં વિચાર કરતો હતો કે આ માણસે મને દગો દીધો. અરે! ઓછામાં ઓછી એક મહોર મારી પાસે રહેવા દીધી હત તો કેવું સારૂં!

જુઓ લોભનું પરિણામ કેવું આવે છે તે! સંતોષજ એક એવી વસ્તુ છે કે જે વડે મનુષ્ય ખરાબમાં ખરાબ સ્થિતિમાં પણ સુખ મેળવી શકે છે. બરોબર કહ્યું છે કેઃ—

લોભી કેરે કાળજે, ચિંતાનો નહિ પાર;
સંતોષી એકજ જગે, છે સુખમાં સુનાર.

"સ્ત્રી-બોધ"નો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૪ થું.] મે, ૧૯૨૩. [અંક ૫ મો.

## વખત મરી જાય તો !

(મૂળ લેખક—કવિ રવિંદ્રનાથ ટાગોર.)

બા ! ઓ બા !

જો વખતજ મરી જાય,
ને ઘડીયાળના ભુક્કા થઈ જાય;
કલાકો અને મીનીટો નાશી જાય,
તો પછી કેવી મઝા થાય !

ઘડીયાળમાં દસ વાગે નહિ,
એટલે નિશાળ ચાલે નહિ;
અને હું નિશાળે જાઉં નહિ,
તોયે મને કોઈ લઢે નહિ.

સુવા તો કદી હું જાઉં નહિ,
તોયે તારાથી વઢાય નહિ;
કેમકે ઘડીયાળ તો વાગે નહિ,
ને સુવાનો વખત થાયે નહિ.

વાતો મઝેની તું કહ્યાજ કરે,
તોયે કદી મોડું થાય નહિ;
જો વખતજ મરી જાય તો
તારી વાતો કદી પુરી થાય નહિ!

મારા નાના ભાઇબંધો,

તમે કવિ રવિંદ્રનાથ ટાગોરનું નામ સાંભળ્યું હશે. આ કવિ બહુજ સરસ કવિતાઓ બંગાળી ભાષામાં લખે છે. અંગ્રેજીમાં તેનાં ભાષાંતર પોતેજ કર્યાં છે. તેમની કવિતાઓ આખી દુનિયામાં વખણાય છે. તેમણે મોટાંઓ સમજે તેવી કવિતાઓ લખી છે; અને તે સાથે બાળકોના મનમાં પેશીને, બાળકોને માટે પણ બહુ સારી કવિતાઓ લખી છે. આવી બાળ-કવિતાઓની એક ચોપડી અંગ્રેજીમાં છપાઈ છે. તેનું નામ "બીજનો ચંદ્ર" પાડયું છે. કારણ કે બાળકો તો બીજના ચંદ્ર જેવાં છે. બહુ નાનાં હોય તેમાંથી મોટાં થાય. દિવસે દિવસે તેમની બુદ્ધિ-તેજ વધે. તમને અંગ્રેજી અથવા બંગાળી આવડે ત્યારે એ ચોપડી જરૂર વાંચજો.

અંગલોરથી, એક વરસથી (Treasure chest) "ખજાનાની પેટી" એ નામે બાળકો માટે અંગ્રેજીમાં એક માસિક, મીસ રૂથ રોબીનસન કાઢે છે. તેના માર્ચના અંકમાં આ કવિની એક બાળકવિતા મી. એંડ્રુસે છપાવી છે. હકીકત એમ બની કે મીસ રોબીનસને કવિ પાસેથી કાંઇક લખાવવા એંડ્રુસને કહેલું, પણ કવિ તો બહુ કામમાં હતા. એક વાર કવિની એક ચોપડીમાંથી એક કાગળમાં એક કવિતા લખેલી જડી આવી. તે અગાઉ છપાઇ નહોતી. કવિ ભૂલી જ ગયા હતા. એંડ્રુસે, તે મીસ રોબીનસનને મોકલી આપી. તેનો ગુજરાતી તરજુમો આ અંકમાં પહેલેજ પાને આપ્યો છે, તે ઉપરથી કવિ બાળકો માટે કેવી કવિતાઓ લખે છે, તેની કાંઇક ખબર તમને પડશે. આ કવિતાનું નામ "વખત મરી જાય તો!" એવું પાડેલું છે.

લી. તમારો ભાઈબંધ

કેશવપ્રસાદ દેસાઈ.

## કવિ શામળ ભટ્ટની

# સિંહાસન બત્રિસીની વાતાઓ.

## વાર્તા ચોથી.

### પંચદંડની વાર્તા.

( પદ્ય ઉપરથી ગદ્ય લેખકઃ-રા. રા. કેશવપ્રસાદ દેસાઈ. )

ભોજરાજાએ વળી પાછા સિંહાસન ઉપર બેસવા પ્રયત્ન કર્યો. એટલે હંસા નામની પુતળીએ તેને રોક્યો, અને વિક્રમના ગુણ ગાયા. તેમાં વિક્રમને પંચદંડ શી રીતે મળ્યો તેની વાત કહી. એ વાત આ પ્રમાણે છેઃ—

એક વાર વિક્રમરાજા આનંદ ઓછવ કરવા, શહેર બહાર વાડીએ ગયો. તેની સાથે મોટી સ્વારી હતી. ઢોલ નોબત અને સ્વારો ઘણા હતા. આખો દિવસ આનંદમાં ગાળી, રાજા સાંજે શહેરમાં પાછો ફર્યો. બધી સ્વારી આગળ ચાલતી હતી. સ્વારીનો ભપકો જોવા આખા શહેરના લોક, પોતપોતાને બારણે ભેગા થયા હતા. રસ્તામાં દેવદમની નામે એક તવંગર ઘાંચણનો મહેલ હતો. સ્વારી ત્યાં આવવાનો સમય થયો એટલે તેણે પોતાની ચાકરડીને હુકમ કર્યો કે તું મહેલ આગળ વાશીદું વાળ. દાસી તો આ હુકમ સાંભળીને ગભરાઇ. તેણે કહ્યું કે રાજાની સ્વારી આવે છે; આ વખતે જો હું ધૂળ ઉરાડું તો રાજાના માણસો મને દંડે. ત્યારે દેવદમનીએ કહ્યું કે તારે મારો હુકમ માનવાનો છે. રાજાની મગદૂર નથી કે તારો વાંકો વાળ કરે. મારી પાસે એટલી સત્તા છે કે હું તેનું સર્વસ્વ ખુંચાવી લઉં. આ સાંભળીને તે દાસીએ

તો વાગીદું વાળવા માંડ્યું. તેની ધૂળ રાજાની સ્વારી ઉપર ઉડી. એટલે સૈનિકો બહુ કોપ્યા, અને એક જણે દાસીને લાત મારી. દાસી દોડતી દેવદમની પાસે ગઈ, અને રડતી રડતી ફરીયાદ કરવા લાગી. આથી દેવદમનીને બહુજ ક્રોધ ચઢ્યો. તેણે પોતાના ઘરમાંથી એક દંડ લીધો, અને તે લઈને તેણે રાજાની સ્વારી આવતી હતી તેની આગળ ધૂળમાં ત્રણ લીટા કર્યા કે તરતજ ત્યાં એક મજબુત કીલ્લા જેવી ભીંત ચણાઈ ગઇ. રસ્તો બંધ થઇ ગયો, અને સ્વારી સ્થંભી ગઈ. રાજાએ હાથીઓ પાસે તે ભીંત તોડાવવા માંડી, પણ તેનો એક કાંકરો પણ ખસ્યો નહિ એટલે રાજા વિક્રમ માનભંગ થઇ ઉભો રહ્યો. ત્યારે દેવદમની ઘરની બહાર આવી અને કહેવા લાગી: " હે રાજા ! આ ભીંત બળથી નહિ તોડી શકાય. તે મારા દંડના પ્રતાપથી થયેલી છે, અને તેનું નામ અભેદ ભીંત છે. જેની પાસે પંચદંડ હોય તે જ એ ભીંતને તોડી શકે છે. "

રાજા તો નિરાશ થઈ બીજે રસ્તે થઇને રાજમહેલે ગયા. બીજે દિવસે દરબારમાં તેમણે દેવદમનીને બોલાવીને પંચદંડની હકીકત પુછી. ત્યારે દેવદમનીએ કહ્યું કે, " મારી દીકરીને જો તમે જીતી શકો તો હું તમને પંચદંડની બધી હકીકત કહું. " એમ કહી એ તો ચાલી ગઇ. રાજાએ પછી તેની દીકરીને તેડું મોકલ્યું. તેનું નામ નિર્મળદમની હતું. તે પાલખીમાં બેસીને દરબારમાં આવી. તેનું વર્ણન કવિ કરે છે કે,—

શણગાર અંગે સોળ સજ્યા, મોતી પરોવ્યા વાળ;
પિતાંબર પટ પહેરીયાં, ભલું તિલક છે ભાલ.
હામકામ મૃગ લોચની, સિંહલકી સુજાણ;
વનિતા સોળ જ વર્ષની, ભ્રકુટી કામનું બાણ.

રાજાએ તેને માન આપીને બેસાડી, અને પૂછ્યું કે, "તમારી શી ઇચ્છા છે"? તેણે કહ્યું: "તમને જે ગમે તે રમત માંડો, અને તેમાં હારજીતની આપણે શરતો કરીયે."

રાજાએ ત્રણ પાસાની રમત રમવાનું કહ્યું. ત્યારે નિર્મળદમની બોલી કે, "જો તમે જીતો હું તમારી ગુલામ થઇને રહું, અને જો હું જીતું તો તમારૂં રાજ પાટ લઈ લઉં અને તમને ગુલામ કરીને રાખું." શરતો કબુલ થઇ. આખા ગામમાં વાત ફેલાઈ ગઈ. લોકો આવી ભારે શરતો સાંભળી બહુ અચંબો પામ્યા. અને ટોળે ટોળાં રમત જોવા એકઠાં થયાં. રમત ચાર દિવસની હતી. રાજાજી કોઈ પણ પ્રકારે ત્રણ દિવસ સુધી જીતી શક્યા નહિ એટલે ત્રીજા દિવસની રાત્રે તેમને બહુજ ચટપટી થઈ, અને મનમાં ડર લાગ્યો કે કાલે હારીશ તો શું થશે! તે રાત્રે રાજા નગરચર્યા જોવા નિકળ્યો. ત્યાં તેણે જાત જાતની ટીકાઓ સાંભળી. અંતે તે હરસિદ્ધમાતાને મંદિરે ગયો અને માતાજીની બહુ જ પ્રાર્થના કરીને વિનવણી કરી કે: "માજી, જો ઘાંચણને હાથે તમારા સેવકની હાર થશે તો તમારી જ આબરૂ જશે." પછી હરસિદ્ધમાતા પ્રકટ થઇ સાક્ષાત્ બોલ્યાં કે, "એ કાંઈ સામાન્ય ઘાંચણ નથી. એ તો મોટી પરાક્રમી બાઈ છે. તેની ચર્ચા જોવી હોય તો તું આજે વૈતાળની સાથે ઈંદ્ર રાજાના દરબારમાં જા." રાજા વિક્રમ વીરવૈતાળની સાથે સ્વર્ગે ગયા. ત્યાં અદૃશ્ય વિદ્યા વડે તેઓ બન્ને છુપા છુપા ઈંદ્રના દરબારમાં બેઠા. ત્યાં જઇને જુએ છે તો નિર્મળદમની નાચ કરે છે. એકવાર નાચ પુરો થયો એટલે ઈંદ્ર રાજાએ આનંદ સાથે એક અમૂલ્ય હાર તેને આપ્યો. પાછળ હાથ કરીને દમનીયે હાર મૂકયો તે અદૃશ્ય હાથે તેણે લઈ લીધો. બીજા નાચને અંતે પણ ઈંદ્રરાજાએ પ્રસન્ન થઈ તેને પાન આપ્યાં તે પણ વૈતાળે હરી લીધાં. ત્રીજા નાચ પછી ઈંદ્રે પગનું ઝાંઝર આપ્યું તે પણ વૈતાળે લઈ લીધું. પછી દમની ઉંઘરાટી થઈ ગઇ અને એકદમ ચાલી ગઈ.

રાજા વિક્રમ તો પેલી ત્રણે ચીજો લઇને પોતાને મહેલે પાછો આવ્યો. વહાણું વાતાંજ તેણે નિર્મળદમનીને તેડું મોકલ્યું. થોડી વારમાં રમત શરૂ કરી. તેમાં પણ વિક્રમની કાંઈ જીત થઇ નાહ. પછી લાગ જોઈ રાજાએ કહ્યું: "મને રાત્રે એક સ્વપ્નું આવ્યું હતું.

તેમાં મેં ઇંદ્રનો દરબાર જોયો. ત્યાં તું નાચ કરતી હતી, અને ઇંદ્રરાજાએ તારા ઉપર ખુશ થઈ તને હાર આપ્યો. બોલ! આ વાત સાચી છે ?" ત્યારે નિર્મળદમની જરા ઝંખવાણી પડી ગઈ, અને જુઠું બોલી કે, "વાત ખોટી છે." તે જુઠું બોલી એટલે વિક્રમે હાર કાઢીને બતાવ્યો. તે જોઇ નિર્મળદમની માનસંગ થઇ, અને ધાર્યા દાવ પડયા નહિ. ત્યાર પછી વિક્રમે સ્વપ્નાની વાત આગળ ચલાવી, અને પાન તથ. ઝાંઝરની વાત કહી. આ સાંભળી નિર્મળદમની બેબાકળી થઇ ગઇ અને તેથી રમત હારી ગઇ. એટલે શરત પ્રમાણે તે વિક્રમને પરણી. પછી વિક્રમે દેવદમનીને કહ્યું, "તમારી શરત પ્રમાણે તમારી દીકરીને હું જીત્યો છું, માટે હવે મને પંચદંડની હકીકત કહો" ત્યારે દેવદમનીએ કહ્યું કે, "તમે કોંકણ દેશ જાવ. ત્યાં સોપારાગઢ નામે ગામ છે, તેમાં શીવશર્મા નામે બ્રાહ્મણ રહે છે. તેની સ્ત્રીનું નામ ઉમાદે છે. ત્યાં જઈને ચર્ચા જોજો. પણ જાગશો તો જીવશો."

આ સાંભળી વિક્રમરાય સોપારાગઢ ગયો, અને ઘર ખોળી કાઢી શીવશર્માને ત્યાં ગયો. એ પોતાને ઘેર વિદ્યાર્થીઓ રાખતો હતો. વિક્રમરાજાએ, લઘુ લાઘવી વિદ્યાના જોરથી બાળરૂપ ધારણ કર્યું, અને ત્યાં ભણવા રહ્યો. ઉમાદે તેને બહુજ હેતથી રાખતી હતી. બીજા બાસઠ વિદ્યાર્થી હતા તેમની જોડે રોજ વિક્રમ રાજા હસે, ભણે, અને ચર્ચા જુવે. એક દિવસ મધરાતે બધા ઉંઘતા હતા, પણ વિક્રમ તો જાગતોજ હતો. તે વખતે ઉમાદે ગુપચુપ બહાર નિકળી. વિક્રમ પણ છાનોમાનો તેની પાછળ પાછળ ચાલ્યો. ઘરને આંગણે આમલીનું મોટું ઝાડ હતું. તેના ઉપર તે ચઢીને એક ડાળે બેઠી. વિક્રમરાય પણ ગુપ્ત વિદ્યાથી અદશ્ય બની ગયો અને તે ઝાડના થડના પોલાણમાં બેઠો. ઉમાદે પાસે એક દંડ હતો. તે વડે તેણે ઝાડ ઉપર ત્રણ ટકોરા માર્યા, અને 'ઉડ ઉડ' એમ બોલી. એટલે તે ઝાડ મૂળમાંથી ઉડયું. સો જોજન દૂર એક મશાણ હતું, ત્યાં જઇ તે અટક્યું. આ મશાણમાં ભુત, પ્રેત અને જોગણીઓ હતી. ઉમાદે ત્યાં નીચે ઉતરી જોગણીઓને

નમન કરી: કહ્યું કે, "અત્યાર સુધી મારે ત્યાં ફક્ત બાસઠ વિદ્યાર્થિ હતા. હવે ત્રેસઠમો આવ્યો છે, અને ચોસઠમો મારો પતિ એમ તમો ચોસઠે જોગણીઓને હું એક એક બત્રીસ લક્ષણો પુરૂષ ભોગમાં આપીશ. પછી તો તમે મને તમારી સાથે સામેલ કરશો ને ?"

આ સાંભળી બધી જોગણીઓ આનંદ પામી, તેમણે ઉમાદેને શાબાશી આપી. પછી કહ્યું કે, "ચોદશને દિવસે નૈવેદ્ય કરજો. તેમાં વડાં, ખાકળા અને ખીર કરજો. પછી ચોસઠે જણાને જમવા બેસાડજો. દરેકના કપાળમાં શિંદુરનું તિલક કરજો. ગળામાં કરેણનાં ફૂલનો હાર પહેરાવજો. દરેકના ભાણામાં ખંડ પૂરજો. પછી તમારો દંડ નીચે મૂકજો. તેની પ્રદક્ષિણા ફરજો, અને મોંયે 'ઉદો ઉદો' એમ બોલજો. પછી હાથમાં પાણીની અંજલી લઇને કહેજો કે 'હે ભવાની માતા ભોગ લેજો.' એટલે અમે હુંકારો કરી એક એક ભક્ષ વહેંચી લઇશું. પણ યાદ રાખજો કે જો ભોગ અમને નહિ મળે તો અમે તમનેજ ખાઈ જઇશું. વિક્રમ તો આ સાંભળીને વિચારમાં પડી ગયો. પણ એણે નિશ્ચય કર્યો કે ગમે તેમ કરીને હું એ સૌને બચાવીશ. પછી ઉમાદે પાછી ઝાડ સાથે ઘેર આવી.

બીજે દિવસે સવારે વિક્રમે ગુરૂજી તથા વિદ્યાર્થીઓને કહ્યું કે, "મને એક સ્વપ્નું આવ્યું." પછી તેણે રાતની બનેલી બધી હકીકત જણાવી દીધી. બીજા વિદ્યાર્થીઓ કહે કે, "સ્વપ્નું એ તો આળ પંપાળ." પરંતુ વિક્રમે બહુજ આગ્રહ કર્યો ત્યારે ગુરૂજીએ કહ્યું કે હવે ચૌદશને થોડા દિવસ છે. જો ત દિવસે તારા સ્વપ્ના મુજબ નૈવેદ્ય થશે અને આપણે સૌને જમવાનું હશે તો પછી તારી વાત ખરી માનીશું." ત્યારે વિક્રમે કહ્યું કે, "જો મારૂં સ્વપ્નું સાચું ઠરે તો હું કહું તેમ કરશો તો બધા બચશો. ઉમાદે પ્રદક્ષિણા ફરવા માટે દંડ નીચે મુકશે એટલે તે લઇને હું દોડીશ, અને તમે બધા મારી પાછળ આવજો પાછું વાળીને કોઇ જોશો નહિ. એમ કરશો તો આપણે સૌ બચીશું."

થોડા દિવસ પછી તેરશ આવી. ત્યારે ઉમાદેએ કહ્યું કે "આવતી કાલે ચૌદશ છે એટલે આપણે નૈવેદ્ય કરીશું." એમ કહી

તે માટે પતિની રજા લીધી. બીજે દીવસે બધાને જમવા બેસાડ્યા. શિંદુરનાં તીલક કરી દરેકને કરેણનો હાર પહેરાવ્યો. ભાણામાં ખંડ પૂર્યા. પછી દંડ નીચે મુકી તેની પ્રદક્ષિણ કરી, અને હાથ જોડી, આંખો મીચીને, બોલી: "હે ઉદ્દો ભવાની માતે! તમારા ભોગ લેજો." એ આટલું બોલી તેટલામાં તો વિક્રમે છલંગ મારીને દંડ ઉપાડી લીધો, અને ગુરૂ સહિત સર્વ વિદ્યાર્થીઓ દોડયા. કોઇ પાછું વળીને જોતું નથી. ચોસઠ જોગણીયો તો આવી. પણ પોતાના ભક્ષ ના જોયા એટલે ઉમાદેના ચોસઠ ભાગ કરીને ખાઇ ગઈ. પેલા ચોસઠ જણા તો વહાણું વાતામાં બાર જોજન દૂર નિકળી ગયા. પછી તો તેમને બહુજ થાક લાગ્યો. એટલે એક ઝાડ નીચે બેઠા. તેમને ભૂખ પણ પુષ્કળ લાગી હતી.

વિક્રમરાજાએ કહ્યું: "તમે બધા અહિં આરામ લ્યો. હું પાસેના કોઈ ગામમાં જઇ તમારે માટે ખાવાનું લઇ આવું." એમ કહી તે એક ગામમાં ગયો. ત્યાં દરેકે દરેક દુકાન ઉઘાડી હતી. પણ કોઈ માણુસ જ મળે નહિ. રાજા તો આખું ગામ જોઇ-ફરી વળ્યો. છેવટે રાજમહેલમાં પેઠો ત પણ ખાલી હતો. પણ ત્યાં એક પથારી ઉપર એક બીલાડી બેઠી હતી. તેને જોઇને રાજા બોલ્યો:—

સુના મંદિરમાં બેસી રહ્યાં, નગ્રતણા માણુસ ક્યાં ગયાં;
હું ઉજણુપતિ વિક્રમરાય, આવ્યો તાહરા મહોલજ માંય.
બોલો મન કાંઇ હોયે દુ:ખ, ઇશ્વર તારી ભાગે ભૂખ.

આ સાંભળી બીલાડીએ એક કાજળની ડબી આગળ મૂકી, અને સાન કરી કે તે મારી આંખમાં આંજો. વિક્રમે કાજળ તેને આંજ્યું એટલે તે એક જુવાન સ્ત્રી બની ગઇ. પછી તે બોલી, "એક દૈત્યના ત્રાસથી બધા માણુસ નાસી ગયાં છે, ફક્ત હું જ રહી ગઇ છું. તે દૈત્ય મારી તરફ એક પુત્રીની માફક વર્તન રાખે છે, પણ પોતે બહાર જાય છે, ત્યારે આ કાજળ આંજી મને બીલાડી બનાવે છે, અને પાછો આવે છે ત્યારે પાછી છોકરી બનાવે છે. એને આવવાનો હવે વખત થયો છે, માટે તું જતો રહે, નહિ તો તને મારી નાંખશે. એની પાસે "અજીત" નામે દંડ છે, એ દંડ જો

એના માથામાં વાગે તોજ તે મરી જાય તેમ છે. પણ એ દંડ તે હાથમાંથી નીચે મુકતો જ નથી. ફક્ત દિવસમાં એક વાર તેની પૂજા કરે છે એટલીજ વાર તે દંડ નીચે મુકે છે. વિક્રમે કહ્યું કે "મને તું ફક્ત સંતાવાની જગા બતાવ. મને એની જરાપણ બીક લાગતી નથી." પેલી સ્ત્રીએ તેને એક જગા બતાવી. રાજાએ સ્ત્રીને પાછી બીલાડી બનાવી, અને પોતે સંતાઇ ગયો.

થોડી વારમાં પેલો દૈત્ય ત્યાં આવ્યો. તેણે અંજન આંજી પેલા બીલાડીને સ્ત્રી બનાવી. પછી નાહ્યો અને દંડને સામે મુકી તેની પૂજા કરવા લાગ્યો. આ લાગ જોઈ વિક્રમરાજાએ છલંગ મારી દંડ લઇ લીધો. પછી એકદમ પેલા દૈત્યના કપાળમાં દંડ માર્યો એટલે દૈત્ય તરફડીને મૂઓ. પછી રાજા ખાવાનું લઈ પેલા ત્રેસઠ જણ પાસે આવ્યો. દૈત્યના મોતની વાત ચારે તરફ ફેલાઇ ગઈ. લોકો બધા પાછા ગામમાં આવ્યા. ગામનો રાજા પણ આવ્યો. તેણે જ્યારે જાણ્યું કે વિક્રમરાયે આ દૈત્યને માર્યો, ત્યારે તે પોતે આવીને ઝાડ નીચેથી બધાને લઇ ગયો, અને વિક્રમ રાજા સાથે પોતાની પુત્રીને પરણાવી. પછી વિક્રમ પેલા ત્રેસઠ જણને લઈ પાછો કોકણદેશ ગયો, અને ગુરુજીને ઘેર પહોંચતા કર્યા. ત્યાંના રાજાએ પણ વિક્રમ રાજાનાં પરાક્રમ જાણી પોતાની કુંવરીનાં તેમની સાથે લગ્ન કર્યાં. પછી બે દંડ અને બે કન્યાઓ લઈને વિક્રમ રાજા પાછા ઘેર આવ્યા, અને દેવદમનીને બધી વાત કહી. (ચાલુ છે.)

---




[ લખનાર:-રા. રા. પ્રેમયોગી. ]

" આ સારી જગો છે. " જીવણે વિચાર્યું: "જમીન સપાટ છે. રેતીમાં ખોદવું સહેલું પડશે. પાસે નદી પણ વહેછે, તેથી મીઠા પાણીનો વગ પણ છે. "

નદીના ભાઠામાં જીવણે પોતાનું ઘર બાંધ્યું. વારંવાર તે પોતાના મિત્ર મોહન તરફ જોઈ હસતો હતો. મોહને નદીની પાસેના એક ઉંચા મજબુત ખડક પર નદીથી સાઠ ફીટ ઉંચી જગો પસંદ કરી હતો. ત્યાં તે પોતાનું ઘર બાંધવાનો હતો.

જીવણ હસતો હતો. તેણે ચાર બાજુની ભીંતો તૈયાર કરી દીધી હતી. હવે છાપરૂં પણ તૈયાર થવા આવ્યું હતું.જ્યારે મોહન તો હજુ પાયોજ તૈયાર કરાવતો હતો. જીવણની બંગલી તૈયાર થઈ; આગળ કુંડાં ગોઠવી બગીચો પણ બનાવી દીધો. તેમાં તે આરામ-ખુરસીપર બેસી, નદીનું મધુર ગાયન સાંભળતો. પાસેના પર્વત તરફ બગાસાં ખાતો કદી કદી નજર નાખતો. વચ્ચે વચ્ચે એ પણ ગાતો:-

હતી વે'તી નદી રૂડા, હતા દૂરે રૂડા પ્હાડો;
તરૂની હાર શોભીતી, મધુરાં પક્ષીનાં ગીતો.

વળી મોહનના તરફ જોઈ હસતો.

આખરે મોહનનું કામ ખતમ થવા આવ્યું. તેનો બંગલો સ્વચ્છ અને સુંદર હતો. રાત્રીએ બારીમાંથી દીવાનો પ્રકાશ દેખાતો હતો.

વર્ષાઋતુ આવી કાળા ભયંકર વાદળાં પર્વતપર ગર્જના કરવા લાગ્યાં. વરસાદનાં ઝાપટાં પડવાં શરૂ થયાં. નદીમાં નાની ખાડીઓ

ઉભરાવા લાગી. નદી તરફ તેનાં પાણી જોરથી દોડવા લાગ્યાં. નદીમાં પાણી ચડવા લાગ્યું. નદી જે નાના પટવાળી અને શાંત દેખાતી હતી, તે ભયંકર બનવા લાગી. પૂર જોરથી ચઢયું. મોટાં મોટાં ઝાડો તણાવા લાગ્યાં. જીવણનું ઘર–અહા ! એ મઝાનું ઘર, તેની ચાર દિવાલો, સુંદર બગીચો, પેલી આરામ ખુરસી, એ સઘળું તેમાં તણાઈ ગયું !

મોહન પોતાના બંગલામાં બેઠો હતો. પવનના સુસવાટા વાતા હતા, તે તે સૂણતો હતો. તેનું ઘર મક્કમ રીતે ઉભું હતું. તેની બાંધણી મજબુત હતી, તેનો **પાયો** મજબુત હતો. જીવણનું ઘર રેતીમાં હતું. ત્યાં બાંધવું નકામું હતું, કારણ કે ઘરને **મજબુત પાયો** જરૂરનો છે. બાળકો તમારે પણ એમજ કરવું જોઈએ. તમારો પાયો મજબુત કરવો જોઈએ.

શું સાહેબ અમારો પાયો ?

એક છોકરા અને છોકરીઓનું મંડળ હતું. તેનું નામ **"બાલ વિનોદ મંડળ"** રાખ્યું હતું. આ મંડળના મકાનમાં સર્વ ભેળાં થતાં. ચોપડીઓ, માસિકો, વર્તમાનપત્રો, વગેરે વાંચતાં. સુંદર સુંદર રમકડાં જોતાં મધુરાં ગીતો ગાતાં. મઝાની પણ બોધક રમતો રમતાં ને કસરત કરતાં. કેટલીક વખત શાંત સભા ભરાતી. તે વખતે બહારનો કોઈ વકતા તેમને અમૂલ્ય ભાષણ આપતો. કોઈ કોઈક વાતો કહેતો. આવે વખતે તે તદન શાંત રહેતાં. એક તણખલું પણ હાલે તો સંભળાય એટલી શાંતતા રહેતી. છવટે મંડળનો નેતા દરેકને કહેતો, કે આપણો સુદ્રાલેખ બોલો. સર્વ હારમાં ઉભા રહી બોલતા કેઃ—

**નિયમ એ આપણા જીવનનો પાયો છે.**

મંડળના મકાનની બહારની બાજુ ધોરી રસ્તો છે. ત્યાંથી કેટલાક જંગલી, ગંદા લોક પસાર થતા. ખરાબ શબ્દો બોલતા. દારૂડીઆ લોક લથડીઆં ખાતા ખાતા જતા. નાનાં બાળકો રસ્તે જતાં શોરબકોર મચવતાં. પણ અંદર મંડળમાં શાંતિ હતી. કારણ

કે **નિયમ તેમનો પાયો હતો.** મંડળ **નિયમ** રૂપી ખડકપર બંધાયું હતું. હું તમને આજે નિયમ સંબંધી વાત કહેવા માગું છું. નિયમ શું હશે ?

શિક્ષક પાઠ આપતા હોય ત્યારે શાંત રહેવું એ નિયમ.

વારૂ. ખાત્રીથી તે પણ નિયમ છે. પણ શું નિશાળમાંજ ફક્ત નિયમ હશે ? છોકરા ને છોકરીઓએ નિશાળમાંજ નિયમ પ્રમાણે વર્તવું જોઇએ ? નિશાળ બહાર નહિ ?

જુઓ સૂર્ય નિયમ પ્રમાણે ઉગે છે અને આથમે છે ! તેને લીધે ઋતુઓ પણ નિયમ પ્રમાણે થાય છે. હેમંત, શિશીર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, અથવા શિયાળો, ઉનાળો અને ચોમાસું એ નિયમસર આવે છે.

ચંદ્ર પણ નિયમ રાખે છે: તારાઓ પણ નિયમ રાખે છે. તે પોતપોતાના માર્ગમાં યોગ્ય ભ્રમણ કરે છે. જો પ્રભુની રચના કેવી છે ! અરે ! જો તેમાં જરીક પણ ફેરફાર થાય, તો કેવો ઉલ્કાપાત નિવડે ? ત્યારે આપણે કહી શકીશું કે:—

**નિયમ એ પ્રભુનો કાયદો છે—આદેશ છે.**

આકાશમાં સઘળે નિયમ છે. આ નિયમથી આપણને વાવણી કરવાનો વખત સમજાય છે, ને પાક તૈયાર થાય છે, જે પાક આપણને જીવનદાતા છે. કહો ત્યારે શું સમજ્યા ?

**નિયમ એ જીવનદાતા છે.**

જો તમે તમારો જમણો હાથ-ડાબા પડખામાં મૂકો, તો ત્યાં હૃદયના ધબકારા થતા માલમ પડશે. તમે કેટલાક માણસને એવું કહેતા સાંભળ્યા હશે, કે " મારૂં હૃદય બગડ્યું છે. " માંદા માણસના ધબકારા નિયમ પ્રમાણે થતા નથી.

હૃદય નીચે હોજરી છે. તેમાં ખોરાક જાય છે. પછી તેનું લોહી બને છે. તે શરીરમાં ફરે છે, ને હૃદયમાં ધબકારા થાય છે. શરીરને હવા, પાણી, ખોરાક અને કસરતની જરૂર છે. હવે જો

તમે તેમાં નિયમ નહિ રાખો, તો તમારી તબીયત બગડશે. પ્રભુએ શરીરમાં પણ સઘળું નિયમથીજ ગોઠવેલું છે. મગજ બ્રાહ્મણનું કાર્ય કરે છે–તે સર્વ અવયવોને જ્ઞાનથી ચલાવે છે. હૃદય વૈશ્યનું કાર્ય કરે છે–સર્વને દ્રવ્યરૂપ લોહી પુરૂં પાડે છે. હાથ ક્ષત્રિનું કાર્ય કરે છે–રક્ષણ કરે છે. પગ શુદ્રનું કાર્ય કરે છે–એક સ્થળેથી બીજે સ્થળે લઇ જાય છે. આ સર્વની જરૂર છે. કોઇ નાનું મોટું નથી. કોઇના વગર ચાલી શકે નહિ. સર્વ પોતપોતાનું કાર્ય બજાવે છે. સર્વ નિયમથી વર્તે છે. જો તમે તેમના નિયમમાં ભંગ કરશો તો જરૂર માંદા પડશો. ત્યારે સમજો કે

## નિયમથીજ તમે તન્દુરસ્ત રહી શકો છો.

તમને કદાચ નિયમમાં રહેવું સખત લાગતું હશે; કંટાળા ભરેલું તમે ગણતા હશો; પણ યાદ રાખજો, કે તમે એકલાજ નિયમ નથી રાખતા. તે સૂર્યચંદ્રની ફરજ છે, તેમ શરીરના દરેક અવયવની ફરજ છે. તે જો બરાબર ન બજાવે તો તમે માંદા પડો. તમારી માતાને તમારી પથારી પાસે આતુરતાથી બેસી રહેવું પડે.

## નિયમ વગર આપણે જીંદગી ભોગવી શકીએ ના.

ધારો કે શિક્ષક આજે તમને એમ કહે, કે " આજનો દિવસ આપણે જુદી રીતે વર્તીશું, આપણે આનંદ જ કરીશું. આપણે શાંત નિયમ પ્રમાણે બેસી રહીશું નહિ. દરેકને ફાવે તેમ વર્તવાની છૂટ છે. "

પછી બધાં છોકરાં મોટી મોટી બુમો પાડવા માંડશે. કેટલાક ખુરસી ફેંકશે. ટેબલ ભાંગી નાંખશે. પાટલીઓ પાડી નાંખશે. નકશાને ત્રાંસા ફાડી વાવટા બનાવશે. કેટલાક શાહીના ખડીઆ ઢોળી કાળી નદી વહેવડાવશે. કેટલાક ચોપડીઓ ફાડી પતંગ બનાવશે. કેટલાક ચાકનાં ટીલાં બીજાના કપાળપર કરશે. પછી લડશે, વઢશે, પડશે ને રડશે.

આખરે હું ધારૂં છું, કે તમ.રામાંના સારા વિદ્યાર્થી શિક્ષક કને જશે, ને વિનતી કરશે, "ગુરુજી ! આ અનિયમ અમે કંટાળ્યા, હવે નિયમસર ચાલે તો આનંદ પડે."

હવે હું તમને છુપું રહસ્ય કહું છું, તે સાંભળો. નિયમ વર્તવાથી શા ફાયદા થાય છે, તે જાણ્યા પછી બાલક બાલિકાઓને અનિયમ કરતાં નિયમ વધારે ગમે છે.

**નિયમથી તેઓ શાંતીથી બેસી શકે છે. નિયમ એક સ્થળેથી બીજે સ્થળે ગરબડ કર્યા સિવાય શકે છે, નિયમથી તેઓ બરાબર લેસન કરી શકે ધ્યાન આપી શકે છે. નકશો અગર ચિત્ર હાથ હા વગર દોરી શકે છે.**

જુઓ નિયમથી લોકો કેવા સલાહસંપથી વર્તે છે થોડાક દાખલા આપુ:—

૧. ટીકીટ લેવા લોક સ્ટેશનપર એક પછી એક, હાર નિયમથી, ગરબડ કર્યા વગર, કેવા ઉભા રહે છે.

૨. નાટકશાળામાં એક પછી એક માણસો દાખલ થાય

૩. રસ્તાપર ઘોડાગાડીઓ દોડે છે. "**ડાબી બાજુ હાં** એવાં પાટીઆં મારેલાં છે.

૪. વરઘોડામાં કે સરઘસમાં સઘળા નિયમથી ચાલે છે.

૫. મેળાવડામાં લોકો નિયમથી પોતપોતાની જગ્યા લે

૬. પહેરણ ખીંટીએ ભરવો છો, ધોતીયાં વગેરે વળગણી નાંખો છો. પાણીઆરે બેડાં મૂકો છો. વાસણ છાજલીપર ગો છો. વગેરે. વગેરે.

તમે તમારી સર્વ વસ્તુઓ બરાબર નિયમથી ગોઠવ સૂર્ય પણ બરાબર નિયમસર ઊગે છે. સર્વ નિયમ પ્રમાણે વ છે. ત્યારે ભલા ! તમે શું અનિયમિત રહેશો? ના. ના. બોલો સ

સૂર્યોદય નિયમસર થાતો;
આપણે પણ નિયમસર વર્તો.

બાળકો માટે—

# રામાયણની વાતો.

## ૫. લગ્નની ધામધૂમ.

નગર આખામાં રામનો જયજયકાર થઇ રહ્યો છે. ઠેરઠેર મંગળ વાજાં વાગી રહ્યાં છે. જનકના આનંદનો આજે પાર નથી. સીતા પણ ઘણા હરખમાં આવી ગઈ છે. હવે લગ્નની તૈયારીઓ થવા લાગી. વિશ્વામિત્રની આજ્ઞાથી મહારાજા જનકે રામ અને સીતાનું વિધિ પ્રમાણે લગ્ન કરવાનો દિવસ નક્કી કરી મહારાજા દશરથને જાન લઇ પધારવાની કંકોત્રી આપવા અયોધ્યા દૂતો મોકલ્યા.

દૂતો રામચંદ્રનો તેમના પિતા ઉપરનો પત્ર અને જનક રાજાએ આપેલી લગ્નપત્રિકા લઇને અયોધ્યા તરફ ચાલતા થયા. જનકપુરમાં આ વાતની વધાઇ વેગે ફેલાઈ ગઇ. નગરનાં નરનારીઓ પોતપોતાનાં ઘરો સાફ કરવાના અને શણગારવાના કામમાં લાગી ગયાં. રાજા જનકે લગ્નનો મોટો માંડવો રચાવ્યો. નગરના રસ્તાઓ, રાજમહેલો, બાગબગીચાઓ, દેવસ્થાનો વગેરે સ્વચ્છ અને સુશોભિત બનાવરાવ્યાં. આખું નગર ધજા પતાકા અને તોરણોથી ઝળકી ઉઠયું. વળી દશરથ રાજાના આવવાના માર્ગમાં ખાવાપીવાની ભાતભાતની વસ્તુઓ સાથે થોડા થોડા ગાંઉને અંતરે માણસો મૂકી દીધાં. માર્ગમાંની મોટી નદીઓ ઉપર પૂલો બંધાવી જાન સુખરૂપે આવી પહોંચે એવો સઘળી જાતનો બંદોબસ્ત કર્યો.

જનક રાજાએ મોકલેલા દૂતો ઉમંગભેર અયોધ્યા તરફ ચાલ્યા જાય છે. રસ્તામાં ત્રણ ઠેકાણે મુકામ કરી તેઓ ચોથે

દિવસે અયોધ્યામાં જઇ પહોંચ્યા. શહેરની શોભા જોઇ તેઓ ઘણા ખુશી થયા. પછી રાજમહેલ આગળ જઈ પોતાના આવવાનો તેમણે દશરથ રાજાને સંદેશો કહાવ્યો. રાજા દશરથે તેમને રાજમહેલમાં બોલાવી ખબર અંતર પૂછયા. દૂતોએ પ્રણામ કરીને ઘણા વિવેકથી સઘળી વાત કહી સંભળાવી અને રામચંદ્રજીએ આપેલો કાગળ આપ્યો. કાગળ વાંચતાંની સાથે જ દશરથ રાજાનું હૃદય પ્રેમથી ભરાઈ આવ્યું અને " આ મારા વ્હાલા રામનો પત્ર છે ! " એમ બોલી ઉઠયા. પછી જરા શાન્ત થઇ ધીરજથી કાગળ વાંચવા લાગ્યા. રામલક્ષ્મણ જનકપુરમાં ખુશી-મજામાં છે એમ જાણતાં સભા આખીમાં આનંદ આનંદ વર્તી રહ્યો. આ વખતે ભરત અને શત્રુઘ્ન જે બહાર રમતા હતા તે મોટા ભાઇના કાગળની વાત સાંભળતાં દોડી આવ્યા. દશરથ રાજાએ તેમને ફરીને કાગળ વાંચી સંભળાવ્યો. પ્રાણસમ પ્યારા બંધુઓના હાથનો લખેલો કાગળ સાંભળીને અને તેમની ખુશખબર જાણીને ભરત અને શત્રુઘ્નના દિલમાં જે પ્રેમ અને આનંદની લાગણી ઉભરાઈ આવી તે જોઇને બધા બહુજ રાજી થઇ ગયા.

પછી દૂતોએ જનકરાજાએ આપેલી કંકોત્રી રાજા દશરથના હાથમાં ધરી, રામ લક્ષ્મણના પરાક્રમની વાત કરી, અને વેગે જાન લઇ જનકપુર પધારવાની વિનંતી કરી. આ અત્યંત હર્ષના સમાચાર વીજળીના વેગે રણવાસમાં અને આખા નગરમાં ફેલાઇ ગયા. લોકો આનંદમા આવી નાચવા કૂદવા લાગ્યાં અને શહેર આખામાં મંગળ વાજાં વાગી રહ્યાં. દશરથ રાજાએ કંકોત્રી વાંચી કુળગુરુ વસિષ્ઠની આજ્ઞા માગી ગુરુ વસિષ્ઠ પ્રસન્ન થઈ કહેવા લાગ્યા: " હે રાજા ! તમો ઘણાજ પુણ્યશાળી છો. પુણ્યશાળી માણસોને વગર માગે સુખ એની મેળે આવી મળે છે. તમને અને દેવી કૌશલ્યાને ધન્ય છે, કે જેને રામ સરખા પ્રતાપી પુત્ર છે ! તમે મહાવીર અને ધર્માત્મા એવા ચાર પુત્રોને મેળવવાને ભાગ્યશાળી થયા છો. તમારૂં સદાસર્વદા કલ્યાણ હો. હવે જરાએ વિલંબ કરવો ઘટતો નથી. નિશાન ચઢાવી, ડંકા ગડગડાવી જાનની તૈયારી કરો, "

ગુરુની આજ્ઞા થતાં જાનની તૈયારીઓ થવા લાગી. ડંકા નિશાન ગડગડવા લાગ્યાં. પૂર આખામાં આનંદ આનંદ છવાઇ ગયો ! ઘોડાં, રથ, હાથી, સુખપાલ, પાલખી વગેરે અનેક વાહનો સજ્જ કર્યાં. સૌ કોઈ પોતપોતાને યોગ્ય વાહનપર બેસી ગયાં. ધજાપતાકા ફરફરવા લાગ્યાં ! વિવિધ રંગની સોનેરી ધજાઓ અને હીરા માણેકથી જડેલી હાથી અને ઘોડાપર નાંખેલી ઝુલો ઝગમગાટ કરતી ઝળકી ઉઠી ! માણસોની તો એટલી બધી ઠઠ જામી ગઇ કે હાલવા ચાલવાનો માર્ગ પણ મળે નહિ. એક તરફ સ્ત્રીઓ મંગળ ગીત ગાઇ રહી છે, બીજી તરફ મંગળ વાજાં વાગી રહ્યાં છે. આમ જાન માટેની પૂરતી તૈયારીઓ થઈ રહ્યા પછી રાજા દશરથ અને કુળગુરુ વશિષ્ઠે પોતાની બેઠક લીધી. પછી શુભ ચોઘડીઉં જોઇ જાન ચાલી નીકળી. આ વખતનો દેખાવ અપૂર્વ હતો દશે દિશામાં આનંદ આનંદ છવાઇ ગયો હતો.

માર્ગમાં અનેક જાતની રમત ગમત અને મોજ ઉડાવતાં, રાત પડે ત્યાં મુકામ કરતાં, અને રાજા જનકે પોતાની સરભરા માટે કરેલી ગોઠવણોથી ખુશી થતાં, ચોથે દિવસે જાન જનકપુર માં જઈ પહોંચી. રાજા જનકે બહુ ઠાઠથી સામૈયું કર્યું અને બહુ જ આદરમાનથી વાજતે ગાજતે જાનને નગરમાં લાવી જાનીવાસે ઉતારો આપ્યો. પછી તરત જ જાનને માટે ખાવાપીવાનો બંદોબસ્ત થવા લાગ્યો. વિવિધ જાતની વાનીઓથી ભરપૂર થાળો ઉભરાવા લાગ્યા. રાજા દશરથ સમેત જાનનાં સઘળાં માણસો રાજા જનકની અત્યંત હેતભરી સરભરાથી ખુશ ખુશ થઇ ગયાં.

જનકરાજાને એક બીજી દીકરી હતી તેનું નામ ઉર્મિલા હતું. વળી જનકરાજાના ભાઇને પણ બે કન્યાઓ હતી અને તેમનાં નામ માંડવી તથા શ્રુતકીર્તિ હતાં. હવે રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એ ચાર ભાઇઓ હતા, એટલે જનકરાજાએ તેમની વેરે ચારે બેનોને પરણાવી; એટલે કે રામચંદ્રની વેરે સીતાનું, લક્ષ્મણ વેરે ઉર્મિલાનું, ભરત વેરે માંડવીનું અને શત્રુઘ્ન વેરે શ્રુતકીર્તિનું લગ્ન થયું. રાજા જનક તથા મહારાજા

દશરથ બન્ને વેવાઇ ભાવથી ભેગ્યા. લગ્નના સમયે વાજાં વગેરે ખુબ વગાડવામાં આવ્યાં. અને સાથે બંદુકોના ધડાકા ભડાકા પણ બહુ કરવામાં આવ્યા. આ ચારે કન્યાઓને રાજા જનક તરફથી ઘણાં ઘરેણાં, ઉત્તમ કપડાં, તથા સોનું, ચાંદી, મોતી, ઝવેરાત, ગાયો, હાથી, ઘોડા, ગાડીઓ, વગેરે દાન કરવામાં આવ્યાં. મહારાજા દશરથ એકી સાથે ચારે પુત્રોના લગ્નથી પરવારી ખુશી થતા થતા જાન લેઇને પાછા અયોધ્યા આવી પહોંચ્યા.

ત્યારબાદ થોડા દિવસ પછી રાણી કૈકયીના ભાઈ પોતાના નગરથી અયોધ્યા આવ્યા. બેન, ભાણેજ, બનેવી વગેરેને મળીને થોડા દિવસ રહી તેઓ પાછા ઘેર જતા હતા તે વખતે મહારાજા દશરથની રજા મેળવી ભરત અને શત્રુઘ્નને પણ સાથે લેઇ ગયા. રામ અને લક્ષ્મણ અયોધ્યામાં રહી આનંદ માણવા લાગ્યા, અને ભરત તથા શત્રુઘ્ન ભરતના મોસાળમાં આનંદથી રહેવા લાગ્યા.

સોરઠા.

सिय रघुवीर विवाह, जे सप्रेम सादर सुनहिं;
तिन कहँ सदा उछाह, मंगलायतन रामयश.

---

બાલકાન્ડ સમાપ્ત.

" સ્ત્રીબોધ " ના બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૪ થું.] જુન, ૧૯૨૩. [અંક ૬ ઠ્ઠો



એક પૈસાદાર છોકરો–સીનેમાનો નાનકડો ખેલાડી.

જેકી કુગન.

# એક પૈસાદાર છોકરો.

## સીનેમાનો નાનકડો ખેલાડી.

આ છોકરો બહુ પૈસાદાર છે, એમ કોઇ કહે, ત્યારે આપણે એમ ધારીએ છીએ કે એના બાપ બહુ પૈસાવાળા હશે. પણ હું તમને જે છોકરાની વાત કરૂં છું, તે તો પોતેજ બધા પૈસા કમાયો છે. એનુ નામ જેકી કુગન છે. તે અમેરિકામાં રહે છે. એનો જન્મ ઇ. સ. ૧૯૧૪ ની ૨૬ મી ઑક્ટોબરે થયો હતો. એટલે આજે તેને નવમુ વર્ષ ચાલે છે. આટલી નાની ઉમરમા તે પાચીસ લાખ રૂપીયા કમાયો છે.

એના બાપનો ધધો પણ નાટકશાળામાંજ હતો. તેઓ કોઇ કોઇ વાર ખેલાડીનું કામ પણ કરતા હતા. જેકી કુગન જ્યારે ચાર વરસનો થયો ત્યારે એના બાપને લાગ્યુ કે સીનેમાના ખેલમાં એ કામ કરે તેવો છે. એના માબાપ જે ખેલમાં ભાગ લેતાં હતાં, તેજ ખેલમા ચાર વરસની ઉમરે તેણે ભાગ લીધો.

લોસ એન્જેલીસ નામે, અમેરિકામા ગામ છે. ને સીનેમાનુ ગામ કહેવાય છે. ત્યા જેકી કુગન ચાર્લી ચેપ્લેનની નજરે પડ્યો. ચાર્લી ચેપ્લેનને તો તમે જાણતા હશો. એ બહુજ મશ્કરો ખેલાડી છે. સીનેમામાં એ બધાને ખૂબ હસાવે છે. તે વેશ ભજવવામાં હોશીયાર પણ બહુજ છે. એણે "ધ કીડ" એ નામે એક વાત લખી હતી. આ વાતનો ખેલ સીનેમામા ઉતારવાનો હતો. તેમા ખેલ કરવા માટે એક હોંશીયાર નાના છોકરાની જરૂર હતી. તેવામાં તેની નજરે જેકી કુગન પડ્યો. અને એ જે જાણીયે જે ખેલ કર્યો તે બહુજ વખણાયો છે મુંબાઇમા પણ "કીડ" સીનેમા થયો હતો, અને તેનું ગુજરાતી નામ, "ચાર્લીનો બાબો" પાડયું હતુ. તમે આ ખેલ જોયો હશે. આ ખેલ પછી બીજા ત્રણ ખેલોમા જેકી કુગને ભાગ લીધો છે. હમણાં મુંબાઇમા "ઑલીવર ટ્વીસ્ટ" નામે સીનેમાનો ખેલ થાય છે તેમા મુખ્ય ભાગ જેકીનોજ છે. બીજા ચાર ખેલોમાં ભાગ લેવા માટે તેને નોતર્યો છે. તેમાં તેને નફામાથી ૬૦ ટકા મળશે અને પાંચ લાખ રૂપિયા અગાઉથી આપવામાં આવશે.

આ નાનો છોકરો ખેલમાં પોતાનો ભાગ બહુજ હોશીયારીથી ભજવે છે. આટલી નાની ઉમરમાં એ બધુ શી રીતે શીખ્યો હશે, એમ આપણને લાગે છે. પણ ખંતથી મહેનત કરે, તો ગમે તેવુ અઘરૂ કામ પણ કરી શકે છે. જો જેકી કુગનનો સીનેમા જોવાનો લાગ મળે તો તમે ચુકશો નહિ. એ ખેલ તો જોજો જ.

કેશવપ્રસાદ દેસાઇ.

કવિ શામળભટ્ટની

# સિંહાસન બત્રિસીની વાર્તાઓ.

( વાર્તા–ચોથી–ચાલુ. )

ત્રંબાવી નગરીમાં જાવ ત્યાં ત્રંબકસેન નામે રાજા રાજ કરે છે. ત્યાં મહિસાગરમાં નહાજો ને તેના મહેલની ચર્ચા જોજો. રાજા તરતજ નિકળ્યો અને ત્રંબાવટી પહોંચ્યો. ત્યાં ગયો ત્યારે રાત પડી ગઈ હતી. અદશ્ય વિદ્યાથી તે મહેલમાં ગયો. અડધી રાત ગઈ ત્યારે એક સાંઢણી બારણે આવીને ઉભી કે તુરત એક દૂત અંદર આવ્યો અને રાજાની તેર વર્ષની કુંવરીની પાસે ગયો. તે તો તેની વાટ જોયા કરતી હતી. તેણે કહ્યું, તમે બહાર બેસો, હું હમણાંજ આવું છું. એટલામાં રાજાએ કૌતક જોયું. પોતાનો જ દામોદર નામનો પોપટ ત્યાં આવ્યો. તેને ગળે એક કાગળ બાંધેલો હતો. કુંવરીએ તે છોડીને વાંચ્યો. અદશ્ય વિક્રમ પણ તેની પાછળ ઉભો આ કાગળ પોતાની સ્ત્રી નિર્મળ–દમનીયે લખ્યો હતો. તેમાં જણાવ્યું હતું કે, "વિક્રમ સાથેની શરતમાં હારી જવાથી મારે લાચારીથી તેની સાથે પરણવું પડયું છે. તેથી—

હોંશ ન પોંચી આપણી, જે ધારીતી પેર;<br>
કારાગૃહે પડી કામિની, વિક્રમસેનને ઘેર.<br>
ભલું મુરખ દરિદ્ર દુઃખ, ભલી વેઠવી ભુખ;<br>
તેથી અદકું રાય ઘેર, સ્ત્રી માણસને દુઃખ.<br>
વાત કોઇશું થાય નહિ, બાહેર નવ જવાય;<br>
રૂડું ભુંડું જમાય નહિ, રહેવું કારાગૃહ માંહ્ય.

વચનના બાંધ્યા મારે પરણવું પડયું છે. તમારી તરફ વિક્રમરાયને મોકલ્યા છે. તેની સાથે તમે કોઇપણ રીતે પરણજો.

એટલે આપણે એને અત્રે ઠીક પડશે." જવાબમાં તેણે લખી મોકલ્યું કે, "મારાથી તેમ બની શકશે નહિ." દમનીનો કાગળ તેણે ફાડી નાંખ્યો અને બબડી કે ભોગ એના કે એ વિક્રમને પરણી. હું રત્નમંજરી તો એવા કાંઈક ગુલામ રાખું. આમ કહી તેણે પોતાનો "અભય" દંડ તથા રત્નની પોટલી દાસીને આપીને કહ્યું, "જાવ, આ સાંઢણી ઉપર મૂકો" સાંઢણી ઉપરથી તે ચીજો વૈતાળે હરી લીધી. પછી વિક્રમે તે દૂતને જોઇ પૂછ્યું કે "આટલી રાત્રે તું સ્ત્રીને હરણ કારણે આવ્યો છું તે કોણ છું." દૂતે મીજાસ કર્યો એટલે વિક્રમે એને મારી નાંખ્યો, અને તેનાં લૂગડાં પોતે પહેરી લીધાં. થોડીવારે રત્નમંજરી નીચે જઈ સાંઢણી ઉપર બેઠી. વિક્રમે સાંઢ પૂર્વ તરફ ચલાવી, એટલે તે બોલી કે "પશ્ચિમને બદલે તું પૂર્વ તરફ કેમ લઇ જાય છે?" ત્યારે વિક્રમે ક્રોધ કરીને કહ્યું કે, "પંચાત નહિં કર, હું તો તને મારે ગામ લઇ જાઉં છું." ત્યારે તે બાઇએ પોતાનો દંડ ખોળ્યો. તે મળ્યો નહિ એટલે તે નરમ થઈ ગઈ, અને પૂછ્યું કે તું કોણ છું? ત્યારે વિક્રમે કહ્યું "હું તો જુવારી છું. માળવા દેશમાં રહું છું, અને સ્ત્રીઓનો હું ચોર છું." આ સાંભળી રત્નમંજરીએ નિસાસો મૂકયો. ને બોલી,—

નિશ્વાસ મૂકયો નારીએ, દૈવ ન પહોંચી આશ;
મનનો માન્યો મૂકીઓ, પડયો જુવારી પાસ.
જુવારી સાથે વાંકડા, મરકટને જેમ હાર;
ઘેલી માથે બેડલું, પહોંચે કેટલા કાળ.
ભંગી વ્યસની, આળસુ, લંપટ જુવારી આપ;
એવો કંથ જે કામની, તેનાં પુરણ પાપ
નમેરો નિદ્રાળુઓ, દીન દયાહીન રોગ;
એવો કંથ જે કામની, તે કામનીના ભોગ.

અરેરે! મારી સખીએ સંદેશો મોકલી વિક્રમરાયને વરવા કહ્યું. તે મેં ના માન્યું, તેનું આ પાપ લાગ્યું. પછી ક્રોધથી

તેણે કહ્યું કે, "હે ચોર! હું અબળા છું તેને તેં છેતરી છે માટે હું તને શ્રાપ આપીશ." આ સાંભળી વિક્રમરાયે કહ્યું કે, "તમે રીસ ના કરો. તમારી ઇચ્છા હશે ત્યાં હું તમને લઈ જઈશ માટે મને કહો કે કયાં જવું છે." આ સાંભળી તે નારી આનંદ પામી, અને બોલી, "મને પવિત્ર, પરગજુ, વિક્રમરાય પાસે લઈ જા." પછી વિક્રમે પોતાનું ખરૂં સ્વરૂપ પ્રકટ કર્યું, અને જણાવ્યું કે હુંજ વિક્રમ છું. તેનાં દૈવી નિશાનોથી રત્નમંજરીયે તેને ઓળખ્યો, એટલે તેઓએ ગાંધર્વ લગ્ન કર્યું. અને આગળ ચાલ્યાં.

હવે જે પોપટ રત્નમંજરી પાસે કાગળ લઈને આવ્યો હતો તેણે વિચાર કર્યો કે રસ્તામાં વિમળપૂર ગામ આવે છે, ત્યાં મારો મિત્ર રહે છે તેને મળતો જાઉં. તે મિત્ર નીલી નામે ગુણકાને ઘેર રહેતો હતો. દામોદર ત્યાં ગયો. એટલે જ તેના મિત્ર ગંગારામ પોપટનું પાંજરૂં હતું. બંને મિત્રો એક બીજાને જોઈને બહુજ આનંદ પામ્યા, અને તેમણે ગુંજ કરી. દામોદર પોપટે કહ્યું કે "હું તો ત્રંબાવટી નગર ગયો હતો. મારા રાજા વિક્રમ ઘાંચણને પરણ્યા છે તેનો કાગળ લઈ ગયો હતો. એ કાગળને લીધે તો રત્નમંજરી પણ જશે, અને વહાણું વાતાં તો આ રસ્તે તેની રત્નની પેટી તથા દંડ લઇ આ ગામમાં આવશે."

આ બધી વાત ગુણકાએ સાંભળી.તેણે રત્નમંજરીને ફસાવીને પોતાને ત્યાં રાખવાનો નિશ્ચય કર્યો. બીજી સવારે તે ત્રંબાવટીને રસ્તે નજર રાખીને બેઠી. વહાણું વાતાં તો સાંઢણી આવી. એક ઝાડ નીચે સાંઢણી બેસાડીને વિક્રમરાજા ભોજન લેવા શહેરમાં ગયો. થોડીવાર પછી નીલી ગુણકા ત્યાં આવી અને બોલી, "તું તો મારી સગી ભાણેજ થાય. તારા વર મને મળ્યા, મેં તેમને મારે ઘેર બેસાડયા છે, અને હું તને તેડવા આવી છું." રત્નમંજરી તો તેની સાથે ગઇ. પણ પોતાના પતિને ત્યાં ન-જોતાં તેણે બુમાબુમ કરી મૂકી પેલી ગુણકાએ તેને ફસાવવા બહુ પ્રયત્ન કર્યો, પરંતુ તેનું કાંઈ વળ્યું નહિ. રત્નમંજરી પણ તે વખતે તો શાંત પડી. કારણ કે ત્યાંથી છુટી બહાર જવાય તેમ નહોતું.

અંતે રાત પડી એટલે ઘરની બહાર નીકળી પડી, અને બુમરાણ
કરી મૂકી. તેણે કહ્યું કે મારો પતિ મને મળ્યો નથી એટલે
હુ તો બળી મરીશ. એમ કહી નદી કીનારે તેણે ચિતા ખડકાવી
બળી મરવાની તૈયારી કરી. આ વાત આખા ગામમાં ફેલાઈ ગઈ.

વિક્રમરાજા પોતે ખાવાનું વગેરે લઈ પેલા ઝાડ નીચે પાછા
ફર્યો. તે વખતે રત્નમંજરી ત્યાં નહોતી. તેણે ઘણીયે શોધ
કરી પણ તે મળી નહિ. અંતે રાત પડી ત્યારે કયાં શોધ
કરવી તે પણ તેને સૂઝ્યું નહિ. એટલામાં તેણે વાત સાંભળી
બાઇ નદી કીનારે ચિતા ખડકી બળી મરે છે. એટલે
એ પણ ત્યાં જોવા ગયો. રત્નમંજરીયે એને
તો ચિતા બાજુપર રાખી અને તેની પાસે દોડી
આ વાત ગામના રાજાયે જાણી. તેમનો આવો પ્રેમ જોઈ
તેમને મહેલમાં તેડાવ્યાં, અને પછી તેમની ખબર પૂછી.
ત્યારે જાણ્યું કે આ તો વિક્રમ રાજા છે ત્યારે તો બહુ આગ્રહ
કરી થોડા દિવસ રોકાઇ જવા વિનંતિ કરી. અને સાંઢ તથા
સામાન મંગાવી લીધાં. આ વાતની ખબર અંબાવટીમાં પહોંચી.
એટલે ત્યાંના રાજા પોતાની દીકરી તથા જમાઇને પોતાને ઘેર
તેડી ગયા, અને તેમને બહુ પહેરામણી આપી વિદાય કર્યા. પછી
વિક્રમરાજા દમની ધાંચણને મળ્યા, અને કહ્યું કે ત્રીજો દંડ પણ
આણ્યો છે. હવે તમે કહો તેમ કરીયે.

ત્યારે દમનીયે કહ્યુ: "તમારા નગરમાંજ વિરભટ નામે બ્રાહ્મણ
છે. તેને બોલાવીને ખુબ પૈસા આપો. તેને એક નાની રૂપાળી
દીકરી છે તેની ચર્ચા જોજો. પરંતુ જરાયે ભેળા થશો નહિ."
વહાણું વાતાં રાજાયે વિરભટને બોલાવ્યો. અને તેના પગ આગળ
ઘણું ધન મૂક્યું. પરંતુ તેણે તે લીધું નહિ, અને કહ્યું કે રાજાનું
ધન તો પાપનું ધન છે, માટે તે મને ખપે નહિ. એમ કહી તે
ચાલી ગયો. રાત્રે રાજાએ વિચાર કર્યો કે આ માણસ આટલો
પવિત્ર છે તો ચાલ, એના ઘરની ચર્ચા જોઉં, આ બ્રાહ્મણની

પુત્રી બહુજ રૂપવતી હતી. તેની પાસે એક દંડ હતો. થોડી રાત ગઈ; એટલે ઘરેણાં, લુગડાં, પહેરીને તે નિકળી. પાસે દંડ તો હતો જ. ચોટામાં જઈને તે ઉભી રહી. એટલે પ્રધાનની તથા એક વણિકની કન્યા તેને આવી મળી. ત્યાં તેમણે સામાન ખરીદ્યો. વિક્રમરાયે મજૂર રૂપ ધરી તે ઉપાડયો. પછી ત્રણે જણી શેહેર બહાર ચાલી. હરસિદ્ધ માતાના મંદિરે આવી તેમણે માતાની પૂજા કરી. માતાએ પૂછયું તમે કયાં જાવછો ? ત્યારે તેઓ કહે, "અમારી બેનપણી પાતાળમાં રહે છે. તે અત્યારે પરણવાની છે. અમારે એવી સાટી છે, કે અમે ચારે એકજ ધણીને પરણીશું. માટે માતાજી પાતાળ જવાનો માર્ગ આપો. માતાજીએ કહ્યું કે દંડવડે કાપ કરો એટલે રસ્તો થશે. આથી દંડવડે જમીનને કાપો કર્યો એટલે ત્યાં એકદમ જવાનો માર્ગ થઇ ગયો. પેલી કન્યાઓ મજુરને કહે "તું અહીં બેસ. અમે સવારે પાછી આવીશું." ત્યારે તે રોવા લાગ્યો અને કહ્યું: "મને તો બીક લાગે છે. હું તો તમારી સાથે આવીશ. તમને જરાયે નડીશ નહિં." પેલી કન્યાઓ તેને લઈ ગઈ. પાતાળમાં પહોંચતાંજ એક ગામને પાદરે સુંદર સરોવર હતું. પેલી ત્રણે કન્યાઓ કપડાં બહાર ઉતારી નાવા પેઠી. એટલે વિક્રમે વૈતાળ વીરને સમર્યો, અને તેને પેલાં કપડાં તથા દંડ આપી દીધાં. થોડીવારે પેલી કન્યાઓએ કપડાં માંગ્યાં એટલે મજુરે કહ્યું કે એતો અહિં નથી. કોઇ ચોરી ગયું હશે. એટલે તેમણે કહ્યું કે જા ગામમાં જઈ કુમકુમવતી પાસેથી કપડાં લઇ આવ. એટલે તેણે જઈને તેને બધી વાત કહી. કુમકુમવતીએ કપડાં આપ્યાં. અને પછી તે પહેરી સૌ ગામમાં ગયાં. ત્યાં જાન આવી હતી અને લગ્નની તૈયારી થઇ હતી. વિક્રમે વૈતાળને વરરાજા ઉપાડી જવાનું કહ્યું. ખરી વખતે વર ખોવાયો. તેથી દોડાદોડ થઇ. પછી બધાયે વિચાર કર્યો કે, હમણાં આ પરદેશી ગામડીયાને ચોરીમાં બેસાડી દઇયે, અને પછી તેને મારી કાઢી મુકીશું. એમ ધારી ત્યાં તેને લઇ ગયા, અને બધી લગ્નક્રિયા પુરી કરી. ચોરીમાં ચારે કન્યાઓ સામટીજ બેઠી.

લગ્ન પૂરાં થયાં એટલે એ કહે કે હું તો પેલો મજુર. આ સાંભળી પેલી કન્યાઓ ગુસ્સે થઇ. પછી વિક્રમે પોતાનું સ્વરૂપ પ્રકટ કરી ખરૂં નામ કહ્યું, ત્યારે તો સૌ આનંદ પામ્યાં. અને પછી તેણે વૈતાળ પાસે દંડ અને પેલો વર પાછાં મંગાવ્યાં. પોતે દંડ તથા કન્યાઓ લઇ પાછો ઉજ્જન આવ્યો.

વળી પાછો દેવદમનીને તે મળ્યો અને બધી વાત કહી. પછી પુછ્યું કે હવે મારે શું કરવું તે જણાવો. ત્યારે તે બોલી કે તમારાજ ગામના ધનવંત શેઠ છે. તેના ઘરની ચર્ચા જુવો. ત્યાં જો સાવચેત રહેશો તો તમારૂં બધું કામ થશે. પછી તમે નિરાંતે ઘેર બેસજો.

તપાસ કરતાં રાજાને આ ધનવંત શેઠ જડયા. તેમની ઉંમર એકસો બાર વર્ષની હતી. તેમને ઘડપણમાં પરણવાનું મન થયું હતું. પરંતુ કન્યા કયાંથી મળે ? તે વખતે એક શાહુકારની શ્યામકુંવર નામે સોળ વર્ષની દીકરી હતી. તે બહુજ ધર્મ કરનારી હતી. તેને દીક્ષા લેવાની ઇચ્છા થઈ. પરંતુ શાસ્ત્રમાં એમ કહ્યું છે કે સ્રી કદી કુંવારી રહી શકે નહિ. તેથી તેણે વિચાર કર્યો કે જો હું આ ધનવંત શેઠ જોડે લગન કરૂં તો શાસ્ત્રની આજ્ઞા પળાય અને હું મારૂં ધાર્યું પણ કરી શકું. એમ વિચારી તેણે લગ્ન કર્યાં. શેઠની ચાકરી પણ તે બહુ સારી કરતી હતી. હવે વિક્રમ તેના ઘરની ચર્ચા જોવા ગયો. ગુપ્ત વિદ્યાથી કોઈ તેને જોઈ શકતું નહોતું. શ્યામકુંવરે શેઠને રાત્રે વાળુ કરાવ્યું. શરીર ચાંપ્યું. દવા આપી અને તે ઉંઘ્યા એટલે પોતે દેવની પુજા કરી મોડી રાત્રે સૂતી. આમ ત્રણચાર દિવસ રાજાયે જોયું. પછી એક દિવસ કૌતક થયું. મધરાતે એક ચોર ઘરમાં આવ્યો. તેથી શ્યામકુંવર જાગી ઉઠી. દીવો બળતો હતો, ચોર દેખાવમાં સુંદર હતો. તેણે કપડાં ઠાઠથી પહેર્યાં હતાં, અને ત્યાં એકાંત હતું. આથી શ્યામકુંવરને મોહ થયો. તેનું બધું તપ ધૂળ મળી ગયું. તેણે ઉઠીને ચોરને કહ્યું "તમે

ખીશો નહી. આ બુઢાનું કાસળ કાઢી નાંખીને હું તમને વરીશ." એમ કહી, તેણે પોતાના પતિની ગળચી દબાવી. એ ઘરડું પાન તો તરત મરી ગયું. પછી ચોરને તેણે કહ્યું, તમે કાલે પાછા આવજો. તે બહાર નિકળ્યો. ત્યાં વિક્રમ અદૃશ્ય હતો. તેણે વિચાર્યું કે આ ખુની, તસ્કર અને ચોર છે તેને હું જીવતો જવા દઉં તો રાજધર્મમાં ખામી આવે તેથી તે છતો થયો અને તેને તરવારથી મારી નાંખ્યો. પછી ગુપ્ત થઇ ચાલ્યો ગયો. ચોરે મરતાં મોટી ચીસ પાડી શ્યામકુંવર બહાર આવી. ચોરને મરેલો જોઇ તેની બુદ્ધિ ઠેકાણે આવી. બધા લોક ભેગા થાય તે પહેલાં તેણે ધનવંત શેઠનું માથું તરવારથી કાપી નાંખ્યું. પછી મોટે ઘાંટે રડવા લાગી. પાડોશીયો બધા ભેગા થઇ ગયા. શ્યામકુંવરે કહ્યું કે આ ચોરે ઘરમાં આવી મારા પતિનું ખુન કર્યું અને તે નાસતો હતો તેવામાં કોઈ ચોકીદારે તેને મારી નાંખ્યો. શ્યામકુંવરને હવે ખરેખરો પસ્તાવો થયો. તેણે પતિ પાછળ સતિ થવાનો નિશ્ચય જાહેર કર્યો. સતી થવાને દિવસે બધું ગામ ભેગું થયું. ઠાઠમાઠથી બધાં સ્મશાન ગયાં. સતી માતાયે લોકોને કાંઇ કાંઇ આશીર્વાદ આપ્યા. અને છેવટે કહ્યું કે ગામના રાજાને બોલાવો. તેની રજા લઇ, તેને આશીષ આપી, હું ચીતા ઉપર ચઢીશ. વિક્રમરાજા આવ્યો. પરંતુ કોઈના સાંભળે તેમ તેણે શ્યામકુંવરને કહ્યું, હું તારી વાત જાણું છું. અને ચોરને મારનાર હું જ હતો. માટે તમે પાછાં ઘેર જાવ અને ખાઇપી મઝા કરો. શ્યામકુંવર બોલી, તમે આ સર્વ લોકમાં મારી આબરૂ બાળવો. મને પગે પડો, આશીષ લો, અને મરવાની આજ્ઞા આપો. તોયે વિક્રમે માન્યું નહિ ત્યારે તેણે કહ્યું કે ભાઈ ઘેરઘેર પોલું તો હોય. તારે બધાનું પોલું જોવું હોય તો કુંચી કંદોયણને ઘેર જાવ. પણ અત્યારે મને એકદમ રજા આપી મારી આબરૂ સાચવો. આ ઉપરથી રાજાયે તેને સતી થવાની આજ્ઞા આપી.

પછી વિક્રમરાજા ગુપ્ત શરીરે કુંચીને ત્યાં ગયો. પરંતુ તેનો ગુપ્ત વિદ્યા ત્યાં ચાલી નહિ. કુંચીએ તો તેને કહ્યું આવો

રાજા બેસો. આ જોઈ રાજા આશ્ચર્ય પામ્યો. અને પુછયું તમે મને કેમ જોઇ શકયાં ? ત્યારે કુંચીએ કહ્યુ, હું તો તમારી સર્વ વાત જાણું છું. એમ કહી શ્યામકુંવરની બધી વાત તેણે કહી. રાજાયે કહ્યુ કે આ કઈ વિદ્યાનો પ્રતાપ છે ? ત્યારે કુંચી બોલી: "મારી પાસે જ્ઞાન દંડ છે, તેના આ પ્રતાપ છે." એમ કહી તેણે રાજાને મોટા લોકનાં ખોટાં કામ, તે દંડથી નજરે બતાવ્યાં. ધમી લોકોનાં પાપ પણ બતાવ્યાં. આ સર્વ જોઈ રાજા બહુજ નમ્ર બની ગયો, અને તેનું અભિમાન ઉતરી ગયું. એટલે કુંચીએ કહ્યું કે રાજા તમારી પાસે ચાર દંડ છે એટલે આ પાંચમો પણ હું તમનેજ આપીશ. એમ કહી, તેને તે આપી-દીધો. આ રીતે રાજા પાસે અમૂલ્ય પંચ દંડ થયા. તેના પ્રતાપ-થી ઘણાં લોકસેવાનાં કામ કર્યાં. આ દંડના પ્રતાપથીજ તેને આ સિંહાસન ઇંદ્રે આપ્યું હતું. માટે હે ભોજરાજા ! તમે એવા પરાક્રમી થઇને આ સિંહાસને બેસી શકશો. આટલું બોલી તે પુતળી ઉડી ગઇ.

---




[ લખનાર—શા. મનુભાઈ જોધાણી. ]

નિશાળ ઉઘડી. સર્વ વિદ્યાર્થીઓ આવ્યા પછી મહેતાજી સાહેબે લેશન લેવા માટે શરૂઆત કરી, તેવામાં એક વિદ્યાર્થી બોલી ઉઠયો, ' મહેતાજી-સાહેબ ! તમે અમને સૂર્ય વિષે સમજાવ્યું હતું, તો આજે ગ્રહો વિષે કાંઇ સમજાવશો ?

મહેતાજી—મોહન ! તને બહુ મજા આવતી દેખાય છે ! ઠીક હવે જોઇએ, કે ગ્રહો કેટલા છે ?

મોહન—ગઈ કાલે તમે થોડાક સમજાવ્યા અને ગણાવ્યા તો હતા !

મહેતાજી—યાદ નથી આવતા ?

મોહન—ના સાહેબ ! પણ ઘણું કરીને બુધ, મંગળ, શનિ વગેરે હતા.

મહેતાજી—બરાબર છે; પણ ચાલો તમને ફરીથી ગણાવું. ગ્રહો આઠ છે. તે નીચે પ્રમાણે:—

મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, યુરેનસ ને નેપચ્યુન.

મોહન—એતો સાહેબ સાત થયા.

મહેતાજી—બરાબર. પૃથ્વીને ગણવીજ આપણે ભૂલી ગયા. પૃથ્વી પણ ગ્રહ છે અને તે મળી આઠ ગ્રહો છે. સમજ્યો કે ?

મોહન—હા સાહેબ ! પણ ચંદ્ર શું છે ? તે ગ્રહ નથી ?

મહેતાજી—ના. ચંદ્ર એ ગ્રહ નથી; પણ ઉપગ્રહ છે. અને તે પૃથ્વીને ફરતો ફરે છે. કારણકે તે પૃથ્વીનો ઉપગ્રહ છે.

મોહન—ત્યારે દરેક ગ્રહને ઉપગ્રહ હશેને ?

મહેતાજી—હા, બધાને તો નથી પણ કેટલાકને છે.

મોહન—કોને કોને છે ?

મહેતાજી—સાંભળ, પૃથ્વીને એક ચંદ્ર ( ઉપગ્રહ ) છે.

મંગળને બે, ગુરૂને છ, શનિને આઠ, યુરેનસને ચાર અને નેપ-ચ્યુનને એક ચંદ્ર (ઉપગ્રહ) છે. બુધ અને શુક્રને નથી.

મોહન—ત્યારે સાહેબ, પેલો રાતો તારો દેખાય છે તે શું હશે ?

મહેતાજી—તે મંગળનો તારો છે અને રંગે રાતો દેખાય છે.

મોહન—દરેક ગ્રહો આખી રાત દેખાતો હશેને ?

મહેતાજી—ના. બુધ, સૂર્યની નજીકજ છે તેથી તે સૂર્યોદય પહેલાં અને સૂર્યાસ્ત પછી થોડો વખત દેખાય છે. શુક્રનો તારો સૂર્યથી જરા દૂર છે. તેથી તે બુધના કરતાં વધારે વખત દેખાય છે.

મોહન—સાહેબ, સર્વથી વધારે તેજવાળો કયો ગ્રહ હશે ?

મહેતાજી—શુક્રનો તારો વધારે તેજસ્વી છે. અને તેથી તે તરતજ ઓળખાઇ આવે છે.

રતિલાલ—સાહેબ, આ ગ્રહોનાં નામ અને સાત વારનાં નામ મળતાં આવે છે.

મહેતાજી—બરાબર છે. રવિવાર તે સૂર્ય ઉપરથી, સોમવાર તે ચંદ્ર ઉપરથી અને બીજા દિવસોનાં નામ ગ્રહોનાં નામ ઉપ-રથી પડયાં છે.

મોહન—સાહેબ સર્વથી મોટો ગ્રહ કયો હશે ?

મહેતાજી—સર્વથી મોટો ગ્રહ, ગુરૂ અથવા બૃહસ્પતિનો છે. શનિ વગેરે તેનાથી નાના છે.

મોહન—સાહેબ, ગ્રહો તો આટલાજ હશેને ?

મહેતાજી—ના. આતો મોટા ગ્રહો છે. આ સિવાય બીજા ૨૭૦ નાના ગ્રહો છે.

મોહન—તેઓ ક્યાં છે ? તેઓ દેખાય છે કે નહિ ?

મહેતાજી—તેઓ મંગળ અને ગુરૂના પ્રદેશ વચ્ચે છે. તે બહુજ નાના છે તેથી દેખાતા નથી, વળી બહુ દૂર છે. આમ છતાં દુર્બીનની મદદથી જોઇ શકાય છે.

મોહન—સાહેબ, આ બધા ગ્રહો એકજ જગ્યાએ રહેતા હશેને ?

મહેતાજી—ના, દરેક ગ્રહને બે માર્ગ હોય છે. તે પોતાની ધરી ઉપર ફરે છે અને સૂર્યની આસપાસ પણ તે ફરે છે.

મોહન—તેઓ ક્યારે ફરી રહેતા હશે ?

મહેતાજી—બુધને સૂર્યની આસપાસ ફરતાં ત્રણ માસ અને પોતાની ધરી ઉપર ફરી રહેતાં ૮૮ દિવસ થાય છે. કારણ કે સૂર્યની બહુજ પાસે છે. શનિ એ સૂર્યથી ૮૮½ કરોડ માઇલ દૂર છે. તેને સૂર્યની આસપાસ ફરતાં ૨૯½ વર્ષજ લાગે છે. તે મીનીટમાં ૩૬૦ માઇલ આગળ જાય છે. તેને પોતાની ધરી ઉપર ફરી રહેતાં ૧૦½ કલાકજ થાય છે. મંગળનો ગ્રહ સૂર્યથી ૧૪૪૦૦૦૮૦૦ માઇલ દૂર છે. તે પોતાની ધરી ઉપર ૨૪½ કલાકમાં ફરી રહે છે, અને સૂર્યની આસપાસ ફરી રહેતાં ૬૮૬ દિવસ લાગે છે. બૃહસ્પતિ એ સૂર્યથી ૪૮ કરોડ માઇલ દૂર છે. આપણી પૃથ્વી કરતાં તે સૂર્યથી વધારે દૂર છે; છતાં પણ તેનું વર્ષ આપણા ૧૨ વર્ષ જેટલુંજ છે. તેનો દિવસ ૧૦ કલાકનો છે. યુરેનસ, સૂર્યથી ૧૭૮ કરોડ માઇલ છે અને સૂર્યની આસપાસ ફરી રહેતાં તેને ૮૪ વર્ષ લાગે છે. નેપચ્યુન, સૂર્યથી ૨૭૯ કરોડ માઇલ દૂર છે અને સૂર્યની આસપાસ ફરી રહેતાં ૧૬૪ વર્ષ થાય છે.

મોહન—પૃથ્વીને સૂર્યની આસપાસ ફરી રહેતાં કેટલા દિવસ લાગતા હશે ?

મહેતાજી—સૂર્યની આસપાસ ફરી રહેતાં પૃથ્વીને ૩૬૫ દિવસ લાગે છે.

મોહન—ત્યારે બધા ચંદ્રો ફરતા હશે કે નહિ ?

મહેતાજી—તેઓ પણ પોતાના ગ્રહોની આસપાસ ફરે છે; અને સાથે સાથે સૂર્યની આસપાસ પણ ફરે છે.

મોહન—તારા અને ગ્રહોમાં કાંઈ ફેર હશે કે ?

મહેતાજી—હા. તેમાં ઘણોજ ફેર છે. તારાઓ પોતેજ પ્રકાશિત છે, પણ ગ્રહો અને ઉપગ્રહો તો સૂર્યના તેજથીજ પ્રકાશે છે.

મોહન—ત્યારે તારાઓ વિષે અમને કાંઈક સમજાવશો ?

મહેતાજી—હા. પણ આજે બહુ વખત થઈ ગયો છે, માટે ઘેર જાઓ. કાલે કંઇક વધારે સમજાવશું.

સઘળા વિદ્યાર્થીઓ રજા થવાથી પોતાને ઘેર ગયા અને બીજા દિવસની રાહ જોવા લાગ્યા.

# જુઠુ બોલનારો ગજેન્દ્ર.

[ લખનાર—શ. ચીમનલાલ માધવલાલ ઠાકોર. ]

પ્રીતમરાય મામલતદારને વસુ અને વિદ્યા નામની બે છોકરીઓ અને ગજેન્દ્ર નામનો એક છોકરો એમ મળી ત્રણ સંતાન હતાં. ગજેન્દ્ર સૌથી ન્હાનો હતો. તેથી ઘરમાં બધાંને લાડકવાયો હતો. ગજેન્દ્ર અડપલો હઠીલો તથા તોફાની હતો. ભણવા તરફ તેનું જરાપણ લક્ષ ન્હોતું. માસ્તર ભણાવા આવે તેટલોજ વખત તે વાંચતો અને બાકીનો બધો વખત પોળના છોકરાઓ જોડે કુદવામાં ગાળતો.

એક દહાડો પ્રીતમરાયની બ્હેન સગુણલક્ષ્મીનું લગ્ન પ્રસંગે આવવું થયું. તે અરસામાં એક ખુણામાં ન્હાના ટેબલ પર સગુણલક્ષ્મીએ, 'હીંદુસ્થાન'નો દિવાળીનો અંક મુકયો હતો, ત્યાં આગળ વસુ, વિદ્યા તથા ગજેન્દ્ર જઈ પહોંચ્યાં. તે અંકમાનાં સુંદર ચિત્રો તરફ ગજેન્દ્રનું મન આકર્ષાયું. તેમાંથી સુંદર ચિત્રો ફાડી લઈ લેવાં અને ફોઈબા પુછે ત્યારે એ સંબંધી કંઈ ખબર નથી એમ કહેવું એમ ગજેન્દ્રે કહ્યું; પરંતુ વસુ તથા વિદ્યા ગજેન્દ્રના એ વિચારને મળતાં થયાં નહિ, અને ગજેન્દ્રને કહ્યું કે ભાઈ ચોરી કરવી, અને જુઠું બોલવું એ મહા પાપ છે એમ મહેતાજીએ અમને ગઈ કાલે સમજાવ્યું છે. માટે અમે તો એવી ચોરી કદી કરીશું નહિ અને જુઠું પણ બોલીશું નહિ. એ શિખામણ ગજેન્દ્ર જેવા તોફાની છોકરાને ગળે ઉતરે ખરી કે ? એને તો એમજ થયા કરતું કે ક્યારે એ બન્ને અહીંથી જાય અને એ ચિત્રો ફાડી લઉં અને મ્હારી ટોળીમાં બતાવું. થોડા વખત પછી સામેના છાપરા પર વાંદરાને કુદતા જોઈ અગાશીમાં ચણા નાંખ્યા હતા તે લેવા બન્ને દોડી ગઈ એટલે ગજેન્દ્ર અંકમાંથી દેશના નેતાઓનાં બે રંગીન

સુંદર ચાર ચિત્રો ફાડી લઇ બહાર દોડી ગયો. લગ્નસરામાંથી પરવાર્યા પછી સગુણલક્ષ્મીએ ફુરસદે અંક વાંચવા લીધો અને પાનાં ફેરવતાં અંદરથી ચિત્રો ફાડી લીધેલાં જણાયાં. તેથી વસુ, વિદ્યા તથા ગજેન્દ્ર જેઓ પોળના છોકરાઓ સાથે વરંડામાં રમતા હતા ત્યાં જઇ પહોંચી. પ્રથમ ગજેન્દ્રને ચિત્રો વિષે પુછતાં તેણે એ સંબંધી કંઇ જાણતો નથી એમ કહ્યું. વસુ તથા વિદ્યાનો વારો આવ્યો. ગજેન્દ્રની આંખોના ડોળા તથા ભયંકર મ્હેરો જોઇ પહેલાં તો કોઈની હીંમત ચાલી નહિ; પરંતુ સગુણલક્ષ્મી વસુ તથા વિદ્યાના મ્હોંપરથી મનોભાવ સમજી જવાથી વસુ તથા વિદ્યાને કોઈની પણ બીક રાખ્યા કે ગભરાયા સિવાય ખરી હકીકત કહેવા કહ્યું, એટલે વસુને હીંમત આવી અને જે બન્યું હતું તે બધું કહ્યું. સગુણલક્ષ્મીએ જાણ્યું કે ગજેન્દ્રે આટલી ન્હાની વયે ચોરી કરી છે અને પોતાનો વાંક છુપાવવા જુઠું બોલી તે પાપમાં પડે છે. આથી એનો મીજાજ હાથથી ગયો અને ગજેન્દ્રને પોળના છોકરા તથા છોકરીઓના દેખતાં સખ્ત ઝાટકણી કાઢી, ભવિષ્યમાં તેવી ચોરી કરશે અથવા જુઠું બોલશે તો ઘરમાંથી કાઢી મુકવા ધમકી આપી. વસુ તથા વિદ્યા ચોરીથી તથા જુઠું બોલવાથી અલગ રહ્યાં. તેથી તેમની પ્રસંશા કરી અને દરેકને એક બોધદાયક વાર્તાની ચોપડી ઇનામમાં આપી. વસુ તથા વિદ્યાનાં વખાણ થયેલાં તથા બન્નેને ઇનામમાં ચોપડી મળેલી જોઇ ગજેન્દ્ર ઝંખવાણો પડી ગયો અને ફોઈબાના ખોળામાં માથું મુકી પુષ્કળ રડયો, અને ફોઈબાને ભવિષ્યમાં ચોરી નહિ કરવા તેમજ જુઠું નહિ બોલવા વચન આપ્યું. વસુ તથા વિદ્યાની સંગતમાં રહી ગજેન્દ્ર ત્યાર પછી ઘણો સુધરી ગયો અને ધીમે ધીમે તેણે બધી કુટેવો છોડી દીધી અને નિશાળમાં દશની અંદર નંબર રાખતો થયો.

માટે ન્હાનાં બાળકો! તમે પણ જુઠું નહિ બોલવા આજથી નિશ્ચય કરશો અને સત્યને પથે જશો તો ભવિષ્યમાં મ્હોટપણે ભારતમાતાના આદર્શરૂપ બાળકો નીવડશો.



# સોય અને સરલા.

( લખનારઃ—ડૉ. મોહનલાલ જગન્નાથ પાઠક. )

એક દિવસ સરલા ઢીંગલી માટે કપડાં સીવતી હતી. સીવતાં સીવતાં તેના બેદરકારીથી હાથમાં સોયની અણી લાગી. જરા લોહી પણ નીકળ્યું. તેને પોતાની ભૂલ ન સમજાવાથી તે સોય ઉપર ઘણીજ ગુસ્સે થઈ. તે સોયને છુંદી નાંખવા માટે એક પત્થર લાવી. તેની પાસે પત્થર જોઇ સોઇએ વિચાર કર્યો કે હવે આપણી કમબખ્તિ આવી. એને એક બે વાત કહી વિનવી જોઉં. જો ડાહી હશે તો સમજશે, અને મારા પર આવતું દુઃખ પણ ઓછું થશે.

સોયે સરલાને ધીમેથી કહ્યું કે, બ્હેન મારાથી તને દુઃખ થયું છે, તેથી મને ઘણુંજ ખરાબ લાગે છે. મારો સ્વભાવ એવો છે કે કોઇના પણ કામમાં ઉપયોગી થવું. વિના કારણ કોઇને દુઃખ દેવું નહિ. પણ બ્હેન, તમને તો ધ્યાન ન રાખવાથી જ મારી અણી લાગી છે. મેં અર્ધા કલાક પ્હેલાં તમે જે કપડાં સીવતાં હતાં તેમાં તમને કેટલી મદદ કરી ? વળી પરમેશ્વરે મને હાથ પગ નથી આપ્યા કે તેથી પણ હું આઘી ખસી જઇ તમને દુઃખ ન કરૂં. મને આંખ પણ એકજ છે. તમારા પર તો " દેવે " કૃપા કરી આંખ પણ બે આપી છે. તો શા માટે તેનો યોગ્ય ઉપયોગ કર્યો નહિ ? અને તેથીજ તમને આ દેવે શિક્ષા કરી છે. તો હવે મારા પર ક્રોધ કરો છો ?

સરલા ડાહી અને શાણી હતી. તેથી સોયનું બોલવું સાંભળી " ભૂલ પોતાની જ છે " એમ તેને લાગ્યું. તેના

ગુસ્સો નરમ પડયો અને તે શરમાઈ પણ ગઇ. આ જોઈ સોયને વધુ બોલવાની છુટ મળી.

તે બોલી, બ્હેન, તમે ખોટું લગાડશો નહિ. મને તો તમારાથી કાંઈપણ દુઃખ થયું નથી. કદાચ થયું હોત તો પણ મને લાગત નહિ. કારણ કે હું જન્મથી જ દુઃખ ભોગવતી આવી છું. મારા પર શું શું દુઃખો પડયાં છે એ જ્યારે તમે સાંભળશો ત્યારે તમારી આંખમાંથી આંસુ પડશે; છતાં પણ હું તમને કહું છું સાંભળો: મારો જન્મ લોહકુળમાં થયો. મારૂં ઘર પૃથ્વિના પેટમાં હતું. ત્યાં હમે ઘણાંજ સુખી હતાં. પણ બ્હેન, આ દુનીઆના લોક ઘણાજ લોભી ! તે લોકોએ હમને બ્હાર કાઢી ભઠ્ઠીમાં નાંખ્યાં. ત્યાં હમારૂં શરીર પીગળીને પાણી જેવું થઈ ગયું. હવે હમારૂં શરીર વધારે મજબુત અને સુંદર થયું. અને લોકોને ઉપયોગી થઇ પડવાનું બળ પણ હમારામાં આવ્યું. જો હું પોલાદ ન બનતાં આગળની માફક લોખંડજ રહે તે તો મારૂં શરીર "ટાંકણી" માફક વળી જતે. તે વખતે હું અત્યારે તમને દેખાઉં છું એવી પાતળી નહતી. ઘણી જાડી હતી. માણસોએ મને હથોડાથી ઠોકીઠોકીને અને યંત્રમાં ખેંચી ખેંચીને મારૂં અંગ તાર જેવું બારીક બનાવ્યું. હું તમારી માફક "ભૂગોળ" શીખી નથી, એટલે મને ક્યાં ઘડી તૈયાર કરવામાં આવી તેની ચોક્કસ ખબર નથી. પણ જો હું ભૂલતી ન હોઉં તો વિલાયતના "શેફીલ્ડ" નામના ગામડામાં હું તૈયાર થઇ છું. મારૂં શરીર તાર જેવું પાતળું પણ ઘણુંજ લાંબુ હતું. પછીથી તેના નાના ટુકડા કરવામાં આવ્યા. અને તે દરેક ટુકડાના ડોકાને જરા જરા ચપટાં કરી તેમાં યંત્રવડે કાણાં પાડવામાં આવ્યાં. ત્યારપછી તેમણે મારો પગ યંત્રપર ઘસીને અણીવાળો બનાવ્યો. આ સર્વ પુરૂં થયા પછી ચળકતી દેખાવા માટે પાલીશ કર્યું, અને પછી કાળા કાગળમાં વીંટાળી બઝારમાં વેચવા માટે મોકલી. બઝારમાંથી તમારા ભાઈ મને લઈ

આવ્યા ! આટલું દુઃખ સહન કર્યા પછી હું તમારા ઉપયોગમાં આવી.

હવે તમેજ વિચાર કરો કે હું તમને કેટલી કામની છું ? હું તમે પ્હેરો છો તે ચોળી, ફ્રોક વીગેરે સીવવામાં મદદ કરૂં છું. વળી પગમાં કાંટો વાગ્યો હોય તો તે પણ કાઢું છું. હું ઘણીજ ક્ષુદ્ર ચીજ છું. મારે માટે વધુ પૈસા ખરચવા પડતા નથી. એક પૈસામાં તો મારા જેવી બે ત્રણ મળે છે ! મને આળસુ થઇ પડી રહેવું ગમતું નથી. મને હંમેશ કામમાં લેવાથી ચળકતી અને સરસ રહું છું. પણ જો મને આળસથી ગમે તેમ રાખી મુકવામાં આવે તો વરસ છ મહિનામાં કાળી પડી મરી જાઉં છું. એટલે ફરીથી કામમાં આવી શકતી નથી. આ મારી કર્મ કહાણી છે.

સરલા સોયની કહાણી સાંભળી ઘણી જ ખુશ થઇ અને તેને બરોબર યોગ્ય જગ્યાએ મુકી નિશાળનો વખત થવાથી નિશાળમાં ગઇ. ત્યાં તેણે પોતાની બેનપણીઓને " સોય " ની વાત કરી તે સાંભળી સર્વે ખુશી થયાં.

---

બાળકો માટે—

# રામાયણની વાતો.

## શ્રીરામના રાજ્યાભિષેકની તૈયારી.

મારા બાલમિત્રો ! બાલકાંડ પૂરો થયો. તેમાં તમે રામ, લક્ષ્મણ વગેરે ભાઈઓની બાળપણની રમતગમતો, તેમનો વિદ્યાભ્યાસ, તેમનાં પરાક્રમ, ગુણ આદિની વાતો વાંચી ગયા. હવે રામનાં લગ્ન કરી રાજા દશરથ બડી ધામધૂમથી અયોધ્યામાં આવ્યા ત્યારથી બીજો કાંડ એટલે અયોધ્યા કાંડ શરૂ થાય છે. તેમાં રામ આદિ ભાઈઓનાં ઉમદા ગુણો અને પરાક્રમોની વાતો આવશે તમે તે સઘળી ધ્યાનપૂર્વક વાંચશો. તેમાંથી તમને ગંમત સાથે જ્ઞાન મળે એવું ઘણું ઘણું મળી આવશે.

રામ વગેરે ભાઇઓનાં લગ્ન કરી સઘળાં અયોધ્યામાં આવ્યાં. આ વખતથી અયોધ્યાના રાજ્યની પ્રજા વધારે ને વધારે આબાદ અને સુખી થતી ગઇ. ભરત, ભાઈ શત્રુઘ્નને સાથે લઇ તેના મોસાળ ગયો હતો. ત્યાં તેને સર્વ વાતે સુખ હતું; છતાં વૃદ્ધ પિતા દશરથનો વિયોગ તેમને બહુ જ સાલતો હતો. આ તરફ દશરથ રાજાએ જો કે તેમને ખુશીથી વિદાયગીરી આપી હતી; છતાં તેમના મનમાંથી તેઓ જરાએ વિસારે પડતા ન હતા. રાજા દશરથનો ચારે પુત્રો પર અથાગ પ્રેમ હતો; છતાં રામના ગુણો અને પરાક્રમોએ તેમનું મન ઘણું વધારે જીતી લીધું હતું. પ્રજા પણ રામના દર્શનથી ઘણી જ ખુશ થતી અને તેમનાં તરફ બહુ જ આદરમાન, પ્રેમ અને ભક્તિભાવ ધરાવતી હતી.

રામના અનુપમ ગુણો અને તેમના તરફની પ્રજાની અઢળક

પ્રીતી જોઈ રાજા દશરથના મનમાં આનંદ સમાતો ન હતો. એવામાં એક દિવસ તેમણે પોતાનું મુખ અરિસામાં જોયું: કાનની કિનારી પર એક ધોળો વાળ જણાયો. વાળને ધોળો થયેલો જોતાં જ તેમના મનમાં વિચાર થયો કે: "હવે હું ઘરડો થયો છું. રામ તરફ પ્રજાની ઘણીજ પ્રીતિ છે. તે ગુણ અને પરાક્રમમાં મારાથીયે ચઢી જાય તેવો છે, તો મારા જીવતાં જ રામને રાજ્યનો ભાર સોંપી મારા બાકીના દિવસો ઇશ્વરના ભજનમાં ગાળું એ જ હવે મારે માટે યોગ્ય છે. રામ પ્રજાને સુખ આપનાર, પ્રાણી માત્ર પર દયા રાખનાર, જગતને ઘણોજ પ્રિય, ઇંદ્ર જેવો પરાક્રમી, બૃહસ્પતિ જેવો બુદ્ધિમાન. શેષ સરખો ધીરજવાન અને મારા કરતાં પણ વિશેષ ગુણવાન તથા બળવાન છે. માટે મારા જીવતાં જ મારા હાથે તેનો રાજ્યાભિષેક કરીને જીવનનો લ્હાવો લઈશ અને તેને આખી પૃથ્વીનું રાજ્ય કરતો જોઇને તે પછી જ સુખેથી સ્વર્ગમાં સંચરીશ."

ઉપર પ્રમાણેના વિચારો આવતાંની સાથે જ તેમણે સલાહને માટે પોતાના મંત્રીઓને બોલાવ્યા. મંત્રીઓને તેમણે કહ્યું, કે: "હું હવે ઘરડો થયો છું. દેહનો ભરોસો નથી. માટે જેમ બને તેમ ઉતાવળે રામને ગાદિએ બેસાડી દેવા એવો મારો વિચાર છે. બોલો આ બાબતમાં તમારો શો અભિપ્રાય છે?" મંત્રીઓને તો આ વાત ગમતી જ હતી. રામ રાજા થાય એવું આખી પ્રજા અંત:કરણથી ઇચ્છતી જ હતી. એટલે આ તો "જોઇતું તું ને વૈદે કહ્યું" એના જેવું બન્યું, તેથી મંત્રીઓએ ઘણી જ ખુશીથી રાજાના વિચારને પુષ્ટિ આપી. મંત્રીઓને પોતાના વિચાર સાથે મળતા થયેલા જોઇ રાજા દશરથને ઘણો જ આનંદ થયો. પછી તેમણે જુદાં જુદાં શહેરોના આગેવાન અને જાણીતા પુરૂષોને તેમજ દેશદેશના રાજાઓને તેડી મંગાવવા આજ્ઞા કરી. ઉતાવળમાં ભરતના દાદા કેકય અને જનકરાયને તેડાવવાનું રહી ગયું. તેથી તે બે સિવાય બીજા સઘળા યોગ્ય વખતે આવી અયોધ્યામાં હાજર થયા. વખત થતાં દરબાર ભરવામાં આવ્યો.

રાજા દશરથ વચ્ચોવચ મૂકેલા સિંહાસન પર બિરાજ્યા. તે પછી સઘળા રાજાઓ અને મહાજનો પોતપોતાનાં આસનો પર બેઠા.

આખી સભા એક ચિત્ત બનીને બેઠી છે. સૌ કોઈ દશરથ રાજાનું કહેવું સાંભળવાને આતુર થઇ રહ્યું છે. એટલામાં રાજા દશરથ સઘળા સભાસદોને સંબોધીને કહેવા લાગ્યા: "હે રાજવીરો! મારા પૂર્વજોએ આ રાજ્યનું પુત્રની પેઠે પાલન કરેલું છે. મારી પ્રજાને હું અગાઉથી પણ વધારે સુખી થયેલી જોવાને ઇચ્છું છું અને મને ખાત્રી છે, કે મારૂં આખું રાજ્ય મારા પુત્ર રામને સોંપતાં મારી તે ઇચ્છા સંપૂર્ણ રીતે પાર પડશે. મારા પૂર્વજોના પગલે ચાલી મારી જાતના સુખની લેશ પણ ફરકાર રાખ્યા વગર મેં આજ સુધી મારી શક્તિ પ્રમાણે હંમેશાં પ્રજાનું પાલન, રક્ષણ અને મનરંજન કર્યું છે. આ પ્રમાણે જગતનું હિત સાધતાં, રાજ્ય કરતાં કરતાં હું હવે ઘરડો થઈ ગયો છું. મારા આ જીર્ણ થઈ ગયેલા શરીરને પ્રજાપાલનની ચિંતા અને રાજ્યના ભારથી મુક્ત કરી દેવાની હવે મને મરજી થઇ છે. હું સર્વની સંમતિથી હવે આરામ લેવા ઇચ્છું છું. હે સભાસદો! મારો પુત્ર ગુણે અને પરાક્રમે મારાથી પણ ચઢીયાતો હોવાનું સાબીત થઇ ચૂક્યું છે. તેણે પ્રજાનું દિલ પોતાના ગુણ અને પરાક્રમથી જીતી લીધું છે. હવે જો તમે યોગ્ય ધારતા હો તો આવતી કાલે જ હું તેનો રાજ્યાભિષેક કરવા ઇચ્છું છું. તમે સૌ વિચાર કરો અને સર્વનું હિત થાય તેવો ઘટતો ઉત્તર આપો."

મહારાજા દશરથનાં વચનોથી સભામાં આનંદ આનંદ થઇ રહ્યો. સૌ રામચંદ્રનાં ગુણ અને પરાક્રમનાં વખાણ કરવા લાગી ગયા, અને સૌએ આનંદથી મહારાજાનાં વચનોને વધાવી લીધાં. પછી સભામાં બિરાજેલા બ્રાહ્મણો, રાજાઓ અને પ્રખ્યાત પુરુષો-એ અંદરોઅંદર વિચાર કરીને પોતાનો અભિપ્રાય જાહેર કર્યો, કે: "હે મહારાજા! અમે સૌ તમારા વિચાર સાથે પૂરેપુરા મળતા છીએ. અમે રામનો રાજ્યાભિષેક થયેલો જોવાને તમારા જેટલા જ

આતુર છીએ." રાજા દશરથ સભાજનોના આવા જવાબથી બહુ ખુશી થયા; છતાં તેમના મનની ખુલાસાવાર વાત કહાવવાને માટે તેમણે સર્વને પૂછયું, કે: "હે સભાસદો! તમારા ઉપરના અભિપ્રાયથી મારા મનમા અત્યારે એક શંકા પેદા થાય છે. હું ન્યાય, નીતિ અને ધર્મ પ્રમાણે ચાલી પ્રજાનું પાલન કરૂં છું. મારા રાજ્યની સઘળી પ્રજા સુખી અને આબાદ છે; છતાં રામને તમારે રાજા થયેલા જોવાને તમે આટલા બધા આતુર કેમ થઇ રહ્યા છો? તમે આ બાબતનો યોગ્ય ઉત્તર આપી મારી શંકાનું સમાધાન કરો એમ હું ઇચ્છું છું."

મહારાજા દશરથનાં આવાં મરમભર્યાં વેણ સાંભળીને સભાસદો કહેવા લાગ્યા, કે: "હે પૃથ્વીનાથ! તમારા પુત્રમાં પ્રજાનું અને જગતમાત્રનું ભલું કરે એવા અનેક ગુણો છે. આથી જ પ્રજાને તે ઘણા વ્હાલા થઈ પડેલા છે, અને સૌ કોઈ તેમને પોતાના રજા થયેલા જોવાને ચાહે છે. અમે કેવળ અમારા જ નહિ; પરંતુ પ્રજામાત્રના વિચારને લક્ષમાં લઈ રામને જેમ બને તેમ જલદી રાજ્યાભિષેક કરવાનો મત દર્શાવ્યો છે. માટે હે મહારાજા! કશી પણ શંકા વગર સર્વ લોકનું હિત કરનાર, મહાન ઉદાર અને સર્વ ગુણવાળા રામને અમારા ભલાની ખાતર જેમ બને તેમ ઉતાવળે આનંદપૂર્વક રાજ્યાભિષેક કરવાની ગોઠવણ કરશો એ જ અમારી આખરની માગણી છે."

સભાસદોનાં વચનોથી ખુશી થતા રાજા દશરથે સભાસદોનો યોગ્ય સત્કાર કર્યો. તે પછી વસિષ્ઠ, વામદેવ આદિ ઋષિઓને સઘળી હકીકત નિવેદન કરી રામને રાજ્યાભિષેક કરવાનું કાર્ય એકદમ સાધી લેવા માટે વિનંતિ કરી. કુળગુરૂ વસિષ્ઠે તરત જ સચીવોને બોલાવી રાજ્યાભિષેક માટેનાં સાધનો એકઠાં કરવાની આજ્ઞા કરી. સચીવોએ સોનું, રત્નો, પૂજાની સામગ્રી, રથ, સર્વ જાતનાં હથિયારો, બે ચામર, ધજા, છત્ર, સોનાનો ઘડો, હાથી, ચતુરંગિણી સેના, સોનાની શીંગડીઓથી શોભતો બળદ, વ્યાઘ્ર-

અર્ઘ્ય વગેરે ચીજો બીજે દિવસે પરોઢીયે આવી મળે એવી પાકી ગોઠવણુ કરી. વળી રાજગૃહ અને નગરમાં બારણુંએ તોરણો બાંધવાની, પ્રાતઃકાલ પહેલાં લાખ બ્રાહ્મણોને સત્કારપૂર્વક જમાડવાની, શહેરમાં ચારે તરફ ધજા પતાકાઓ બાંધવાની, રાજમાર્ગ પર પાણીનો છંટકાવ કરાવવાની અને રાજ્યાભિષેક કરવાના મંડપના દરવાજા આગળ નાચ, ગાન અને વાદ્યનાં સાધનો ઉપરાંત અસ્ત્ર શસ્ત્ર ધારણ કરેલા શૂર પુરુષો હાજર રાખવાની ગોઠવણો પણ કરવામાં આવી.

જેમ સચિવો મહર્ષિની આજ્ઞા પ્રમાણે પોતપોતાના કામમાં લાગી ગયા તેમ મહારાજા દશરથ પણ પોતાને કરેલી સૂચનાઓ મુજબ તૈયારી કરવા લાગ્યા. તેમણે તરત જ રામને પોતાની પાસે તેડી મંગાવ્યા. રામ આવતાં જ તેમણે તેમને છાતી સરસા લગાવ્યા. પછી પોતાની પાસેના આસન પર બેસાડી કહેવા લાગ્યાઃ "હે પુત્ર ! તું ગુણવાન અને પ્રજાનું પાલન કરવામાં તત્પર છે. આજે આપણી સઘળી પ્રજા એવું ઇચ્છે છે, કે તું રાજા થાય. માટે મારો વિચાર તને આવતી કાલે રાજગાદિ પર બેસાડવાનો છે. હવે તું અહીંથી જઇને વસિષ્ઠ ગુરુની આજ્ઞા મુજબ તારે કરવાનું આજનું વ્રત આચરજે." રામ પિતાની આજ્ઞા માથે ચઢાવી ઘર તરફ ચાલી નીકળ્યા. ત્યાંથી આ શુભ સમાચાર કહેવાને માતા કૌશલ્યા પાસે ગયા. કૌશલ્યા આ વખતે દેવની પૂજા કરવાના કામમાં લીન હતાં. તેમની પાસે સીતા, સુમિત્રા અને લક્ષ્મણ બેઠેલાં હતાં. રામે માતા પાસે જઇને પ્રણામ કર્યા. પછી કહ્યું: "માજી ! મારા પિતાએ મને પ્રજાનું પાલન કરવાનો ભાર સોંપવાનું નક્કી કર્યું છે. મને આવતી કાલે રાજ્યાભિષેક થશે." રામનાં આ વચનો સાંભળી સઘળાં રાજી રાજી થઈ ગયાં અને માતાઓએ ગળગળાં બની રામને અનેક આશીર્વાદો આપ્યા. આ પછી લક્ષ્મણને અનેક મધુર વચનોથી આનંદ પમાડી બંને માતાઓને નમસ્કાર કરી રામ પોતાના ભવન તરફ ચાલી નીકળ્યા.

મહારાજા દશરથે કુળગુરુ વસિષ્ઠને રામને તે રાતે કરવાના વ્રતની સમજણ પાડી આવવા વિનંતી કરી. મહર્ષિ વસિષ્ઠ આનંદ સહિત રામની પાસે ગયા; રામે ગુરુને આવતા જોઈ ઉઠીને તેમનો આદરસત્કાર કર્યો. પછી રામને તે રાતે ઉપવાસ વગેરે જે કંઈ વ્રત કરવાનું હતું તેની સમજ પાડી. રામે ગુરુની આજ્ઞા માથે ચઢાવી. વસિષ્ઠ આશીર્વાદ દઈ ચાલતા થયા.

માર્ગમાં આવતાં મહર્ષિ વસિષ્ઠની નજરે જે દેખાવ પડયો તે અપૂર્વ હતો. વાત એવી હતી કે રામના રાજ્યાભિષેકની વાત આખા નગરમાં વાયુના વેગે પ્રસરી હતી; નગરજનો આનંદમાં ઘેલાંગાંડાં થઈ ગયાં હતાં; ઠેરેઠેર માણસોનાં પૂર ઉભરાઈ ચાલ્યાં હતાં. કોઈ નાચતાં કોઈ કૂદતાં, કોઈ ગાનતાન ઉડાવતાં આનંદ જાહેર કરી રહ્યાં હતાં. ઘેર ઘેર સૌ કોઈ ધોળવા, રંગવા, ધજાપતાકા લટકાવવા અને ઘરને શણગારવાના કામમાં લાગી ગયાં હતાં. સૌ કોઈના મુખમાં એક જ બોલ રમી રહ્યો હતો અને તે એ, કે "ક્યારે સવાર થાય અને રામનો રાજ્યાભિષેક જોવાય." મહાત્મા તુલસીદાસજી આ પ્રસંગનો ચિતાર આપતાં કહે છે, કે:—

हाट बाट घर गली अथाई।
कहहीं परस्पर लोगलुगाई ॥
कालि लगन भलि केतिक बारा।
पूजहि विधि अभिलाप हमारा ॥

———

# કાગળની હોડીઓ.

હું મારી કાગળની હોડીઓ હંમેશ એક પછી એક વહેતી નદીમાં તરાવું છું. એ હોડીઓ ઉપર મોટા કાળા અક્ષરે મારૂં નામ અને મારા ગામનું નામ લખું છું. જ્યારે એ હોડીઓ કોઇ અજાણી ભૂમીમાંના કોઇ અજાણ્યા માણસને મળશે ત્યારે હું કોણ છું તે તેઓ જાણશે. મારી નાની હોડીઓમાં મારી વાડીનાં ફૂલો લાવીને હું ભરૂં છું અને આશા રાખું છું કે પ્રાતઃકાળનાં ખીલેલાં ફૂલો રાત્રે કોઇ ભૂમિ ઉપર જઈ પહોંચશે.

મારી કાગળની હોડીઓને પાણીમાં છોડતી વખતે હું આકાશ તરફ જોઉં છું; તો તેમાં મને નાનાં વાદળાં તેના મોટા ધોળા શઢ ચડાવીને આગળ જતાં જણાય છે આકાશમાંથી કોણ તેને મારી હોડીઓ સાથે હરિફાઇ કરવા હવામાં નીચે મોકલે છે તે હું જાણતો નથી.

જ્યારે રાત પડે છે, ત્યારે મારૂં મોઢું હું મારા બે હાથથી ઢાંકી દઉં છું. મને સ્વપ્ન આવે છે કે મારી હોડીઓ મધરાતના તારાઓની વચ્ચે આગળ તરતી ચાલી જાય છે. ઉંઘની દેવી તેને ચલાવે છે અને સ્વપ્નની સામગ્રી તેમાં ભરેલી છે.×

ધીરજ.

× કવિવર રવિંદ્રનાથ ટાગોર.

## અનુક્રમણિકા.



## " બાળક " વિભાગ:—

"સ્ત્રી-બોધ"નો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૪ થું. ] જુલાઈ-૧૯૨૩. [ અંક ૭ મો.

## ફળાયેલ મોર.



( તેં તો ઘટઘટમાં ઘર કીધું—એ રાગ. )

નાચે થનગન થનગન થનગન વનમાં મોરલો રે,—એ ટેક.

ઉંચી સુંદર કળા કરીને,
રંગ રંગનાં પીંછ ધરીને;
મંદ મંદ પગ ધરતો દિસે છે ભલો રે,
નાચે થનગન થનગન થનગન વનમાં મોરલો રે. ૧

મધુર કંઠથી ટૌકા કરતી,
ઢેલડીઓ ચોબાજુ ફરતી;
હરખી હરખી ટૌકા કરતો રંગીલો રે,
નાચે થનગન થનગન થનગન વનમાં મોરલો રે. ૨

જગજીવન કાલિદાસ પાઠક.



# બાલ-ગીત.

### મોપાઠના ઢાળમાં.

કાગડાનો રંગ કેવો ?
કાળો શાહી જેવો.
કાગડો બોલે કાકા,
શિયાળબાઈ પાકાં.
બોલતાં પૂરી પડી ગઈ,
શિઆળ તે ખાઇ ગઈ;
ભંભો પાણી પી ગઈ,
જાડીઢમ્ થઇ ગઈ;
વગડામાં વહી ગઈ.
આંબે આવ્યો મ્હોર,
વાત કહેશું પોર.

**માધવ ત્રિ. રાવળ.**






( લખનાર—રા. રા. દેવશંકર પંડયા. )

**શિષ્ય:**—ગુરુજી, આપે એક વખત કહ્યું હતું, કે આપણા શરીરમાં કાયમ ગરમી હોય છે, છતાં અત્યારે આપણું શરીર ઠંડું કેમ લાગે છે ?

**ગુરુ:**—ભાઈ, તમે ઠીક સવાલ પૂછયો. અત્યારે કઇ ઋતુ ચાલેછે?

**શિષ્ય:**—ઉનાળો

**ગુરુ:**—આપણા શરીરમાં કાયમ ૯૮ અંશ ગરમી રહે છે, એટલી ગરમી તંદુરસ્ત માણસના શરીરમાં હોય છે. શિઆળા-

માં બહારના વાતાવરણમાં ગરમી ઘણીજ ઓછી હોય છે, તેથી આ વાતાવરણમાં રહેલો હાથ આપણા શરીરે અડકાડીએ તો શરીર ગરમ લાગે છે. કેમકે શરીરની ઉષ્ણતા પ્રમાણમાં વધારે હોય છે. ઉનાળામાં તેથી ઉલટું બને છે. એટલે કે બહારના વાતાવરણમાં ગરમી ઘણીજ વધારે હોય છે કે જેની આગળ શરીરની ગરમી કંઇ હિસાબમાંજ નાહ. એથી વધારે ગરમીમાં રહેલા હાથને શરીરની ગરમીની અસર થતી નથી. વળી બીજું પણ કારણ છે. ઉનાળામાં આપણને અતિશય પરસેવો વળે છે, સેથી પણ શરીર કંઇક ઠંડું રહે છે.

* * * *

શિષ્યઃ—ગુરુજી, મારો એક પાડોશી માંદો હતો, તેને જોવા કાલે ડાકટર આવ્યા હતા. તેમની પાસે એક કાચની નાની સરખી નળી હતી, તે તેની બગલમાં રખાવી હતી. તેમ શા માટે કર્યું હશે ?

ગુરુઃ—એ નળીથી માણસના શરીરની ગરમી મપાય છે. ૯૮ કરતાં ગરમી વધે ત્યારે તે માણસને તાવ આવ્યો જાણવો. ૧૧૦ અંશ કે તે કરતાં વધારે માણસના શરીરની ગરમી થઇ જતાં માણસ મરણ પામે છે.

શિષ્યઃ—આપણી શાળામાં જે ગરમી માપવાનું યંત્ર છે, તે ૧૧૨ અંશ સુધીનું છે. તેનાથી તો તે નળી અર્ધીએ નહોતી.

ગુરુઃ—તે નળી ૯૫ અંશથી હોય છે. ૯૮ થી તે ૧૧૦ સુધીના જ માપની ખરી જરૂર હોવાથી તેટલાજ અંશ, અને તેની અંદર દરેકના દશ દશ ભાગ કરેલા હોય છે. ૯૮ થી ૧૧૦ સુધીની નળીનો ભાગ સાંકડો અને લાંબો હોય છે. ૯૫ થી ૯૮ સુધીનો ભાગ બહુજ ટુંકો ને વધારે પહોળો હોય છે.



## બલાનો ન્યાય !

અસલના વખતમાં એક રાજાના દરબારમાં બલા નામે દાસી રહેતી હતી. તે બહુ ડાહી અને ન્યાયી હતી. તે કોઈપણ દિવસ અસત્ય બોલતી નહોતી. તેથી સૌને તેનાપર વિશ્વાસ આવતો હતો.

તે રાજાના રાજ્યમાં એક બ્રાહ્મણે લોભી વાણીઆને ત્યાં કેટલાક રૂપીઆ વ્યાજે મૂકયા. દુકાળનો વખત આવતાં બ્રાહ્મણે વાણીઆ પાસે રૂપીઆ માગ્યા. વાણીઆની દાનત બગડી, તેથી તેણે રૂપીઆ આપવાનું નાકબુલ કર્યું. બ્રાહ્મણે કોઇને સાક્ષી રાખ્યો નહોતો, તેથી વાણીઓ ગમે તેમ બોલે તોપણ બીજાથી કંઈ કહી શકાય તેમ નહોતું.

તે બ્રાહ્મણ રાજા પાસે ગયો. ફરીઆદ કરવાથી વાણીઆને ત્યાં બોલાવવામાં આવ્યો. વાણીઆને પૂછતાં તેણે કહ્યું કે 'સાહેબ! બ્રાહ્મણ તદ્દન જુઠો છે, તેમ ગળેપડુ છે. જો તેણે રૂપીઆ આપ્યા જ હોય તો તે કડકડતો ટાઢમાં છાતીપૂર પાણીમાં આખી રાત ઉભો રહે!' જો કે આ કામ ઘણું મુશ્કેલ હતું, છતાં બ્રાહ્મણને પોતાનું સાચ બતાવવું હતું તેથી તે બીચારો ધ્રુજતે શરીરે પણ આખી રાત પાસેના તળાવમાં કહેવા મુજબ ઉભો રહ્યો. આમ કરવાથી રાજાએ બ્રાહ્મણના રૂ. આપી દેવાનું વાણીઆને ફરમાવ્યું. પણ વાણીએ તો તે વાત નાકબુલ જ કરવા માંડી. તેણે કહ્યું કે, 'સાહેબ, જે વખતે બ્રાહ્મણ પાણીમાં હતો તે વખતે આપના મહેલના ઉપલા માળે સગડી બળતી હતી; તેની ગરમીને લીધે બ્રાહ્મણને જરા પણ ટાઢ લાગતી નહોતી, તેથી તે ઉભો રહ્યો હતો!! માટે એ તેનું કપટ છે.' રાજા ન્યાય આપતાં ગુંચવાયો તેથી તેમણે બલા પાસે આ ફરિયાદ લઇ જવા કહ્યું.

બલાએ વાણીઆ બ્રાહ્મણની તમામ વાત સાંભળી લીધી. તેણે જાણી લીધું કે 'વાણીઓજ લુચ્ચો છે, માટે તેને બરાબર બતાવી દેવું જોઈએ.' તેણે વાણીઆ પાસે એક હાંડલી મંગાવી તેમાં ખીચડી નખાવી ઝાડે ઉંચામાં ઉંચી ડાળે બંધાવી. પછી તે નીચે એક કલાક સુધી થોડો થોડો તાપ કરાવ્યો. ત્યાર પછી હાંડલી નીચે ઉતરાવી વાણીઆને ખીચડી તપાસવા કહ્યું. અંદર જુએ તો એક પણ દાણો ચડેલો નહિ, અરે હાંડીજ બીલકુલ તપ્યા વિનાની હતી. પછી બલાએ વાણીઆને કહ્યું કે જ્યારે હાંડલીને આટલા બધા તાપની જરાપણ ગરમી ન લાગી, તો પછી રાજાના મહેલની અગાશીમાં બળતી સગડીની ગરમી તળાવમાં ઉભેલા બ્રાહ્મણને કેવી રીતે લાગી ? માટે તારી લુચ્ચાઇ જવા દે ને બીચારા બ્રાહ્મણના રૂ. આપી દે. આ ઉપરથી એને બ્રાહ્મણનાં બધાં નાણાં આપી દેવાં પડયાં એટલુંજ નહિ પણ બીજો વધારે દંડ પણ થયો. વિપિન.

# મોઢું ઉઘાડું રાખી સુવાની બુરી ટેવ.

## તેથી થતી ગળાની ગાંઠ, ખહી વગેરેની ખાનાખરાબી

( લખનાર:—મી૦ કેખશરૂ હોરાબજી જીલા. )

**તમારૂં મોઢું બંધ રાખો અને તમારી જીંદગી બચાવો.**

ડા૦ કેટલીન નામના એક અમેરિકન તબીબે એક નાનું પુસ્તક રચ્યું છે, અને તે ચોપડીનું નામ 'તમારૂં મોઢું બંધ રાખો અને તમારી જીંદગી બચાવો' એવું છે. તેમાં તેણે પોતાના લાંબા અનુભવ પરથી એવું દેખાડયું છે કે સુધરેલા મુલકોમાં કેટલાંક દુઃખ દરદો થાય છે, તે મોઢું ઉઘાડું રાખીને મોઢા વાટે દમ લેવાથી થાય છે. તે ચોપડી પરથી એવું માલમ પડે છે કે અમેરિકાના જંગલી ઈંડિયનની એક જાતના બાળકને મોઢું ઉઘાડું રાખીને ઉંઘવા દેવામાં આવતું નથી. જેવું બાળક ઉંઘમાં પડયું કે તેની જંગલી માતા તેના હોઠ બંધ કરવાને ચુકતી નથી. તે પ્રમાણે તે જાતમાં કોઇ એવું નથી કે જેને ઉંઘમાં કે જાગૃત હાલતમાં હોઠ ઉઘાડા રાખવાની ટેવ હોય. તેથી હાલતાં ચાલતાં પણ તેઓનાં મોઢાં બંધ બીડેલાં જણાયછે, અને તેનું કારણ ઉપર પ્રમાણેની તેઓની ટેવને લીધે છે, એમ ઉપલી ચોપડીનો લખનાર જણાવે છે. વળી વધુમાં તે જણાવે છે કે તે જંગલી જાતની લાખોની સંખ્યામા તેને કોઈ ખુંધો, વાંકો વળી ગયલો કે ચકમ જણાયો ન હતો. વળી કવખતનું મોત શું તે તેઓમાં જણાતું નથી.

**નાકથી દમ ખેંચવાની આદત રાખનારને ખહીનું દરદ લાગુ પડતું નથી.**

ઉપલા દાખલાને હાલની વૈદિક વિદ્યા ટેકો આપે છે. કુદ-

રસ્તે નસકોરાં બનાવ્યાં છે, તે દમ લેવા માટે છે. મોઢું કાંઈ દમ લેવા માટે બનાવ્યું નથી. ફેફસાંમાંથી હવા બહાર કાઢવા માટેને કુદરતી રસ્તો તે નસકોરાં છે. નસકોરાંમાં વાળ ઉગે છે, તેથી હવા સાથે જે કાંઈ ધૂળ અને રજકણ ભેળાયલાં હોય તે વાળથી અંદર જતી અટકે છે. વળી ખરાબ વાસ નસકોરાં વાટે અંદર જાય તો લોહી સાથે મળી જતી નથી. ઘણી ખરાબ અને અસુખાકારી ભરેલી જગા ઉપર જો નાક વાટે દમ લેવાની ટેવ રાખી રહ્યા હોય, તો જે ખરાબી બીજાઓને થાય છે, તે મોઢું બંધ રાખનારને થતી નથી. ડાક્ટરો અને પ્રીફેસરોનું માનવું એમ છે કે ખરાબ અને નુકશાનકારક હવા નાક વાટેથી ફેફસામાં જાય તો તે ખરાબ હવાનું ઝેર નાક વાટે જતાં તદ્દન મરી જાય છે અથવા ઘણું ઓછું થાય છે. વળી નસકોરાં વાટે હવા દમમાં જાય છે તે ફેફસાંને જઈ મળે તે અગાઉ ગરમ થાય છે, અને આ કારણને લીધે નસકોરાં વાટે દમ લેનાર શખ્સને ફેફસાનું દરદ થાને ખહી લાગુ પડી શકતો નથી.

## મોઢું ઉઘાડું રાખી સુવાની બુરી ટેવથી નાક અને ગળાંમાં થતી ગાંઠોથી ખાનાખરાબી.

જેમ બાળક મોટું થતું જાય છે તેમ કોઈ કોઈ વખત એક ચીજ આપણું ખાસ ધ્યાન ખેંચે છે, તે રાત્રે સુતી વેળા મોઢું ઉઘાડું રાખવાની બુરી ટેવ છે મોઢું ઉઘાડું રાખવાની મતલબ એ છે કે નાક અથવા નાકની પાછળના ભાગમાં કોઈ હરકત હોવાને સબબે તે બાળક દમ લઈ શકતું નથી, તેથી તે બાળક મોઢું ઉઘાડું રાખી મોઢા વાટે હવા દમમાં લે છે. એ ટેવ ઘણી નુકશાનકારક છે. અને તેનો જેમ બને તેમ જલદી ઉપાય કરવો ઘટે છે એટલે નાક અને ગળાંની ગાંઠો (Adenoids) જેમ બને તેમ જલદી કઢાવી નાખવી જોઈએ. વળી કેટલાક તબીબોનું એમ પણ કહેવું છે કે એ ગાંઠોનું કાંઇ નહિ અને બાળક જરા મોટું થશે એટલે ૧૧-૧૨ વર્ષનું થશે ત્યારે એ

એ ગાંઠા નાબુદ થશે. પણ હવે આપણને અનુભવે શીખવ્યું છે કે એ ગાંઠાથી પીડાતાં બાળકો જેવી સારી રીતે ઉછરવાં જોઇએ તેવી સારી રીતે ઉછરી શકતાં નથી; કારણ કે તેઓને કુદરતની ચોખ્ખી હવાનો પુરતો લાભ મળી શકતો નથી. ચોક્કસ મુદતે એ ગાંઠા નાબુદ થાય છે એ વાતમાં કાંઇક વજુદ છે, પણ તે મટી જાય છે તે આગમજ પોતાની ખાનાખરાબી કરી લે છે અને બાળકને તરેહવાર રીતે નુકશાન પહોંચે છે.

## ઉઘાડે મોઢે સુનારાં બોથડ અને ભોટ બાળકો.

મોઢું ઉઘાડું રાખીને સુવાથી સંપૂર્ણ ઉંઘ આવતી નથી. મોઢું બંધ રાખીને બાળકોને ઉંઘવાની ટેવ પાડયાથી તેઓના ચહેરા પણ સારી રીતે ખીલી ખેંચાણકારક બને છે. એ તો ખરૂં છે કે જેઓને આપણે ઉઘાડા મોઢાં સાથે સુતાં જોઇએ છીએ, તેઓમાંનો મોટો ભાગ બોથડ અને ભોટ માલમ પડેછે. વાંચતાં, લખતાં, સાંભળતાં, દુઃખ ખમતાં, ચાલતાં, દોડતાં અને ગુસ્સો લાગે ત્યારે મોઢું બંધ રાખવાની હમેશાં આદત રાખવી. વળી યાદ રાખવું કે વાંકા ચુંકા બેસવાથી કે વાંકા ચુંકા સુવાથી દમ લેવાના કામમાં ઘણી અડચણ પડે છે. લખતી વાંચતી બેસતી અને ઉભા રહેતી વેળા શરીરને ટેબલ પર નાખી નહિ દેવું, કારણ કે તેથી દમ લેવાનાં કામમાં અડચણ થાય છે.



કવિ શામળભટ્ટની

# સિંહાસન બત્રિસીની વાર્તાઓ.

## વાર્તા ૫ મી.

### ( અબોલા રાણીની વારતા. )

ભોજરાજાએ પાછો સારો દિવસ જોવડાવ્યો, અને સિંહાસન ઉપર બેસવા વિચાર કર્યો. પણ જેવો તે બેસવા ગયો તેવીજ ચિત્રાંગના નામે પુતળી, હાં, હાં, કરતી બોલી ઉઠી. તેણે કહ્યું, "રાજાજી, હજી તો એ સિંહાસન તો ઇંદ્રરાજાનું છે. જે માણસ તેના જેવો પરદુઃખભંજન થશે, તેજ તેના ઉપર બેસી શકશે. બીજા બેસશે તે દુઃખી થશે." ત્યાર પછી ભોજરાજાના પુછવાથી તેણે અબોલા રાણીની વાત કહેવા માંડી.

ઉજ્જૈન નગરીમાં મોટું બજાર હતું. આ બજારની વચમાં ભૈરવનો ગોખલો હતો. તેની પાસેજ સુંદર તંબોળીની દુકાન હતી. તે જાતજાતનાં પાનબીડાં બનાવતો હતો તેની બધી ઘરાકી રજવાડામાં હતી. ત્યાં આગળ રોજ સંધ્યાકાળે એક સ્ત્રી આવતી હતી. તે બહુ રૂપાળી હતી. તે રોજ એક સોનામહોરનાં પાનબીડાં ખરીદતી હતી. કોઇ દિવસ ભાવતાલ કરતી નહોતી, અને સરસમાં સરસ માલ લેતી હતી. આ બાઈ કોણ હશે તે જાણવાનું મન તે તંબોળીને થતું. તેથી તેણે પોતાના ગોરને બોલાવીને બધી વાત કરી. ગોરમહારાજે તેની તપાસ કરવાનું કબુલ કર્યું અને તે પેલી બાઈની પાછળ પાછળ ગયા. બાઈ તો શહેર બહાર દૂર જંગલમાં ગઇ. ત્યાં એક પર્વત આવ્યો. આ પર્વતમાં એક ગુફા હતી. તેનું બારણું ઉઘાડીને

તે અંદર ગઇ. ગોરમહારાજ પણ ગુપચુપ તે ગુફામાં પેસી ગયા. થોડું ચાલ્યા પછી તો બીજું શહેર આવ્યું. ઇંદ્રપુરી જેવી તેની શોભા હતી. ત્યાં પેલી સ્ત્રી કરતાંયે રૂપાળી, ઘણી સ્ત્રીઓ રમતી હતી. રમતાં રમતાં તેમનો દડો કુવામાં પડી ગયો. એટલે એક બાઇએ કહ્યું કે દડો પાછો ના આવે તો અબોલા રાણીની આણ છે. એટલે તરતજ દડો બહાર આવ્યો. આ જોઇને પેલા બ્રાહ્મણની તો ધીરજ ના રહી. એકદમ આગળ આવીને એક બાઇને એણે પુછવા માંડયું, 'તમે સૌ કોણ છો ? અને અબોલારાણી તે વળી કેવાં છે ?' પેલી બાઈ બોલી. 'તમે બ્રાહ્મણ છો, એટલે તમારૂં અપમાન અમે નથી કરતાં. તમે છાનામાના બહાર જાવ, નહિ તો કેદમાં જવું પડશે.' પણ પેલા બ્રાહ્મણે તો જક કરવા માંડી. એ તો કહે 'હું અબોલા રાણીને જોયા વિના જવાનો નથી.' પેલી બાઇ કહે 'અમે સૌ તેની દાસીયો છીયે, અને એ તો ચાર પડદા બાંધીને અંદર રહે છે. તે કોઈ પુરૂષનું મોં જોતાં નથી, અને કોઇ પુરૂષને મોં બતાવતાં પણ નથી. માટે તમે છાનામાના જતા રહો.' છતાંયે બ્રાહ્મણે કહ્યું કે તમે અબોલા રાણીને પુછો તો ખરાં. એટલે તે બાઇ રાણીની પાસે ગઇ અને બધી હકીકત કહી. રાણીયે કહ્યું, એને કુંડમાં નવડાવી દ્યો, એટલે એની મેળે જતો રહેશે. પેલી બાઇએ મહારાજને કુંડમાં નાવાનું કહ્યું. મહારાજ તો કપડાં સાથેજ કુંડમાં પડયા અને જેવા પડયા તેવા અંદર ડુબી ગયા. પછી આંખ ઉઘાડીને જુવે છે તો, પોતે સુંદર તંબોળીની દુકાન સામા પડયા છે. મધરાત થઇ છે, બધી દુકાનો બંધ છે, કોઇ ચકલુંયે ફરકતું નથી. તે વખતે મહારાજને તો ત્યાં આવવું પડયું, તેથી બહુજ દુઃખ લાગ્યું. એમનો બધો જીવ અબોલા રાણીમાં છે. એ તો રૂવે ને કલ્પાંત કરે. માથું અને છાતી કુટે. એમને એમ મરી જવાનું એણે નકકી કર્યું. એટલામાં વિક્રમ રાજા એકલો નગરચર્યા જોવા નીકળેલો તે ત્યાં આવ્યો. બ્રાહ્મણને રડતો કકળતો જોઇને તેને બહુ દયા આવી અને દુઃખનું કારણ પુછયું. પેલા બ્રાહ્મણે બધી વાત કહી. ત્યારે વિક્રમે કહ્યું કે તું મને કાલે તે

સ્રીને દેખાડજે એટલે બાકીનું કામ તો હું કરીશ. આ પ્રમાણે બ્રાહ્મણને શાંતિ આપી ઘેર વિદાય કર્યો.

બીજે દિવસે બ્રાહ્મણે રાજાને પેલી બાઈ બતાવી. વિક્રમ તેની પાછળ પાછળ, અબોલા રાણીના નગરમાં જઈ પહોંચ્યો. તેણે ત્યાં આગળ એક કુવો જોયો. ત્યાં એક રેંટ હતો. જેને પાણી જોઈયે તે અબોલા રાણીની આણ દે. એટલે હાથ હલાવ્યા વિનાજ બેડું ઉપર આવે. આ જોઈ વિક્રમને અચંબો થયો. ત્યાં એક બાઈ પાણી આવી હતી. તેને રાજાયે પુછયું કે બાઈ! આ કોનું ગામ છે? અને આ બધી શી અજાયબી છે? વિક્રમને જોતાંજ તે બાઈને લાગ્યું, કે આ કોઈ સાધારણ પુરૂષ નથી. તેથી તે એને અબોલા રાણીના મહેલ પાસે લઈ ગઈ. ત્યાં રાણીની સખીયે એને પુછયું કે તમે કોણ છો? વિક્રમ રાજાનો ઉત્તર સાંભળી તે બોલી, તમારૂં રાજ્ય ઉજ્જનમાં છે. અહિં તમે રાજા નથી, પણ અમારા ચોર છો. વહાણું વાતા સુધીમાં જો તમે અબોલા રાણીના પડદા છોડાવી શકો, તો તો ઠીક છે, નાહ તો તમારે કેદમાં જવું પડશે.

વિક્રમ રાજાએ પુછયું કે, આ અબોલારાણી છે કોણ? એટલે તે સખી બોલી: ' એકવાર બધી જોગણીયો રમતી હતી. રમતાં રમતાં તેમણે ઘણી પુતળીઓ બનાવી. તેઓ રમત રમી રહ્યાં ત્યારે આ પુતળીઓ તરફ અમીદૃષ્ટિ કરી. એટલે તો બધી પુતળીયો જીવતી થઇ ગઈ. આ જોઇને દેવીયોએ તે પુતળીઓને પુષ્કળ ધન તથા રાચરચીલું આપી આ ગામમાં વસાવી. અને એક મોટી અને બહુ રૂપાળી પુતળી કરી તેને અમારી રાણી ઠેરવી. આ રાણી કોઈ પુરૂષ સાથે બોલતાં નથી. ચાર પડદા બાંધીને અંદર રહેછે. જો કોઇ પુરૂષ તેમને બોલાવવાનો પ્રયત્ન કરે, અને તેમાં હારી જાય તો તેને કેદમાં નાંખે છે. માટે જો તમે તેને બોલાવી શકશો તો તે પડદા છોડીને તમારી પાસે આવશે. અને નહિ તો તમારે કેદમાં જવું પડશે.,

વિક્રમરાજાએ આ સરત કબુલ કરી. તેણે કહ્યું કે હું એક વાત કહુંછું. પણ તેમાં રાણીયે હુંકારો આપવો. હુંકારો આપવા રાણીયે કબુલ ન કર્યું. તે ઉપરથી વિક્રમ કહે, ભલે, રાણી નહિ તો રાણીના કાનનું કુંડળ મને હુંકારો આપશે. આ સાંભળી બધાં હસ્યાં. પણ તેણે તો વીર વૈતાળનું સ્મરણ કર્યું, અને તેને હુકમ કર્યો કે, તારે કુંડળમાં પેસી જવું અને મને હુંકારો આપવો. પછી રાજા વિક્રમે પોતાની વાર્તા શરૂ કરી:

"હે રાણીના કાનના કુંડળ! તારી રાણી તો બોલતી નથી, પણ તું મારી વાત સાંભળ." એટલે કુંડળમાંથી અવાજ થયો: "મહારાજ! હું સાંભળું છું. મારી રાણી તો મુરખછે. નહિ તો તમારા જેવા પરદુઃખભંજન રાય અમારે ત્યાં આવે, ત્યારે તો પગ ધોઇને પૂજવા જોઇયે."

કુંડળને આમ બોલતું સાંભળી બધાને બહુજ નવાઇ લાગી. પછી રાજાએ પોતાની વાત શરૂ કરી:

"મેલાપુર પાટણ નામે એક ગામ હતું. ત્યાં ચંદ્રાદિત્ય નામે રાજા રાજ કરતો હતો. તે ગામમાં ચાર છોકરાઓ હતા. એક બ્રાહ્મણ, બીજો ક્ષત્રિય, ત્રીજો વૈશ્ય અને ચોથો શાળવી. આ ચારેને બહુજ ભાઈબંધી હતી, અને તેઓ આખો દિવસ સાથેજ રમ્યા કરતા હતા. તેમનાં માબાપ તેમના ઉપર બહુજ રીસે ભરાતાં હતાં અને કહેતાં હતાં કે તમે રમ્યા કરશો તો ખાશો શું? એક દિવસ આ ચારે જણાએ વિચાર કર્યો કે ચાલો આપણે પરદેશ જઇને ભણી આવીયે. એમ વિચાર કરી, ઘેર કહ્યા વિના તેઓ છાનામાના ચાલી ગયા. ચાલતાં ચાલતાં રાત પડી ને એક ગામ આવ્યું ત્યાં તેઓએ મુકામ કર્યો. બ્રાહ્મણે કહ્યું, ચાલો હું રસોઈ કરી આપું. એક જણ બજારમાં ચીજો લેવા ગયો. સોની હતો તે એક સોનીની દુકાને દેવતા લેવા ગયો. ત્યાં તેણે પોતાની હકીકત કહી. ત્યારે દુકાનદારે કહ્યું કે તું મારો જાતભાઇ છું, તેથી જો તારે ધંધો શીખવો હોય તો તને મારે ઘેર રાખીશ. તે વખતે તો તે દેવતા લઇને ગયો. જમી રહ્યા પછી સોનીએ આ હકીકત પોતાના

મિત્રોને કહી. તેઓએ કહ્યું, 'ભલે, તું અહિંજ રહે. અમે પણ ભણીગણીને અહિંજ આવીશું.'

બીજે દિવસે સવારે, સોની ગામમાં રહ્યો અને બીજા ત્રણે જણા ચાલી ગયા. તે દિવસે એક બીજે ગામ મુકામ કર્યો. ત્યાં સુતાર લાકડાં લેવા ગયો. તે વખતે એક સુતાર સાથે તેને ઓળખાણ થઈ, અને તેણે કહ્યું કે જો તું મારી પાસે રહીશ, તો હું તને બહુજ સરસ હુન્નર શીખવીશ. મિત્રોને કહીને એ પણ ત્યાં રહ્યો. પછી બ્રાહ્મણ અને શાળવી આગળ ચાલ્યા. ઘણે દિવસે તેઓએ એક ગામમાં, એક શાળવીને ઘેરે જ મુકામ કર્યો. તે શાળવી બહુ ભલો માણસ હતો. તેણે પેલા શાળવીને આગ્રહ કરી પેતાને ત્યાં રાખ્યો અને કહ્યું કે હું તને લુગડાં વણતાં શીખવીશ. પછી પેલો બ્રાહ્મણ એકલો રહ્યો, તે ચાલતા ચાલતાં નર્મદા કીનારાના એક ગામમા પહોંચ્યો. ત્યાં એક બ્રાહ્મણની શાળા હતી. ત્યાં તે ભણવા રહ્યો, અને ગુરૂજીની બહુજ સેવા કરવા માંડી. ત્યાં તે બાર વર્ષ રહ્યો. પછી એક દિવસ ગુરૂજી તેના ઉપર બહુ પ્રસન્ન થયા અને કહ્યું કે તારી સર્વ વિદ્યા ફળશે, તું હવે તારે ઘેર જા. તે બ્રાહ્મણ ત્યાંથી આનંદ પામીને નિકળ્યો. અને જે ગામમાં શાળવી રહ્યો હતો ત્યાં આવ્યો. ત્યાંથી શાળવીને લઇને તેઓ સુતારને ગામ આવ્યા. પછી તેઓ ત્રણે સોનીને ગામ ગયા. અંતે ચારે જણા ભેગા થઇ પોતાના ગામ તરફ જવા નિકળ્યા. અડધે રસ્તે રાત પડી એટલે ભરજંગલમાં મુકામ કરવો પડયો. કોઇ લુંટી લે નહિ, માટે તેમણે ચારે જણાયે વારા ફરતી જાગવાનું ઠરાવ્યું. પહેલે પોરે સુતાર જાગ્યો. એણે વિચાર કર્યો કે બેઠા બેઠા તો ઉંઘ આવી જશે માટે કાંઈ કામ કરૂં. એમ વિચારી એણે લાકડાની એક બહુજ સરસ પુતળી ઘડી. એ કામ પુરૂં થયું એટલે શાળવીનો વારો આવ્યો અને સુતાર સુઇ ગયો. શાળવીએ વિચાર્યું કે સુતારે પોતાનો હુન્નર બતાવ્યો તો મારે મારો હુન્નર બતાવવો જોઈયે. એમ ધારી તેણે તે પુતળીને સુંદર કપડાં પહેરાવ્યાં. ત્રીજે પહોરે સોની ઉઠયો. તેણે તે પુતળીને

બહુજ સુંદર ઘરેણાં પહેરાવ્યાં. ચોથે પહોરે સોની સુતો ને બ્રાહ્મણ ઉઠયો. તેણે આવી સુંદર અને શણગારેલી પુતળી જોઈને વિચાર કર્યો કે આ ત્રણે જણે પોતાની સર્વ વિદ્યા નિર્જીવ ઉપર અજમાવી પણ હું આને સજીવ કરૂં તો જ ખરો બ્રાહ્મણ. એમ વિચારી તેણે પોતાના ઇષ્ટ દેવનું સ્મરણ કરી, નર્મદાજીની સ્તુતિ કરી, પાણીની અંજલી ભરી, પેલી પુતળી ઉપર નાખી. તરતજ તે પુતળી સજીવ નારી બની ગઇ. વહાણું વાતાં બધા ઉઠયા. અને તે નારી કોની, તે માટે તેઓ અંદર અંદર કજીયો કરવા મંડયા. આટલી વાત કહીને વિક્રમરાજા બોલ્યા; હે રાણીના કુંડળ! તું મને કહે કે એ સ્ત્રી કોની ? જો તારૂં કહેવું ખોટું હશે તો તારી રાણીનું સન્માન જશે.

આ સાંભળીને કુંડળ ઉપર બેઠેલો વૈતાળ બોલ્યો કે; એમાં વિચાર શો કરવાનો છે ? જેણે સજીવન કરી તેની તે સ્ત્રી. આ સાંભળીને રાણીને બહુજ ગુસ્સો ચઢયો. તેનાથી એકદમ બોલાઇ જવાયું કે હે મારા કુંડળ ! તને ધીક્કાર છે કે તને આટલુંએ ભાન નથી. તું મારે કાને રહેવા પણ નાલાયક છે. એમ કહી તેણે કુંડળને નાંખી દીધું. ત્યારે કુંડળે કહ્યું કે મારી બુદ્ધિ પ્રમાણે મેં ઉત્તર આપ્યો. જો મારી ભૂલ હોય તો તમે સુધારો. ત્યારે રાણી બોલ્યાં, જેણે જીવ મૂકયો તે તો ઇશ્વર રૂપ કહેવાય. જેણે તેની કાયા ઘડી તે તેનો બાપ થાય. જેણે કપડાં પહેરાવ્યાં તે તેનો ભાઈ કહેવાય. અને જેણે ઘરેણાં કર્યાં-પહલું કર્યું—તે તેનો પાત થાય. આ રીતે સ્ત્રા સોનીની કહેવાય.

આ સાંભળી વિક્રમ રાજાએ કહ્યું કે, ભલે તે સ્ત્રી સોનીની થઇ પણ તમે બોલ્યાં છો એટલે એક પડદો છોડી નાંખો. આ પ્રમાણે એક પડદો છોડવીને વિક્રમ રાજાએ કહ્યું કે હવે હું બીજી વાત કહું છું તેમાં તમે હુંકારો ભણજો. પણ રાણીએ તે કબુલ ના કર્યું. ત્યારે તેણે કહ્યું કે તમે નહિ તો તમારો હાર હુંકારો પુરશે. વિક્રમની આજ્ઞાથી વૈતાળ જઈને તે હાર ઉપર બેશી ગયો. અને વિક્રમ રાજાએ બીજી વાત શરૂ કરી.

[ આનો આગલો રસિક ભાગ આવતા અંકમાં. ]



# અકકલના દાખલા.

[ લખનાર:-હસમુખલાલ નવનીતલાલ કાપડીઆ. ]

" ચતુર હોય તે ચેતી જાઓ મૂખ કરે વિચાર. "

સવાલ ૧ લો—એવી કઇ ચીજ છે, જે તમારીજ છે; પરંતુ બીજા તમારા દોસ્તદારો તેમજ સગાં વ્હાલાં તે ચીજનો ઉપયોગ તમારા કરતાં વધારે કરે છે? "

સવાલ ૨ જો—ગાંડાઘેલામાં છું, પરંતુ ડાહ્યામાં નથી;<br>ધીરજમાં છું, પણ હિમ્મતમાં નથી;<br>જીગરમાં છું, પણ હૃદયમાં નથી;<br>કહો ત્યારે<br>હું કોણ?

સવાલ ૩ જો—મને બે હાથ છે પણ બભા નથી, મોઢું છે પણ મોં નથી, ચાલું છું પણ પગ નથી. લોકો મારા સામું વારંવાર ટગર ટગર જુએ છે. કહો ત્યારે હું કોણ?

સવાંલ ૪ થો—તમારી દરેક હીલચાલમાં હું તમારી સાથેજ છું, કોઇવાર ન્હાનો તો કોઇ વાર મ્હોટો બનું છું, પણ કોઇ દિવસ દૂર થતા નથી. તો હું કોણ?

સવાલ ૫ મો—મને મેળવવા માટે તમે બહુ મહેનત કરો છો; પણ જેવી હું તમને ત્રાસ થઇ કે તરતજ તમે દૂર કરવા પ્રયત્ન કરોછો. ત્યારે હું કોણ?

---

જવાબો.

જવાબ ૧ લો—તમારૂં નામ

,, ૨ જો—ગાંધીજી (દરેક લીટીનો પ્હેલો અક્ષર લેતાં ગાંધીજી એમ નામ આવે છે. તે અક્ષર, બીજા પાછળના ભાગમાં નથી મળતો)

,, ૩ જો—ઘડીઆળ. ૪ થો—પડછાયો. ૫ મો—ભુખ.

## બાળકો માટે—
# રામાયણની વાતો.

### ( ૭ ) કૈકેયીનો કલહ અને રામની ઉદારતા.

શ્રી રામચંદ્રનો રાજ્યાભિષેક થયેલો જોવાને નગરજનો આતુર થઇ રહેલાં છે. નગર આખામાં રંગ–રાગ ઉડી રહ્યો છે. માતા કૌશલ્યાના આનંદનો પાર નથી. તે છુટા હાથે દાન પુણ્ય કરી રહેલાં છે. નગરમાં ચાલી રહેલી આ બધી ખુશાલી ઓચીંતી કૈકેયી રાણીની એક મંથરા નામે દાસી હતી તેના જોવામાં આવી. તપાસ કરતાં તેને રામચંદ્રનો રાજ્યાભિષેક થવાની જાણ થઇ. આ દાસી શરીરે કદરૂપી અને કુબડી હતી. તેનું મન પણ ભુંડા વિચારોથી ભરેલું હતું. તે બહુ અદેખી હતી અને કોઇનું સારૂં થતું તેનાથી દેખી ખમાતું ન હતું. રામચંદ્રના રાજ્યાભિષેકની જાણ થતા જ તે અદેખાઇથી સળગી ઉઠી. તેના દિલમાં અનેક કુશંકાઓ પેદા થઇ અને તત્તજ દોડતી દોડતી કૈકેયીની પાસે જઇને કહેવા લાગી:—અરે! આમ શું પડી રહ્યાં છો.? રાતદહાડાની કંઇ ખબર છે, કે નહિ? તમે તમારા રૂપનું અભિમાન ધરી રહ્યાં છો અને મહારાજનો તમારા ઉપર બહુ જ ભાવ છે એમ માની રહ્યાં છો, પણ હવે નક્કી કરી માનો કે તમારા દુઃખના દિવસો શરૂ થઇ ગયા છે. રાજાનો પ્રેમ ઉપર ઉપરનો છે અને તેથી જ તમારા સુખનો સુરજ હવે આથમવા આવ્યો છે. ભરત લટકતો રહ્યો અને તમારી શોક કૌશલ્યાનો પુત્ર કાલ સવારે ગાદીએ ચઢી બેસશે. તમને આ બાબતમાં અંધારામાં રાખ્યાં અને ભરતને પહેલેથી જ મોસાળમાં મોકલી દીધો. તમને આ બધાં કુંભાંડ ન સમજાય તેવાં છે. કારણ તમે હજી એ વિષયમાં અણ-

સમજુ બાળક જેવાં છે. વળી રાજાના પ્રેમમાં અને તમારા રૂપના ગર્વમાં જ આંધળાં બની ગયાં છો. પણ હવે આંખ ઉઘાડો અને વિચાર કરી જુઓ, કે ભરતને મોસાળ વદાય કરી પાછળથી તમને પૂછયાગાછયા વગર આમ એકદમ રામને રાજ્યાભિષેક કરી દેવાનું શું કારણ છે? સમજાય છે ને, કે રાજા કુભાંડી છે અને તેમનો તમારા પરનો પ્રેમ બનાવટી જ છે? કાલે સવારે રામ રાજા થઈ બેસશે. તમારી અને અમારી ગુલામથીયે માઠી દશા થશે.

કૈકેયી તો મંથરાની વાત સાંભળી આભીજ થઇ ગઈ. પહેલાં તો તેણે રામ રાજા થાય તેમાં કંઈ જ હરકત ન બતાવી. ઉલટો આનંદ જાહેર કર્યો. પરંતુ મંથરા કાનમાં ઝેર રેડવાથી પાછી હઠે તેવી ન હતી. તેણે ખૂબ કાન ભંભેર્યા. કૈકેયીને ફીટકાર આપવામાં પણ તેણે બાકી ન રાખી. પોતે તેના ભલાને માટે કેટલી બધી કાળજી રાખે છે તે કહી સંભળાવ્યું. છેવટે રામ રાજા થાય તો તેમની બધાંની શી દશા થાય તેનો ભયંકર ચીતાર ચીતરી બતાવ્યો. આ રીતે તેણે કૈકેયીના મનને બદલી નાંખ્યું. મન બદલાતાંની સાથે જ કૈકેયીનું હૃદય ક્રૂર બની ગયું. શી રીતે રામનો રાજ્યાભિષેક થતો અટકે તે વિષે વિચાર કરવા લાગી. તેને કશોયે વિચાર સૂઝયો નહિ. એટલે તેણે મંથરાને કહ્યું: "તું કહે છે એ બધી વાત હવે મારે ગળે રજેરજ ઉતરી ગઇ છે, તારૂં કહેવું જરાએ જરા ખરૂં છે; પણ હવે ઉપાય શો? અત્યારે હવે શું થઈ શકે ?" પોતાના કહેવાની પૂરેપૂરી અસર કૈકેયી ઉપર થઇ ગઇ છે એમ જોતાંની સાથે જ તે આવેશથી બોલી ઉઠી: "છે, ઉપાય છે, હજી આડી રાત છે, અને એક રાતમાં તો ધારીએ તે થઈ શકે. આમ નિરાશ શા માટે થાય છે? તને સાંભરતું નથી; પણ મારા મગજમાં તો બધુંયે રમી રહ્યું છે. મેં બધાયે વિચારો ગોઠવી રાખ્યા છે. સાંભરે છે, રાજાએ તને બે વરદાન આપેલાં છે તે? તને ફાવે ત્યારે માગવાનું વચન આપેલું છે એમ તું જ કહેતી હતી ને અત્યારે તે શું તું ભૂલી ગઇ? હવે અત્યારે જ તે માગવાનો બરાબર અવસર છે. રાજા

હમણાં મહેલે પધારશે. તે આવે તે અગાઉ તારે રિસાઇ બેસવું. તે હાવભાવ કરી મનાવવાનો પ્રયત્ન કરશે. તારે કશાથી રીઝાવું નહિ. છેવટે તે કંઇ માગવાનું કહે તે સમયે તરત જ તારે એ બે વરદાન આપવાની માગણી કરવી. એક વરદાનમાં રામને ચૌદ વરસ વનવાસ અને બીજામાં ભરતને રાજગાદી આપવાનું માગી લેવું. થઇ જાઓ તૈયાર. જરાએ ભોળવાઈ જવું નહિ. મન બહુ ચોકસ રાખવું. વરદાન માગતા પહેલાં રાજાને માગ્યા પ્રમાણે આપવાના વચનથી બાંધી લેવા. જો જો, આ બાબતમાં જરાએ ભૂલ થવા પામે નહિ.

મંથરાના ઉપદેશ પ્રમાણે કૈકેયી શોકનો દેખાવ કરવા લાગી. તેણે તમામ શણગાર ઉતારી દીધો. શરીર પર મેલાં લુગડાં પહેરી લીધાં. અંબોડો છોડી વાળ જથરવથર લટકતા મૂકયા. આવા વેશે તે રીસાવાના ઓરડામાં ગઇ અને ત્યાં જમીન પર જેમ તેમ પડી રહી. મોડી રાતે સવારના કામકાજનો બંદોબસ્ત કરી મહારાજા દશરથ કૈકેયીના મહેલમાં આવ્યા. ત્યાં જુએ છે તો રાણી ન મળે. તપાસ કરતાં જણાયું કે તે તો રીસાવાના ઓરડામાં ભરાઇ પેઠાં છે. મહારાજા તે ઓરડામાં ગયા. જુએ છે તો રાણીને એક ખુણામાં મેલાં લુગડે, છુટા કેશે ટુંટીયાં વાળી જમીન પર પડેલાં દીઠાં. મહારાજા કંઇયે કારણ કળી શક્યા નહિ. તે તરત જ રાણીની પાસે ગયા અને સમજાવીને પૂછવા લાગ્યા, કે આજે તમને શું થયું છે ? આજ તો આનંદનો દિવસ છે. તારે આમ રિસાઈ બેસવાનું શું કારણ છે ? તું જે કહીશ તે હું કરીશ. તું આમ રીસાઈને કેમ પડી છે ? તને કોઇએ દુઃખ દીધું છે કે તારે કંઈ જોઇએ છે ? દુઃખ દીધું હોય તો તે કહે એટલે તેનો તરત જ ઉપાય કરવામાં આવે. તારે કંઇ જોઇતું હોય તો તેમ કહે તારે જે જોઇએ તે આપવાને હું તૈયાર છું. વહાલી ! આમ ઘણો વખત વહેમમાં રાખી આ આનંદના અવસરમાં દુઃખ ઉપજાવવું ઘટતું નથી. આ પ્રમાણે મહારાજાએ બહુ બહુ સમજાવી ત્યારે કૈકેયીએ જવાબ આપ્યોઃ—"આપ સત્યવાદી છો, કોઈ દિવસ જૂઠું બોલતા નથી. આપે મને પ્રથમ બે વરદાન આપ્યાં હતાં તે દિવસ યાદ

કરો અને એ વરદાનમાં હું માગું તે આપો. હું કાંઈ નવી માગણી કરતી નથી. જો તમે મારી વિનંતી નહિ સ્વીકારો તો હું અહીંને અહીંજ મરી જઈશ. તમે હમણાંજ કહી ચૂકયા, કે હું માગું તે આપવાને તમે તૈયાર છો; તો સાંભળો, પહેલું વરદાન હું એ માગું છું કે મારા પુત્ર ભરતને રાજગાદી મળે અને બીજું એકે રામચંદ્ર ૧૪ વર્ષ વનવાસ ભોગવે. હવે રામચંદ્ર એકદમ વનમાં જાય એવી મારી ઇચ્છા છે."

આ સાંભળતાં જ મહારાજાના તો હાંજાજ ગગડી ગયા. એકદમ તેમનું આખું શરીર ધ્રૂજવા લાગ્યું; તેમના હોઠ ફફડવા લાગ્યા, આંખે અંધારાં આવી ગયાં, અને બેહોશ થઈ ધરતી ઉપર ઢળી પડયા. ઘણી વાર પછી તેમને જ્યારે શુદ્ધિ આવી ત્યારે તેઓ ફરીથી રાણીને સમજાવવા લાગ્યા: "આ બહુ અનરથ થાય છે. તારે આવો અધર્મ કરવો ઘટતો નથી. ભરતને રાજ્ય આપવા તૈયાર છું. તું રામને ચૌદ વરસ વનમાં જવાનું માગવું બંધ રાખ. તને તે સિવાય તું જે કહે તે આપવાને હું તૈયાર છું. રામ કેવો ગુણી અને માબાપની આજ્ઞા ઉઠાવનારો છે તેનો તું ખ્યાલ કર. વળી પ્રજા પણ તેને કેટલી બધી ચાહે છે? રામના વનવાસની વાત સાંભળતાં જ આખા રાજ્યમાં હાહાકાર થઈ જશે. પ્રજા અન્યાયથી તપી જઇ અનરથ કરી મૂકશે. કંઈક તો વિચાર કર. હું તને હાથ જોડું છું. તારે પગે પડી એ અધર્મી માગણી છોડી દેવાની અરજ કરૂં છું." આમ સમજાવવામાં આખી રાત ગઇ, પણ રાણી એમની એ ન થઇ તે ન જ થઇ તેણે પોતાની હઠ છોડી જ નહિ. રાજા તો વચનથી બંધાઈ ગયા હતા. તેમણે કશોયે વિચાર કર્યા વગર માગે તે આપવાને કબુલ્યું હતું.આથી વચનથી બંધાયેલા મહારાજાને પોતાનું વચન પાળવા સિવાય બીજો ઉપાય જ ન હતો. રાણીની માગણી વાજબી હતી કે કેમ? એવી અન્યાયી માગણી કબૂલ રાખવી કે કેમ? એ સઘળો વિચાર તેમણે વચન આપતા અગાઉ કરવો જોઈતો હતો. અગાઉથી વિચાર કર્યા વિના પ્રેમના આવેશમાં વચનથી બંધાઈ જવાને માટે તેમને ઘણો અફસોસ થવા લાગ્યો.

પણ કરે શું ? તે પૂરા સત્યવાદી હતા. દુઃખ પડે તો ભલે, પણ વચનભંગ તો થાય જ નહિ. એટલે નિરૂપાય બની તેમણે રાણીને કહ્યુ કે તું ભુંડી સમજતી નથી તો જા, હવે તારી ઇચ્છા પૂરી કર." આટલું બોલતાંમાં રાજા એકદમ ફરીને બેશુદ્ધ થઇ ગયા. ધીમે ધીમે પ્હો ફાટયો અને થોડી વાર પછી સૂર્યોદય પણ થયો.

એક તરફથી રાજાની જોઇ તેવી સ્થિતિ છે જ્યારે બીજી તરફથી સવાર થતાંની સાથે જ આખા નગરમાં આનંદ આનંદ થઇ રહ્યો છે. રામચંદ્ર વહેલા ઉઠી, સ્નાનસંધ્યા કરી પરવાર્યા. સીતા પણ મનમાં ખુશી થતી કે હવે તેને મહારાણીનું પદ મળશે કૌશલ્યા રાણી પણ પરમેશ્વરનો પાઠ માનતી હતી કે "આજ મારો પુત્ર ગાદી પર બેસશે." લક્ષ્મણ પણ આનંદમાં હતા અને વિચાર કરતા હતા કે હવે મોટાભાઈની ઘણી સારી સેવા કરવાની તક મળશે, પરન્તુ આ સર્વ આનંદ એકાએક અલોપ થઇ જશે એવો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. રામચંદ્રને ગાદી નહિ પણ ધરતી પર સુવાનું મળશે, રેશમી કપડા પહેરવાને બદલે ઝાડની છાલ પહેરવી પડશે; આ વખતે તો બધા આનંદમાં છે, પણ થોડી વાર પછી બધે સુનકાર થઇ જશે, હાહાકાર વર્તાશે; હાથી, ઘોડા; પાલખીની સવારીને બદલે ઉંચી નીચી ખડબચડી જમીન પર ઉઘાડે પગે ચાલવું પડશે; એ સંબંધી કોઈના મનમા વહેમ પણ આવ્યો નહતો શી રીતે આવે ? બનવા કાળ આગળ કોણ ડાહ્યું છે ? ઘડી પછી શું થશે એની કોને ખબર છે ? આટલા માટે જ કહ્યું છે, કેઃ—

"સુખ સ્થિતિમાં છકી નવ જવું,
દુઃખમા ન હિંમત હારવી."

પ્હોર દિવસ ચઢયો પણ રાજા જણાયા નહિ. આથી મન્ત્રી સુમન્ત મહારાજાની તપાસમાં નીકળી ગયા. તે અંતઃપુરમાં ગયા. ત્યાંથી કૈકેયીના ઓરડામાં જઈને ખબર કાઢી તો મહારાજાને ત્યાં પડેલા દીઠા. સુમંતે પૃછપરછ કરતાં કૈકયીએ કહ્યું, કે "હે સુમન્ત, આજ રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો છે માટે તેના આનંદમાં આખી રાત મહારાજા જાગતા રહ્યા છે, માત્ર સવારમાં

જ તેમને ઉંઘ આવી ગઈ છે. આખી રાત તેમણે રામનું રટણ કર્યા કર્યું છે, તો તમે રામચંદ્રને અહીં ઉતાવળે મોકલી આપો." આજ્ઞા માથે ચઢાવી મંત્રી સુમન્ત રામચંદ્રને બોલાવી લાવ્યા. રામચંદ્રે મહારાજાને દુઃખી અવસ્થામાં અને બેહોશ પડેલા જોયા. એટલે તેમણે રાણી કૈકેયીને વિનંતિ કરી કે, "હે માતા, મારા જાણવા પ્રમાણે મેં કોઈ પણ અપરાધ કર્યો નથી; પરન્તુ જો જાણ્યેઅજાણ્યે કોઈ દોષ થઇ ગયા હોય તો તે માફ કરશો. એવું શું બન્યું છે કે જેથી મહારાજા આજ મારી સાથે બોલતા પણ નથી ? મારાથી પિતાજીનું દુઃખ સહન થઇ શકતું નથી."

કૈકેયી રાણીયે જવાબ આપ્યો કે, "હે રામચંદ્ર મહારાજાને કોઇ પણ પ્રકારનું દુઃખ નથી તેમજ તેમને કોઇના પર ક્રોધ પણ નથી થયો. પણ તેમના મનમાં એક વિચાર આવ્યો છે. તેઓ તમારા પરના પ્રેમને લીધે તે પ્રગટ કરી શકતા નથી. મહારાજાએ મને શર્તે બે વરદાન આપ્યાં છે; પણ તમારા રાજીપા સિવાય તે પૂરાં કરી શકાય તેમ નથી. હે રામચંદ્ર, ધર્મસ્વરૂપ માણસે પોતાનું વચન અવશ્ય પાળવું જોઇએ. જો તમે રાજાનું વચન પાળવા તૈયાર હો તો હું તમને તે કહી સંભળાવું."

આ વાત સાંભળીને રામચંદ્રે શરમાઈને નીચું જોયું. પછી તે બોલ્યા કે, "હે માતા, આપ આમ ગભરાતાં અચકાતાં કેમ બોલો છો? મહારાજાની આજ્ઞા હોયતો ચિતામાં પ્રવેશ કરવા, હળાહળ ઝેર પીવા કે સમુદ્રમાં ડૂબી મરવા પણ હું તૈયાર છું. ગમે તે હોય, મહારાજા મને બેલાશક આજ્ઞા કરે; હું તેને જરૂર માથે ચડાવીને ત પ્રમાણે કરીશ."

કૈકેયીએ કહ્યું કે મેં મહારાજા પાસે બે વરદાન માગ્યાં છે. એક તો ભરતને રાજગાદી, અને બીજું તમને ૧૪ વર્ષનો વનવાસ. તમારા ઉપરના ઉંડા પ્રેમને લીધે મહારાજા તો તમને ચોકએચોકખુ નહી કહિ શકે. તેમજ તમારી તરફ નજર પણ નહિ કરી શકે. માટે હે રામચંદ્ર ! હવે તમારી ફરજ એ છે, કે તમારે મહારાજાના હુકમનો જેમ બને તેમ જલદી અમલ કરવો

કૈકેયીના મોઢાનાં આવાં વચનો સાંભળીને રામચંદ્રે બહુજ

શાન્તિથી કહ્યુ:—"બહુ સારું, ભલે ભરત રાજા થાય. મારે મહેલ હોય કે જંગલ હોય, એક કર્તવ્ય કરવું એટલું જ મારૂં કામ છે. માતાપિતાની આજ્ઞા પાળવી એ જ મારૂં મુખ્ય કર્તવ્ય છે. આ કર્તવ્ય હું બરાબર બજાવતો આવ્યો છું અને તેથી જ અત્યારે મારા મનમાં એક સંશય ઉપજે છે, કે પિતાજી મારા ગુણ–સ્વભાવથી સારી રીતે જાણીતા છે; છતાં તેમણે મને ખુશીથી આજ્ઞા કેમ ન કરી? માત્ર એક નજીવી બાબતને માટે તેઓ આટલા બધા દુ:ખી કેમ બની રહ્યા છે? તમારે એમને આમ દુ:ખી કરી મૂકવાનું શું કારણ હતું? સીધેસીધું મને જ કહી દેવું હતું. મેં તમારી કદિયે આજ્ઞા ઉથાપી છે શું? મહારાજાના મનમાં આટલો બધો ગુંચવાડો પેદા થયો એ જ મારે માટે મોટા દુ:ખની વાત છે. આપની આજ્ઞા માથે ચઢાવું છું. પિતાની આજ્ઞા પાળવાની સારી તક આપવા માટે તમારો આભાર માનું છું. પણ રજા હોય તો મહારાજાના મુખની વાણી સાંભળવા ઇચ્છું છું. તેમને ધીરજ આપો, જાગ્રત કરો અને મારા આવવાની ખબર કરો." સુમન્તે રાજાના કાનમાં રામના આવવાની ખબર કરી. દશરથ રાજા ભાનમાં આવી રામ સામે તાકી રહ્યા. એક શબ્દ સરખો તેમના મોંઢામાંથી નીકળી શકયો નહિ. અંતે રામે હાથ જોડી વિનંતી કરી, કે "પિતાજી! શા માટે એક નજીવી વાતમાં આટલા બધા દુ:ખી થાઓ છો? હું આપ જે કહો તે કરવાને તૈયાર અને ખુશી છું. વન જવું એ તો બહુ જ સાધારણ વાત છે. આજ આનંદને સમયે સ્નેહને વશ થઇ નકામો શોક શામાટે કરો છો? આપ સુખેથી વન જવાની આજ્ઞા આપો. આજ્ઞાનું પાલન કરી થોડા જ વખતમાં પાછો સુખરૂપ આવી જઇશ. આજ્ઞા કરો." આમ કહી રામ વનમાં જવાની તૈયાર કરવા માટે ચાલતા થયા. રાજાતો શોકના ભારથી કંઇજ બોલી ન શકયા.

ધન્ય છે આવા ધીરવીર ધર્માવતાર પુત્રને, કે જેને રાજગાદીએ બેસવાના સમાચારથી જરાયે આનંદ ન થયો તેમ વનમાં જવાના સમાચારથી લગારે દુ:ખ પણ ન થવા પામ્યું!!!

———

# બુદ્ધદેવ અને કાચબ.

જ્યારે બ્રહ્મદત્ત વારાણસી નગરીનો મહારાજા હતો ત્યારે બુદ્ધદેવે એક પ્રધાનને ત્યાં જન્મ લીધો હતો અને જુવાની આવતાં તેઓ રાજાના એક માનીતા સચિવ થઇ શકયા હતા.

રાજા બ્રહ્મદત્ત અતિશય વાચાળ હતો. ક્રોધી પણ તેટલોજ હતો. તે ન્યાય કરતો હોય તેમાં કોઈ માથું મારે કે વચ્ચે બોલે તે તેનાથી બીલકુલ સહન થાય જ નહિ બુદ્ધદેવને તેનું આ વાચાળપણું ટાળવું હતુ અને તેને માટે પ્રસંગ શોધતા હતા.

આ વખતે વિંધ્યાચળમાં આવેલા એક સરોવરમાં એક ઘણોજ ચાવળો કાચબો રહેતો હતો. સંજોગવશાત તેને બે રાજહંસો સાથે મિત્રતા થઈ. ચોમાસાની રૂતુ બેસતાંજ પેલા રાજહંસો માનસરોવર તરફ જવા તૈયાર થઈ ગયા. કાચબે તેમને પૂછ્યું, "તમે કયાં જાવો છો ?"

"મિત્ર ! અમે સુવર્ણ મેરૂ પર્વતની ગુફામાં વસીએ છીએ અને હાલ તો સુવર્ણથી ઝળહળતા શિખરવાળા હિમાલયના માનસરોવર તરફ જઇએ છીએ. તે ઘણીજ સુંદર જગ્યા છે. આવવાનો વિચાર થાય છે ?"

"ધાયરતો પણ શી રીતે આવું ?"

"જો તું એક શબ્દ પણ ન બોલે તો તને અમે લઇ જઇશું. છે કબુલ ?"

"કબુલ."

રાજહંસો એક લાકડી લાવ્યા અને તેને સજ્જડ દાંત ભીડવીને વળગવાનું કાચબાને કહ્યું. તેણે તેમ કર્યું એટલે તેઓ બન્ને તેને લઇને ઉત્તર તરફ ઉડયા.

વારાણસી ઉપર થઇને તેઓ ઉડતા હતા તેવામાં એક જણે કહ્યું, "જુઓ તો ખરા પેલા રાજહંસો કાચબાને લઇ જાય છે!

આ સાંભળી ચાવળો કાચબો બોલી ઉઠયો–"મ્હારા મિત્રો મ્હને લઈ જાય છે તેમાં તારા બાપનું શું લુંટાઇ જાયછે?"

આ બોલતાંની સાથેજ કાચબાભાઇ પડયા બ્રહ્મદત્ત રાજાના ચોકમાં અને તેમના સાંધે સાંધા જુદા થઇ ગયા. બધા કહેવા લાગ્યા કે રાજાના ચોકમાં આકાશમાંથી કાચબો પડયો.

રાજા તેના નોકરો સાથે ત્યાં ગયો અને બુદ્ધદેવ સામું જોયું.

"આ કાચબો કેવી રીતે આકાશમાંથી પડયો હશે?"

બુદ્ધદેવે હૃદય સાથે વિચાર કર્યો. રાજાને સુધારવાનો આ ઠીક લાગ મળ્યો છે! આ કાચબાને હંસો સાથે મિત્રતા થઇ હશે અને તેઓ તેને લઇને ઉડતા હશે તેવામાં કાંઇ બોલવાથી કે અટકચાળું કરવાથી આની આવી દુર્દશા થઈ હોય એ સંભવિત છે. આમ વિચારી તેમણે રાજાજી તરફ ફરીને કહ્યું:-

"લાકડી ઘાલી દાતમાં જવા માનસર આશ,
રાજહંસ સાથે ઉડયો, કાચબ પણ આકાશ.
પણ મુખ નવ રાખી શકયો બધ ક્રોધી વાચાળ;
પડયો તેહ આકાશથી ને પામ્યો આ હાલ.
જે જન ક્રોધી હોય ને વળી અધિક વાચાળ;
તે સહુના નકકી થતા આખર બુરા હાલ.
હોય ભલે ભીખારી તે કે મ્હોટા મહારાજ;
પણ કાચબ પેઠે બધાં વણસે તેનાં કાજ.

"ત્યારે આપ મ્હને પણ એ કહોછો?" રાજાજી એ પૂછયું.

બુદ્ધ દેવ બોલ્યા; "નહાનો કે મોટો, જે પોતાની હદ ક્રોધ અને વાચાળતામા વહાવી જાય છે તેના આવાજ બુરા હાલ થાય છે."

અને તેજ ઘડીથી બ્રહ્મદત્ત રાજા સાવ બદલાઈ ગયો.

“ સ્ત્રીબોધ ” ના બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૪ થું. ]  ઑગસ્ટ, ૧૯૨૩.  [ અંક ૮ મો.




( ગરબી. )

રૂપેરી શી જો જો ઉગી ચંદા;  
ધીમે ધીમે ગગને ચડે મંદા. રૂપેરી.

થળે થળે શીતળતા ભરતી;  
દીસે જાણે અમૃતકણ ઝરતી. રૂપેરી.

ધોળું ધોળું જગત બધું કરતી;  
રૂપેરી શું ચાદર પાથરતી. રૂપેરી.

કિરણ તણી કળિયો બધે પડતી;  
જાણે ધારા દૂધતણી ગળતી. રૂપેરી.

ગણું ગુણ શા શા અરે ચંદા;  
મુને વ્હાલી લાગે તું સુખકંદા. રૂપેરી.

જગજીવન કાલીદાસ પાઠક.



# ઇન્દ્ર–ધનુષ્ય.

વરસાદ ખુબ વરસે છે. નદીમાં પૂર પણ ખુબ આવ્યું છે. નદીનો પટ બે ત્રણ માઈલના વિસ્તારમાં થઇ ગયો છે. આ વખતે નદી જોવાને માટે ન્હાનાલાલ, હરીરામ અને રામશંકર, છબીલાલની સાથે ગયા. રસ્તામાં લીલાં ખેતરો જોતાં જોતાં તેઓ નદી કિનારે જઈ પહોંચ્યા. નદીનો મનોહર દેખાવ જોતાં જોતાં ન્હાનાલાલે આંગળી આકાશ તરફ લંબાવીને પૂછયું, "જુઓ ! આ શું ?"

સર્વે તે તરફ જોવા લાગ્યા. છબીલાલે કહ્યું કે "એ તો ઇન્દ્ર-ધનુષ્ય છે." થોડી વારે હરીરામે પૂછયું કે, "ઇન્દ્ર–ધનુષ્ય ક્યાંથી આવતું હશે ? આ તો રંગબેરંગી સડક જેવું દેખાય છે." પણ છબીલાલ આ પ્રશ્નનો ઉત્તર આપી શકયો નહિ.

આ અરસામાં છબીલાલના મહેતાજી ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા. છબીલાલ, હરીરામના પ્રશ્નનો જવાબ ન આપી શકયો હોવાથી તેણે પોતાના મહેતાજીને આ વાત પૂછી.

મહેતાજી—જુઓ, હરી ! સૂર્યના તેજમાં અથવા તો કોઈ સફેદ તેજમાં સાત જાતના રંગોનું તેજ મળેલું હોય છે. તેમાં લાલ, પીળો અને લીલો એ ત્રણ મુખ્ય છે. જ્યારે સાત જાતનું તેજ ભેગું થાય છે ત્યારે તે સફેદ થાય છે. ઇન્દ્રધનુષ્યમાં પણ ત્રણ રંગ તો મુખ્ય દેખાય છે. બાકીના ચાર થોડા થોડા છે. સૂર્યનું તેજ વાદળાના પાણી ઉપર પડે છે અને તેમાંથી સાત રંગો દેખાય છે. એવીજ રીતે ત્રણ ધારવાળો કાચ હોય અને તમે ચંદ્ર સામે અથવા તો સફેદ ચીજ સામે જુઓ તો તેમાંથી પણ સાત રંગો દેખાય છે. એટલે કે કાચમાંથી સફેદ તેજ નીકળે છે ત્યારે તે જુદું જુદું વહેંચાઇ જઈ સાત રંગે દેખાય છે.

છબીલાલ—ઠીક. ત્યારે કાલે હું આપણી નિશાળની અંદર કાચ છે તેના વતી જોઇશ.

મહેતાજી—હા, તું કાલે તે કાચ વડે જોઇશ તો તને સાત રંગો દેખાશે. ચાલો, અત્યારે જ હું તેનો એક પ્રયોગ બતાવું. જુઓ, એક પાટીયા પર મોટો ગોળ બનાવો. તેના સાત ભાગ કરો. દરેક ભાગમાં જુદા જુદા રંગ પુરો. પછી તે પાટીયાને ગોળ ગોળ ફેરવો. તો તરતજ તે પાટીયાની અંદરનો ગોળ સફેદ દેખાશે. સમજ્યા કાંઇ ?

છબીલાલ—જી હા, સાતે રંગો મળી જઈ સફેદ દેખાશે.

મહેતાજી—સમજ્યા તો ખરા. કહો તો ઇન્દ્ર-ધનુષ્ય તમારી પાસે લાવીએ.

સર્વે સાથે—હા, હા. લાવો, લાવો.

મહેતાજી—ઠીક જાઓ બે જણ જઇને મોઢામાં પાણી ભરી આવો, અને સૂર્ય તરફ પીઠ કરીને મોઢામાંથી પાણીનો ફુવારો ઉડાડો. અને પછી જુઓ, ઇન્દ્ર-ધનુષ્ય તમારી પાસે છે.

હરીરામ અને રામશંકર દોડતા જઇને મ્હોંમાં પાણી ભરી લાવ્યા અને છાંયે સૂર્યની તરફ પીઠ કરીને ઉભા રહી ફુવારો છોડયો. જ્યાં પાણીનાં ઝીણાં ફોરાં ઉપર સૂર્યનાં કીરણ પડયાં કે તરતજ નાનું સરખું ધનુષ્ય દેખાયું.

સર્વે ખુશી ખુશી થઈ ગયા.

મહેતાજી—જુઓ, આજે તો મેં જાદુના જોરથી તમને ઈન્દ્ર-ધનુષ્ય લાવી દીધું.

હરીરામ—હાજી. પાણીનાં ફોરાંયે કીરણને સાત રંગમાં વહેંચી નાખ્યું તેથી સાત રંગ દેખાયા.

મહેતાજી—સાબાશ, તું તો સમજી ગયોને શું ! જાઓ મોટો ફુવારો ઉડતો હોય ત્યાં પણ તમને આવું ધનુષ્ય દેખાશે. પણ ફુવારો છાંયડે હોવો જોઇએ.

આ પ્રમાણે કહીને મહેતાજી ઘેર ગયા. થોડીવારે સૂર્ય અસ્ત થયો, એટલે સર્વે ઘેર ગયા. તેઓ બોલતા હતા કે આજે તો અમે ઇન્દ્ર-ધનુષ્ય સુધી પહોંચી ગયા. *

મનુભાઇ જોધાણી.

* હિન્દી ઉપરથી.

# મૂરખાની કરકસર.

(લખનારઃ—સૌ. કંચનગવરી રમણલાલ.)

એક માણસ ઘરડો થઇને જ્યારે મરણ પથારીએ પડયો ત્યારે તેણે પોતાના દીકરાને પોતાની પાસે બોલાવ્યો અને તેને કહ્યું કે દીકરા ! જો, હું તો હવે મરણ પામીશ, તું આપણાં ખેતર અને વાડાઓ વગેરે સંભાળીશ ને બરાબર કરકસર કરીને રહીશ તો તારે કદી દુઃખી થવાનો વખત આવશે નહિ.

એમ કહીને બાપે તો પ્રાણ છોડયા. હવે દીકરાજી જરાક અક્કલના ઓછા હતા એટલે તેણે બાપની શિખામણનો ઉંધો ઉપયોગ કર્યો. તેણે વિચાર્યું કે આપણા બગીચામાં કેળ, દ્રાક્ષ, જામફળ, એરંડી, અળવી વગેરે ઉગેલાં છે; પણ એની આજુબાજુની વાડ છે તે થોરીયાની છે અને તે ઉપર કાંટા સિવાય કશું ઉગતું નથી. વળી અંદરથી દૂધ (થોરનું) નીકળે છે તે પણ પીવાના કામમાં આવતું નથી. માટે તે બધાંને કાપી નાખીને ત્યાં જુઈ, જાઈ, ચંપો, મોગરો, ગુલાબ, કેવડો, મધુમાલતી, કરેણ વગેરે ફુલનાં ઝાડ રોપ્યાં હોય તો ખુબ આવક થાય !

કહે છે કે જ્યા ડાહ્યાઓ જવાને બીહે છે ત્યાં મુરખાઓ યાહોમ ધસ્યા જાય છે. એજ મુજબ આ મુરખાના મનમાં ઉપલો વિચાર આવતાં જ માણસો પાસે તમામ થોરીયાની વાડ કપાવી કાઢીને બહુ રૂપિયા ખરચીને તેણે ત્યાં પુષ્કળ મહેનતે ફુલનાં ઝાડ રોપાવ્યાં.

પરિણામ એ આવ્યું કે ફુલનાં ઝાડ ઉગે તે અગાઉ જ થોરીયાની વાડ જતી રહેવાથી જનાવરો અને માણસોએ આવીને બગીચામાં પેસીને તમામ ફળફુલનાં ઝાડોનું નખોદ વાળી નાખ્યું. મુરખો ફળ સાથે ફૂલ લેવા અવિચારથી તૈયાર થયો ત્યારે બધું ગુમાવ્યું. માટે જ આપણા લોકો કહે છે કે મૂર્ખનો શત્રુ બીજો કોઈજ નહિ પણ તે જાતે-પોતે જ છે. આપણે આપણી બુદ્ધિનો સમજીને રૂડો ઉપયોગ કરીએ તો જ સુખી થઇએ.

---




[ લેખકઃ—અંબેલાલ સવશીભાઇ દેસાઈ. ]

એક જંગલમાં એક શિયાળ રહેતું હતું. જે ઠેકાણે તે આનંદમાં સારીરીતે રહેતું હતું તે ઠેકાણે એક વાઘ રહેવા ગયો. વાઘને રહેવા આવેલો જાણી શિયાળ જરા ગભરાયું, અને તે જગા છોડીને બીજે ઠેકાણે રહેવા જવાનો તેણે વિચાર કીધો; પણ વાઘે ધીરજ આપવાથી અને 'તારે જરા પણ ગભરાવું નહીં' એમ કહેવાથી શિયાળ બીજે ઠેકાણે રહેવા ગયો નહિ. બે ચાર દિવસ તો એક જગાએ સારી રીતે રહીને આનંદ કીધો. શિયાળાનો વખત હોવાથી વાઘને રાતે ટાઢ લાગવા માંડી તેથી તે હેરાન થયો.

બીજેજ દિવસે વાઘે શિયાળને જણાવી દીધું કે મને રાતે ટાઢ બહુ વાય છે માટે મારે માટે એક સુંદર ગુફા ખોદીને બનાવી આપ. પણ થોડીવાર પછી વળી એવોજ હુકમ કીધો કે તું જે બૉડમાં રહે છે તેજ બૉડને મોટી કરી મારાથી સારીરીતે સુઇ રહેવાય એવી બનાવ. શિયાળ તો આ હુકમ સાંભળીને ગભરાઈ ગયું. પણ શું કરે? વાઘ તે ઠેકાણેથી જરા પણ આઘો ખસે તો તે ગમે તે ઠેકાણે જઈ શકે ને? વાઘે તો શિયાળને પોતાના હુકમનો જલદી અમલ કેમ કરતો નથી એમ ઉલટો સવાલ કીધો. શિયાળે લાચારીએ વાઘને માટે ઘર બનાવવાનું કામ શરૂ કીધું, અને પોતે જે બૉડમાં રહેતો હતો તેનેજ સાંજ પડે તે પહેલા વાઘ અંદર સારી રીતે સુઈ રહે એવી ગુફા બનાવી દીધી. રાત પડી એટલે શિયાળને ગુફાની અંદર સુવાને વાઘે હુકમ કીધો, અને પોતે ગુફાના મોં આગળ સુતો.

વાઘ પોતાના મનમાં વિચાર કરે છે કે આપણને ઠીક વગર પગારનો નોકર જડી ગયો છે. આપણી સેવા ચાકરી તો

રોજ કરશે. વાઘ તેને કોઈ પણ ઠેકાણે જવા દેતો નહીં, અને કદાચ કોઈ ઠેકાણે ખોરાક શોધવા પોતે જતો તે વખતે શિયાળને ગુફામાં પૂરી એક ભારે શિલા તે ગુફાના મોઢા ઉપર મુકી જતો. શિયાળને કાંઈ પણ વાંક વગર આવી રીતે વારંવાર કેદમાં પુરતો. શિયાળ તો વાઘનો એક જાતનો ગુલામ જ થયો, અને વાઘ પણ તેને એક ગુલામ તરીકે જ ગણતો. શિયાળ ખુબ અકળાયો, પણ શું કરે? કાંઇ વધારે બોલે તો વાઘ તરત એને મારી નાંખે.

એક દિવસ પેલો વાઘ અને શિયાળ બેઉ જણા કોઈ ઠેકાણે જતા હતા. ચાલતાં ચાલતાં એક તળાવ તેઓએ જોયું. તેની પાળ ઉપર એક મોટું વડનું ઝાડ હતું. તેને ઘણી વડવાઇઓ અને મૂળીઓ હતી. તે એટલી બધી ફેલાયલી અને એકએકમાં ગુંથાઇ ગયેલી હતી કે પહેલી વડવાઇ અને મૂળી કઈ કુટેલી હશે તે જોનારથી પારખી શકાતું નહોતું. તે વડના ઝાડ નીચે શિયાળ અને વાઘ બેઉ બેઠા. થોડીવાર પછી તેઓ તે ઠેકાણેથી ચાલતા થયા અને આમ તેમ ફરીને પાછા પોતાના રહેવાના ઠેકાણે ગયા.

શિયાળની દશા વાઘ પાસે એક ગુલામ જેવી હતી, અને શિયાળ વાઘથી એટલો બધો કંટાળી ગયો હતો કે આના કરતાં તો મરી જવું એ સારૂં છે એમ વિચાર કરતો. આખરે શિયાળને વાઘની પાસેથી છુટા થવાનો એક ઉપાય જડી ગયો, અને તે ઉપાય અજમાવવાનો તેણે પોતાના મનમાં ઠરાવ પણ કરી દીધો.

બીજે દિવસે સવારના પહોરમાં શિયાળ અને વાઘ બેઉ ગુફામાંથી નીકળીને બહાર આવીને બેઠા. શિયાળ થોડીવાર પછી ઉભો થયો, અને વાઘને સાફ જણાવી દીધું કે હું આજથી તારૂં કાંઇ પણ કામ કરીશ નહીં; માટે તારાથી થાય તે કરી લે. વાઘે જવાબ દીધો કે તારૂં મોત માથા ઉપર ભમે છે કે શું? મારી સેવા ચાકરી કરવા તો તને આટલા દિવસ સુધી મેં જીવતો રહેવા દીધો છે. તું કોની સામે બોલે છે તેનું તને જરાએ ભાન છે? તારી ઉંઘ બરાબર ઉડી છે કે નહીં? શિયાળે હિંમતથી

જવાબ દીધો કે હું તારો કે તારા બાપનો ગુલામ નથી કે તારા કહેવા પ્રમાણે હું કરૂં. તને સારો જાણીને મેં મારૂં રહેવાનું ઘર તને આપી દીધું. તેને મેં કેટલી મહેનત કરીને તારે જોઇએ તેવું બનાવી દીધું, તેનો તું આ બદલો વાળે છે ? હું પહેલેથીજ તારી સાથે રહેવા માગતો નહોતો, પણ તેં જ મને મીઠાં મીઠાં વચનોથી ભોળવીને રહેવા વિનંતી કરી હતી. વાઘે વિચાર કીધો કે આ શિયાળ-વગર પગારનો નોકર-હાથથી છટકી જશે. તેથી તેને પકડવા એકદમ વાઘે તરાપ મારી. શિયાળ પહેલેથી જ ચેતેલો હતો એટલે નાઠો. વાઘે તેની પૂંઠ પકડી. શિયાળ આગળ અને વાઘ પાછળ એવી રીતે બેઉ દોડતા દોડતા પેલા તળાવની પાળ ઉપર જે વડનું ઝાડ હતું તે ઝાડ નીચે ગયા. શિયાળ એક વડની મુળી અને જમીનની વચમાં કેટલીક જગા હતી તેમાં પેસી ગયું અને સપાટા બંધ પેલી બાજુ નીકળી ગયું. વાઘ શિયાળની લગોલગ જ હતો. જેવું શિયાળ નીકળી ગયું કે તુરત તેને પકડવા માટે વાઘે પણ પેલી મુળીમાં જોરથી માથું મારી દીધું. વાઘ શરીરે જાડો હતો અને મુળી અને જમીનની વચમાં જગા થોડી હોવાથી તે વાઘ મુળીમાં સપડાઇ ગયો. શિયાળનું શરીર પાતળું હોવાથી તે નીકળી ગયું અને વાઘતો મુળીના બાકામાં કેડ સુધી પહોંચેલો હોવાથી ન આગળ જવાય કે ન પાછું પણ નીકળાય એવી રીતે કેદ થઇ ગયો. વાઘને આમ સપડાયેલો જોઇને શિયાળે ઉભા રહીને પાછળ જોયું. પછી તે વાઘ પાસે ગયો. શિયાળને પાસે આવેલો જોઇ વાઘે પોતાને છોડાવવાને ઘણા કાલાવાલા કીધા, પણ શિયાળ શું કરે ? વાઘને છોડાવવાની તેનામાં તાકાદ ન હોતી. આવી રીતે વાઘ તેને તેજ ઠેકાણે ભૂખે અને તરસે મરી ગયો. મરતી વખતે તે બહુ દુઃખી થયો.

એવી રીતે જે બીજાનું ભુંડું કરવાનો ઇરાદો રાખે છે, અને જે બીજાને દગો દેવા તૈયાર થાય છે તેનું પહેલું ભૂંડું થાય છે એવો કુદરતનો અચળ નિયમ છે.

# સિંહાસન બત્રીસીની વાર્તાઓ.

( વાર્તા પાંચમી-અબોલા રાણીની વાર્તા (ચાલુ )

વિક્રમરાજાએ વાત શરૂ કરી. તે બધાયે બહુજ રસથી સાંભળવા માંડી અને તેમાં અબોલા રાણીના હારે હુંકારો ભણવા માંડયો. તે વાત આ પ્રમાણે હતી: રાજવતી નામે એક નગરી હતી, ત્યાં રાજસેન રાજા રાજ્ય કરતો હતો. તેની રાણીનું નામ સત્યવંતી હતું. તેમને બધી વાતે સુખ હતું; પણ પુત્ર હતો નહિ. તેથી રાજાએ વિચાર કર્યો કે હું ગંગાતીરે તપ કરવા જાઉં, અને દેવને પ્રસન્ન કરી પુત્રનું વરદાન માગું. એમ વિચારી તે ગંગા કીનારે ગયો. ત્યાં છ મહિના તપ કર્યું એટલે શિવજી પ્રસન્ન થયા. અને કહ્યું કે તું હમેશાં શિવ પુજા કરજે એટલે તને પુત્ર થશે. પછી રાજા ઘેર આવ્યો. યોગ્ય સમયે તેની રાણીને પુત્ર થયો. શિવપૂજા તો રોજ ચાલ્યા જ કરે છે. એમ કરતાં કરતાં પુત્રને બાર વર્ષ થયાં. રાજાને ઘડપણ આવ્યું હતું, પણ તેનો જીવ શિવપૂજનમાં હતો. અંતે તેણે પુત્રને બોલાવીને શિવપૈજાનું કામ સોંપ્યું; અને કુંવરે તે પૂજા કરવાનું વચન આપ્યું ત્યારેજ રાજાના જીવને ટાઢક વળી.

કેટલાએક સમય પછી રાજાના કુંવરના વિવાહ શીતળપુરના રાજાની કુંવરી રૂપવંતી સાથે થયા. બહુ ઠાઠથી જાન ગઈ અને લગ્ન પણ થયાં; પરંતુ કન્યાને વિદાય કરવાનું મુહુરત આવ્યું નહિ. તેથી બધાં પાછાં ફર્યા, અને કન્યાને એક મહિના પછી બોલાવવાનું ઠર્યું. મહિના પછી રાજગોર તેડવા ગયા ત્યારે રૂપવંતીએ કહ્યું કે કુંવરજી પંડે આવે તોજ હું તો આવું, વળી સાથે મોટો રસાલો લાવે તે પણ મને તો ગમે નહિ. ફક્ત એક

મિત્ર જોડે જોઇયે. રાજગોરે આ વાત, પાછા આવીને, કુંવરને કહી. કુંવરને પ્રધાનના પુત્ર સાથે દોસ્તી હતી. એટલે તેને લઇને એ તો રૂપવંતીને તેડવા ગયો. રસ્તામાં સુંદર શિવાલય આવ્યું, ત્યાં ઉતરી તેણે શિવની કમળથી પૂજા કરી, અને મનમાં બાધા લીધી કે રાણીને તેડીને પાછો આવીશ ત્યારે હું કમળપૂજાકરીશ આ વાત તેણે મનમાંજ રાખી.

સસરાના ગામમાં પહોંચ્યા. ત્યાં બંને જણની બહુજ મહેમાનગીરી થઈ. આગ્રહ કરીને તેમને ત્યાં બધાંયે રાખ્યા અને એમને એમ દોઢ મહિનો થઈ ગયો. પછી તો કુંવરે પાછા જવાની માંગણી કરી. એટલે રાજાએ પુષ્કળ સાસરવાસો આપીને કુંવરીને વિદાય કરી. પ્રધાનપુત્રે રથ હાંકવા માંડયો, અને કુંવર અને તેની સ્ત્રી અંદર બેઠાં. રસ્તામાં પેલું શિવ મંદીર આવ્યું ત્યાં કુંવરે રથ ઉભો રખાવ્યો અને પોતે પૂજા કરવા ઉતર્યો. પણ તળાવનાં પાણી સુકાઈ ગયાં હતાં અને કમળ એક પણ રહ્યું નહોતું. રાજાના મનમાં બહુ દુઃખ થયું. બાધાનો ગમે તેમ કરીને પુરી કરવીજ જોઇયે. છેવટે તેણે નિશ્ચય કર્યો કે કમળને બદલે મારૂં માથું શિવજીને ચઢાવીને મારી બાધા તો પાળીશ. એમ કહીને તેણે તરવારથી પોતાનું માથું કાપી શિવને ચઢાવ્યું. ઘણીવાર થઇ તોયે કુંવર પાછો ફર્યો નહિ તેથી પ્રધાનપુત્રને ચિંતા થવા માંડી. તેથી તે મંદિરમાં તપાસ કરવા ગયો. ત્યાં તો તેણે કુંવરનું મડદું જોયું. આસપાસ બીજું કોઈ હતું નહિ. તેથી તેને બહુ ભય લાગ્યો. વળી મનમાં વિચાર આવ્યો કે એનાં મોતનો ગુન્હો મારે માથેજ પડશે. તેના કરતાં તો અહીં મરવું જ સારૂં છે. એમ વિચારી તેણે પણ તરવારથી પોતાનું માથું કાપી નાંખ્યું.

ઘણીવાર સુધી બેમાંથી કોઇ આવ્યું નહિ, એટલે રૂપવંતીને પણ ડર લાગ્યો. અંતે તે પણ મંદિરમાં ગઈ. ત્યાં બે જણનાં મડદાં જોઇને તેને બહુ જ દુઃખ થયું. પછી તેને લાગ્યું કે બધાં મને ખરાબ પગલાંની કહેશે. વળી કોઇ તો મારા ઉપર આળ

પણ મુકશે. માટે જીવવા કરતાં મરવુંજ સારૂં છે. એમ ધારી તેણે હાથમાં તરવાર લીધી.

આ જોઇને શિવજીને લાગ્યું કે આ તો મારે માથે સ્ત્રી હત્યા બેસશે. એટલે, હાં, હાં, એમ કહી, એક ઘરડા સાધુનો વેશ ધારણ કરીને ત્યાં પ્રકટ થયા. અને તેનો પતિ તથા પ્રધાન પુત્ર શા માટે મરી ગયા તે વાત તેને કહી, અને બોલ્યા કે તારે મરવાનું કાંઈ જ કારણ નથી. તને જે જોઈયે તે વરદાન તું મારી પાસે માંગી લે. તે સાંભળી તે રૂપવંતી બોલી:

ધન્ય શિવ મહારાજ, લાજ રાખો તમે મહારી;
આપો સુખ વિલાસ, આશ કરે સૌ તહારી.
વૃષભ વાહન આરૂઢ, પ્રૌઢ વરદાનજ આપો;
જે જપે તુજ જાપ, આપ શરણાંગત સ્થાપો.
મહારૂદ્ર ઈશ સમાન છો, અવર નહીં કો દેવતા;
શામળ કહે ચિત્તમાં ધરો, કરો મરતગને જીવતા.

રૂપવંતીની વિનંતિ સાંભળી શિવજી પ્રસન્ન થયા; અને કહ્યું કે, તમે ધડ ઉપર માથું મુકીને, ઉપર લુગડું ઓઢાડી દો એટલે એક પલકમાં તેઓ જીવતા થઈ જશે. આ સાંભળી તે સ્ત્રી બહુજ આનંદમાં આવી ગઈ અને હરખમાને હરખમાં ધડ ઉપર માથાં મુકી દીધાં; પરંતુ ઉતાવળમાં પ્રધાનના ધડ ઉપર કુંવરનું માથું મુકયું અને કુંવરના ધડ ઉપર પ્રધાનનું માથું મુકયું.

થોડીવારે બે જણ આળસ મરડીને ઉઠયા; પરંતુ કોણ કયું કહેવાય તેનો વિચાર કરો. આટલું કહી વિક્રમ રાજાએ પેલા હારને પૂછયું કે તું સાચું બોલ કે હવે રૂપવંતી કોની સ્ત્રી કહેવાય. જો તું જુઠું બોલીશ તો તારી રાણીને માથે પાપ બેસશે.

ત્યારે તે હાર બોલ્યો કે એમાં તે તેં શું મોટો સવાલ કર્યો. લગ્ન વખતે જમણો હાથ ઝાલ્યો હતો, તેથી કુંવરનું ધડ જયાં હોય તે પતિ કહેવાય. ધડ ભારે તથા મોટું હોય છે. ત્યાં નાના સરખા માથાનો શો હિસાબ!

આ સાંભળીને અબોલા રાણીને ઝાળ ઉઠી. તે બોલી ઉઠયાં કે હે હાર! તને ધિક્કાર છે. તેં મારૂ નામ બોળ્યું છે. તું કેવળ અસત્ય બોલે છે. એ સ્ત્રી તો જ્યાં કુંવરનું શિર હોય તેની થાય. માણસ માથાથીજ ઓળખાય છે અને માથુંજ શરીરનું આભૂષણ છે. રાણીના આ બોલ સાંભળી વિક્રમરાજાને બહુ આનંદ થયો. આ સમયે મધરાત થઈ હતી, અને વિક્રમરાજાયે કહ્યું કે, રાણી બોલ્યાં એટલે હવે બીજો પડદો છોડો. બીજો પડદો છુટયો એટલે વિક્રમરાજાએ ત્રીજી વાત કહેવા માંડી અને વૈતાળે રાણીના નુપુર ઉપર બેસીને હુંકારો ભણુવા માંડયો.

સોરઠ દેશમાં એક ગામ છે. ત્યાં એક પવિત્ર તીરથવાસી રહેતો હતો. તે માતાજીનો ભક્ત હતો. તેને કાંઈ સંતાન નહોતું; પણ લાંબે સમયે માતાજીયે પ્રસન્ન થઈ એક દીકરી આપી. તે ઉંમર લાયક થઈ ત્યારે તેના લગ્નનો વિચાર રાજાને આવ્યો. તેથી તેણે બધાને તે માટે તજવીજ કરવા કહ્યું. તેથી કન્યાના મામા, રાજાનો વજીર, અને રાજા પોતે એ ત્રણે જણાયે સારો વર ખોળવા માંડયો. બન્યું એમ કે રાજા શિકારે ગયો હતો ત્યાં, વજીર દેશ જીતવા ગયો હતો ત્યાં, અને કન્યાના મામા વર શોધવા ગયા હતા ત્યાં, એમ ત્રણે જણે સુંદર વર જોઇને કન્યાના વિવાહ કર્યા. અને દશમનાં લગ્ન પણ લઈ લીધાં. રાજધાનીમાં પાછા ફર્યા ત્યારે ત્રણે જણે આ હકીકત જાણી. આનું પરિણામ શું આવશે તે કોઈનાએ કલ્પામાં આવ્યું નહિં. જોતજોતામાં દિવસ જતા રહ્યા, અને ત્રણે જાન આવી. ત્રણે વર તો મનમાં મલકાતા હતા. લગ્નને દિવસે કન્યા નહાવા બેઠી. એટલામાં એક બનાવ બન્યો. ખાળમાંથી સાપ નિકળ્યો, અને કન્યાને ડસ્યો. તરતજ તેના પ્રાણ નિકળી ગયા. ત્રણે વરને આ વાતની ખબર પડી. તેમણે પછી બધી હકીકત જાણી. તેઓ બધાયે સ્મશાને ગયા. ત્યાં તેમને વૈરાગ્ય આવ્યો અને મનમાં નક્કી કર્યું કે આપણે રાજ-પાટનો ત્યાગ કરવો છે તેમાંના એક જણે મરનાર બાઈની રાખ ગંગાજીમાં પધરાવવા લીધી, બીજાએ તેના હાથમાં જળ આપ્યું

અને કહ્યું કે તારી પાછળ હું અડસઠ તીર્થની જાત્રા કરીશ અને તેનું પૂન્ય આપીશ. ત્રીજાએ તો તેની રાખ બધી એકઠી કરી અને તે જગાયે પર્ણકુટી બાંધીને ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો.

ત્યાર પછી એક જણ કાશીએ તેનાં હાડકાં લઈ ગંગાજીમાં પધરાવવા ગયો. બીજો સ્મશાનમાં ઝુંપડી બાંધીને રહ્યો. અને ત્રીજો ઉઘાડે પગે અને જતિને વેશે, જાત્રા કરવા નિકળ્યો. તે દસમે મહિને એક બપોરે દક્ષિણ દેશમાં પહોંચ્યો. ત્યાં એક સતિને ઘેર જઇને ભિક્ષા માંગી. તે સતિયે તેને માન આપીને બેસાડયો. અને કહ્યું કે મહારાજ હમણાંજ હું રસોઇ બનાવું છું. એમ કહી તેણે રસોઇ કરવા માંડી અને તેનો વર બજારમાં ઘી લેવા ગયો. જતિયે તો તે ઘરની બધી ચર્ચા બેઠા બેઠા જેવા માંડી. એટલામાં તે બાઈનું બાળક બહુ રડવા મંડયું. કેમે કરી છાનું રહે જ નહિ એટલે તે બહુ જ આકળી થઈ ગઈ. અને બાળકને લઇને ચુલાની ઝાળમાં નાંખી દીધું. આ બનાવ તેણે જાતે જેયો. તેના મનમાં એમ આવ્યું કે આ તો ખરેખરી પાપણી છે. આવે ઘેર ભોજન કરવું જોઇયે નહિ. એમ ધારી તે ચાલી ગયો. રસ્તામાં પેલી બાઇનો પતિ મળ્યો. તેણે કહ્યું મહારાજ! ભોજન લીધા વિના કેમ જાવ છો. તમે આ ભૂખ્યા જાવ તો અમારૂં વ્રત ભંગ થાય. ત્યારે તે બોલ્યો કે તારી સ્ત્રી પાપણી છે. તેણે બાળહત્યા કરી છે, એટલે હું તે ઘેર ભોજન શી રીતે કરૂં ? ત્યારે તે પતિએ કહ્યું કે ઓહો એમાં શું ? હું સજીવન મંત્ર જાણું છું. એટલે હમણાં બાળકને જીવતો કરીશ. પછી જ તમે ભોજન લેજો.

ઘેર આવીને તેણે ચુલામાંથી રાખ કહાડી અને મંત્ર ભણીને તે ઉપર પાણી છાંટયું એટલે તરત જ બાળક રમવા લાગ્યો. આ જોઇ જતિને બહુ જ આનંદ થયો. અને તેણે એ મંત્ર શીખવાની માંગણી કરી. પેલા ભાઇએ તેને બહુ જ આનંદ સાથે તે મંત્ર શીખવ્યો અને કહ્યું કે તું એક માણસ જીવતું



સિંહાસન બત્રીસીની વાર્તાઓ. [પૃ ૧૮૪
આંધળો મંગળફેરા ફર્યો, અને પાંગળો તેની ખાંધે બેઠો હતો.

કરી શકીશ. ત્યાર પછી બધાંયે આનંદ સાથે ભોજન કર્યું અને પેલો રાજકુમાર તો, કન્યાને આમ પાછો ફર્યો. તેજ વખતે કાશીયે હાડકાં નાખીને બીજો કુમાર પણ આવ્યો. બંને જણા પેલા ત્રીજાની મરૂઢીમાં એકઠા થયા. પછી પેલાએ કન્યાની રખ્યા માંગી અને તેના ઉપર મંત્ર ભણીને પાણી છાંટયું એટલે આળમ મરડીને તે કન્યા બેઠી થઈ, એટલે ત્રણે જણે અંદર અંદર લઢવા માંડયું. એક કહે હું સજીવન મંત્ર લાવ્યો તેથી કન્યા જીવી માટે તે મહારી, બીજો કહે હું એની પાછળ ગંગા નાહ્યો તેથી જ તે જીવી છે, ત્રીજો કહે કે મેં રાખ સંભાળી હોત નહિ તો તે જીવતી ના થાત માટે એ કન્યા તો મહારી.

આટલી વાત કરીને વિક્રમ રાજાયે નુપૂરને પૂછયું, "હે રાણીના નુપૂર! તું સાચું બોલ કે એ કન્યા કોની? જો તું ખોટું કહીશ તો રાણીની આબરૂ જશે." ત્યારે નુપૂરે ઉત્તર આપ્યો કે "એ કન્યા તો મંત્રવાળાની થાય!" આ સાંભળી રાણીને ગુસ્સો આવ્યો અને તેણે તે ફેંકી દીધું. અને બોલી કે, "મૂર્ખ તને એટલું એ ભાન નથી કે જે જીવ આપે તે તો બાપ કહેવાય! વળી કાશીએ જઈને જે અસ્થિ નાંખી આવ્યો તે તો તેનો પુત્ર થયો. પણ જેણે તેની રાખ મરૂઢીમાં રાખી તેજ તેનો પતિ થાય." આ સાંભળી સર્વને આનંદ થયો. પણ રાણીને ત્રીજો પડદો છોડવો પડયો.

પછી વિક્રમ રાજાએ વળી ચોથી વાત કહેવા માંડી અને રાણીના કંકણે હુંકારો ભણવા માંડયો.

મરૂત દેશમાં મોરેશ્વર કરીને ગામ હતું. ત્યાં સુંદરપાળ નામે રાજા રાજ્ય કરતો હતો. તે ગામમાં એક શુદ્ર રહેતો હતો. તે આંધળો હતો. તેની પાડોશમાં એક બીજો શુદ્ર હતો, તે પાંગળો હતો. આ બે જણ બહુ દુઃખી હતા. એકવાર તેમણે વિચાર કર્યો કે આપણે પરદેશ જતા રહીયે. પછી આંધળાએ પાંગળાને ખાંધે બેસાડયો પાંગળો રસ્તો બતાવે અને આંધળો ચાલે. એમ કરતાં તેઓ પૂર્વ દેશમાં આવી પહોંચ્યા. તે દેશના

રાજાને એક કુંવરી હતી. તેના ગળા ઉપર મોટો મસો હતો. તેથી કોઇ તેને પરણતું નહોતું એટલે રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે જેના ઉપર હાથણી કળશ ઢોળશે, તેની સાથે હું કુંવરીનાં લગ્ન કરીશ. જે દિવસે કળશ ઢોળવાનો હતો તે જ દિવસ આ આંધળાપાંગળાની જોડી તે ગામમાં આવી પહોંચી. હાથણીએ પણ કળશ તેમના ઉપર જ ઢોળ્યો. રાજાએ પોતાના વચનની ખાતર તેમની સાથે કુંવરીનાં લગ્ન કર્યાં. આંધળો મંગળફેરા ફર્યો, અને પાંગળો તેની ખાંધે બેઠેલો હતો. રાજાએ તેમને રહેવા મકાન આપ્યું. અને ખાવા ધાન આપ્યું.

હવે પેલા પાંગળાના મનમાં એમ આવ્યું કે જો આ આંધળાનું કાટલું નિકળી જાય, તો હુ કુંવરી સાથે સુખચેન ભોગવું. તેણે કુંવરીને પણ આ વાત કહી. પછી એક ઝેરી સાપના ટુકડા કરીને ચુલા ઉપર એક વાસણમાં મુકયા. પેલો આંધળો ભૂખ્યો થયો. તેણે ઘણાયે ખરાડા પાડયા, પણ કોઇયે ઉત્તર ના આપ્યો. તેથી તેણે વિચાર્યું કે હું જ ચુલા ઉપરથી ખાવાનું લઇ લઉં, અને પેલાં બે કરતાં વહેલો ખાઉં. એમ ધારી તે ચુલા પાસે ગયો અને ઝટ પેલું વાસણ ઉઘાડયું. તેમાંથી એકદમ ઝેરી વરાળ નિકળી. તે તેની આંખને લાગી. અને તેનાં પડળ ઉતર્યાં અને તે દેખતો થયો. પછી વાસણમાં જુવે છે તો અંદર સાપના કડકા દીઠા. એટલે તેને લાગ્યું કે પેલા બે જણે મને મારી નાંખવાનું કાવત્રું કર્યું છે. તેથી ક્રોધે ભરાઇને જ્યાં પેલાં બે બેઠાં હતાં ત્યાં તે ગયો. અને પેલા પાંગળાના પગ ઝાલીને, એક પોટલાની માફક કુંવરી સાથે પછાડે. પણ બન્યું એમ કે આ સખ્ત ઝાટકાથી પાંગળાના પગ છુટી ગયા અને તે ચાલી શકે તેવો થયો અને કુંવરીના ગળાનો મસો તુટીને તેની ખોડ જતી રહી. આ પ્રમાણે દૈવની ગતિ ગહન છે.

ો !

છુટ્યા પ[illegible]ગા તણા, ટળી ખોડ હતી જેહ,<br>
મસ તુટયો નારી તણો, વાધ્યો તો જે દેહ<br>
દૈવ ગતિ અનેરડી, કળી શકે નહિ કોય;

આરંભ્યાં અમથાં રહે, અણ આરંભ્યું હોય.
અંધે કામ અદકું કર્યું, ચડી હતી બહુ રીશ;
અવળાનું સવળું થયું, જેહ ગમે જુગદીશ.

આમ ત્રણે જણાની ખોડ ગઈ. એટલે બધાં અંદર અંદર લઢવા મંડયાં, કે આ સ્રી કોની કહેવાય ? એટલું કહીને વિક્રમ રાજાયે રાણીના કંકણને પૂછયું કે, "બોલ એ સ્રી કોની ?" ત્યારે તેણે ઉત્તર આપ્યો કે," આંધળો મંગળફેરા ફર્યો હતો માટે સ્રી તેની કહેવાય. આ સાંભળી રાણી રીસથી બોલી ઉઠયાં કે, "મૂર્ખ એ વાત ખોટી છે. આંધળાએ તો ફક્ત ઘોડાનું કામ કર્યું હતું. તેના ઉપર પંગો બેઠો હતો તેજ વરરાજા કહેવાય. માટે કન્યા તો પાંગળાની થઈ." આ સાંભળી વિક્રમરાજા બોલ્યા કે, તમે કહો છો તે ખરી વાત છે. પણ હવે ચોથો પડદો ખોલી નાંખો. એટલે રાણીચે ચોથો પડદો ઉઘાડીને રાજાને નમન કર્યું અને બોલ્યાં કે હું તમારી દાસ છું. ત્યારે વિક્રમ રાજાયે કહ્યું કે, મેં તો આ બધું કામ એક બ્રાહ્મણના લાભ માટે કર્યું છે. એમાં મારે કાંઇ સ્વાર્થ નથી. માટે તમે જલદી ચાલો અને તે બ્રાહ્મણને વરો.

બીજે દિવસે તે બ્રાહ્મણનાં લગ્ન અબોલા રાણી સાથે ધામ ધુમથી થયાં અને વિક્રમ રાજાએ તે બ્રાહ્મણને બહુ ધન આપ્યું.

એટલું કહીને પેલી પુતળી બોલી કે, ભોજરાજા આવાં પરોપકારી કામ જે કરશે તેજ આ સિંહાસન ઉપર બેસશે. આમ કહી તે ઉડી ગઇ.

---

# બાળકો માટે—
# રામાયણની વાતો.

## (૮) લક્ષ્મણનો કોપ અને રામની પિતૃભક્તિ.

કૈકેયીના મહેલમાંથી નીકળીને રામચંદ્ર સીધા માતા કૌશલ્યા પાસે વનમાં જવાની રજા લેવા ગયા. કૌશલ્યા આ વખતે પૂરા આનંદમાં હતાં. રામચંદ્ર જઇને તેમને પગે પડયા અને પછી કહેવા લાગ્યાઃ "માજી ! એક નવીન વાત કહેવાને આવ્યો છું. પિતાની આજ્ઞા પાળવાની એક ઉમદા તક મને મળી છે. મને આશા છે, કે એ તક વધાવી લેવામાં તમે મને ઉત્સાહ અને ઉત્તેજન આપશો. હકીકત એવી છે, કે માતા કૈકેયીએ મારા પિતા પાસે ભરતને રાજગાદી અને મને ૧૪ વરસ વનવાસ દેવાનું માગી લીધું છે. પિતા વચનથી બંધાઈ ગયેલા છે. હવે એ વચન સત્ય કરી આપવું એ મારૂં કર્તવ્ય છે તો તમે સુખેથી મને વનમાં જવાની આજ્ઞા આપશો "

પોતાના પ્રાણથી પણ પ્યારા નયનના તારા જેવા પુત્રને ગાદિ પર બેસવાને બદલે આજ વનમાં જવાનું થયું છે એ વાત સાંભળીને કૌશલ્યાનું હૃદય ચીરાઈ જવા લાગ્યું. ઓચીંતું માથાપર વજ્ર તૂટી પડયું હોય તેમ જણાયું. આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં અને આખું શરીર કંપવા લાગ્યું. મગજ બહેર મારી ગયું અને કંઇજ બોલી શકાયું નહિ. છેવટે મહા પ્રયત્ને મનને સ્થિર કરી તે વિચારવા લાગ્યાંઃ "ઓહો ! કયાં ગાદિએ બેસવાનું અને કયાં વનમાં જવાનું ! શી વિધાતાની ગતિ ! કેવું ધર્મ સંકટ ? ના કહું તો ધર્મ જાય છે, હા, એમ તો શી રીતે કહી શકાય ? રામ અને ભરતમાં મારે મનથી ભેદ નથી. શિર સાટે પણ ધર્મ

તો સાચવવો જ જોઇએ." આવા આવા અનેક વિચારોને અંતે ધીરજ ધરી તેમણે રામને કહ્યું: "હે પુત્ર! પિતાની આજ્ઞા પાળવી એ સૌ કરતાં શ્રેષ્ઠ ધર્મ છે. જાઓ, પુત્ર! સુખેથી કર્તવ્યનું પાલન કરો."

આ સમયે ઓચીંતા લક્ષ્મણ ત્યાં આવી પહોંચ્યા. તેમણે સઘળા સમાચાર જાણ્યા. તેમની રગેરગમાં કોપ વ્યાપી ગયો અને માતા કૌશલ્યાને ગર્જના કરી કહેવા લાગ્યા:—

"હે માતા! કૈકયી રાણીના કહેવાથી જ રામચંદ્ર વનમાં જાય તે મને તો ઠીક લાગતું નથી. એમ ધારો કે એ મહારાજાની આજ્ઞા છે તો રાજાને પણ શું માન આપવું? એમની તો 'સાઠે બુદ્ધિ નાઠી' છે. જો મહારાજાને જરાપણ સારાસારનો વિચાર હોત તો એક સ્ત્રીના વશમાં થઈ જઇને રામચંદ્રને વગર વાંકે વનવાસ જવાની આજ્ઞા આપત ખરા! એમ ધારો કે રામચંદ્રથી કાંઈ અપરાધ થયો હશે; પણ તે તો અસંભવિત જ છે. ગમે તેવો દુશ્મન પણ રામચંદ્રની સામે તો શું પણ પીઠ પાછળ પણ કોઈ અપરાધ બતાવી શકે તેમ નથી. કોઈપણ સ્વધર્મ સમજનાર પિતા પોતાના દેવ સમાન ભોળા, વિદ્વાન અને સર્વપ્રિય પુત્રને વનમાં જવાની કઠણ આજ્ઞા કરી શકે કે? આ ઉપરથી મને તો એમ જણાય છે કે મહારાજાનું મગજ ઠેકાણે નથી." પછી લક્ષ્મણે રામચંદ્રની સામે ફરીને કહ્યું:—"મોટાભાઇ! કોઇને ખબર ન પડે એવી રીતે ચાલો બધું રાજ્ય આપણે કબજે કરી લેઇએ. એમ વિચાર ન કરો કે રાજ્ય કેમ મળશે. હું ધનુષ્યબાણ લેઇને આપની રક્ષા કરીશ. કહો હવે આપને કોણ રોકી શકે એમ છે? એક બે મનુષ્ય કંઇ ગણત્રીમાં જ નથી; પરંતુ વખતે જો આખું અયોધ્યા નગર પણ આપની વિરૂદ્ધ થઈ જાય તો હું આજ બધાંને યમરાજાને ઘેર જ મોકલી દઉં. વળી જો ભરતના દાદા, મામા વગેરે આપણી સામે આવ્યા તો તેમને પણ જીવતા જવા નહિ દઉં. હવે આપ શાન્તિ છોડી દો. રાજ્યકારભારમાં શાન્તિ તે શા કામમાં આવે? એવી શાન્તિ

તપસ્વી બ્રાહ્મણને જ છાજે. આપણે તો ક્ષત્રિય છીએ. મહારાજાએ શો વિચાર કરીને કૈકયીના પુત્રને રાજ્ય આપવાનો વિચાર કર્યો છે? એક તો તમે મોટાં મહારાણી (પટરાણી) ના પુત્ર છો, બીજું આપ સૌથી મોટા છો, પછી બીજાને રાજ્ય આપવાનો પિતાજીને શો અધિકાર? હવે કોઈની મગદુર નથી કે મારા દેખતાં આપનું રાજ્ય ભરતને આપે. હે માતા! હું સાચેસાચું કહું છું કે રામચંદ્ર પર મને ઘણી જ સ્નેહભક્તિ છે-હું તમારી આગળ મારા પોતાના સોગન ખાઇને કહું છું કે જો રામચંદ્ર વનમાં જશે તો હું પણ તેમની સાથે જઇશ. જુઓ હું હમણાંજ તમારૂં દુઃખ દૂર કરૂં છું, રામચંદ્રને ગાદી પર બેસાડું છું અને પિતાજીને તેમનાં કરેલાં કર્મનાં ફળ ભોગવાવું છું."

લક્ષ્મણનાં આવાં ગુસ્સાભર્યા તેમજ વીરતાભર્યાં વેણ સાંભળી રામચંદ્ર બોલ્યા, કે "હે ભાઇ, તમારો વિચાર સારો નથી. તમે મારા પર ઘણો જ પ્રેમ રાખો છો તેમજ તમે પુરેપુરા શૂરવીર છો એ સર્વે હું બહુ જ સારી રીતે જાણું છું. તમે તમારાં કહેલાં વચન પુરાં કરી શકો છો તેમાં પણ જરાએ સંશય નથી; પરંતુ ધર્મ અને અધર્મનું તમને જ્ઞાન હોવા છતાં તમે આમ બોલો છો તે સારૂં નહિ. પિતાજીની આજ્ઞાનું પાલન કરવું એ આપણો ધર્મ છે અને એ ધર્મથી જરાપણ વિમુખ ન થવું જોઇએ. આપણામાં પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકવાની શી તાકાત છે? માટે તમે તમારા આવા ઉપરચોટીઆ વિચાર તજી દો."

લક્ષ્મણને ફરી ક્રોધ ચઢયો અને બૂમો પાડી બોલ્યાઃ "મોટાભાઈ! પિતાજીની આ આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં આપ અધર્મ માનો છો તે બીલકુલ ગેરવ્યાજબી છે. કૈકેયીની પોતાની જ મતલબ પાર પાડવા સારૂ વિના અપરાધે આપને વનવાસ મોકલવામાં આવે છે તે આપની જાણ બહાર થઈ ગયું કે શું? એવી આજ્ઞામાં શો ધર્મ રહેલો છે? એવા હડહડતા અન્યાયની વાત હું તો ના માનું. આપ પિતાજીની આજ્ઞા અનુ-

સાર રાજ્ય કરવા તૈયાર થયા હતા તેમજ તેમની જ આજ્ઞાથી વનમાં જવા તૈયાર થયા છો અને તે બધું ધર્માનુસાર માનો છો! એવા ધર્મને તો નવ ગજના નમસ્કાર! આ તો ધર્મનું ધતીંગ છે! આપના સિવાય અન્ય કોઈપણ માણસ એને ધર્મ કહિ નહિ કહે. વળી આપનું એમ ધારવું હોય કે આ સર્વ દૈવાનુસાર છે એટલે કે વિધાતાનું ફરમાન છે, અને તે મિથ્યા થઈ શકે જ નહિ, તો એવા દૈવ પર પણ મને જરાએ વિશ્વાસ નથી. દૈવ (નશીબ) એતો બીકણ બિલાડીયો જ માની શકે. શૂરવીર ક્ષત્રિય દૈવને આધીન નથી. ક્ષત્રિયો તો પોતાના પુરૂષ પ્રયત્નથી દૈવને હરાવી દે છે. દૈવ એવા બહાદુર પુરૂષોને ત્યાં પાણી ભરે છે. હમણાં જ હું નશીબ બળવાન છે કે પુરૂષાર્થ તે બતાવી દેઉં છું. જેવી રીતે મદોન્મત્ત હાથી પણ અંકુશ લગાડવાથી નરમ બની જાય છે તેવી જ રીતે હું હમણાંજ મારા પોતાના બળવાન પુરૂષાર્થથી નશીબને નમાવી દઉં છું હું મહારાજા દશરથ તથા રાણી કૈકેયી-ની બધી આશાઓ ઉપર પાણી ફેરવી વાળું છું. વળી હે મોટાભાઈ! રાજાઓ વૃદ્ધ અને અશક્ત થાય ત્યારે વનમાં જાય છે, નહિ કે આપની માફક ભરજુવાનીમાં. હજુ તો આપને ઘણાં વર્ષ રાજ્ય કરવાનું છે. ઘરડા થઈને જ્યારે આપ વનમાં પધારશો ત્યારે આપનો પુત્ર રાજા થશે. ભરત તથા ભરતના પુત્રનો રાજ્ય પર શો અધિકાર છે? આપ નિર્વિઘ્ને રાજ્ય કરો! હું તમારૂં રક્ષણ કરીશ. જો હું મારી ફરજમાં ચૂકું તો હું ક્ષત્રિય-પુત્ર નહિ! જુઓ, મારા હાથમાં ધરેલાં નથી; તે તો લડવા માટે તૈયાર છે. આ ધનુષ્ય કેવળ દેખાવ કે શોભા માટે નથી; તે તો દુશ્મનને ગભરાવવા માટે છે. આ તીર ભાથું ભરવાને માટે નથી; પણ શત્રુઓનાં કાળજાં કોરવા માટે છે. અને આ તરવાર કમરપટામાં બાંધવાની શોભા માટે નથી પણ વેરીનાં માથાં ઉડાડવા માટે છે. કોઈ પણ મનુષ્ય મારી સાથે વેર કરી જીવતો ન રહે. જ્યારે રણક્ષેત્રમાં મારી તરવારથી વેરીયોનાં માથે-માથાં કપાઈ જશે ત્યારે ત્યાં લોહીની નદીઓ વહેશે. આપ એમ

ના સમજશો કે હું આમ મોટા મોટા ગપાટા હાંકું છું. હું કરી બતાવવા તૈયાર છું. હું એકલો જ વેરીયોની સેનાનો સંહાર કરી નાંખું એવો છું. વધારે કહેવાની કાંઇ પણ જરૂર નથી. આજ મારા પુરૂષાર્થનો ખરો ઉપયોગ કૈકેયી રાણીની આશાઓ પર પાણી ફેરવવામાં તથા આપને રાજ્ય અપાવવામાં કરવાનો છે."

લક્ષ્મણનાં આવાં વચન સાંભળીને રામચંદ્રે ધીમેથી સમજાવીને કહ્યું કેઃ "તમે જે બધું કહો છો તે જરા પણ યોગ્ય નથી. શું તમે ધર્મશાસ્ત્રની એ સ્પષ્ટ આજ્ઞા ભુલી ગયા કે, "પુત્રનો સૌથી મોટો ધર્મ પિતાની આજ્ઞાનું પાલન કરવું એ છે?" માટે આપણે પિતાજીની આજ્ઞા શિરપર ચઢાવવી જોઇએ."

હવે તો લક્ષ્મણને પુરેપુરો વિશ્વાસ બેસી ગયો કે રામચંદ્ર જરૂર વનમાં જશે. કોટિ ઉપાયે પણ રોકાશે નહિ. એટલે તેમણે હાથ જોડીને પોતાને સાથે લેઈ જવાની વિનંતિ કરીઃ—

मोकहँ कहा कहव रघुनाथा,
रखिहहिं भवन कि लेहहिं साथा.
× × × ×

જવાબમાં—

बोले वचन राम नय-नागर,
शील सनेह—सरल सुखसागर.

दोहरो.

मातु-पिता गुरु स्वामि शिख, शिर धरि करहिं सुभाय;
लहेउ लाभ तिन जन्म के, नतरुजन्म जग जाय.

चोपाइ.

अस जिय जानि सुनहु शिख भाइ,
करौ पितु-मातु-पद सेवकाइ;
भवन भरत रिपुसूदन नाहीं,
राउ वृद्ध मम मन दुःखमांही.
मैं वन जाउं तुमहिं लै साथा,
होइहि सब विधि अवध अनाथा.

रहहु करहु सब कर परितोषू,
न तरु तात होइहि बड़ दोषू;
रहहु तात अस नीति विचारी,
सुनत लखन भये व्याकुल भारी.

दोहरो.

उत्तर न आवत प्रेम वस, गहे चरण अकुलाइ,
नाथ दास मैं स्वामि तुम, तजहु तो कहाँ बसाइ

चोपाइ.

गुरु पितु मातु न जानौं काहू,
कहौं सुभाय नाथ पतियाहू;-
जहँ लगि जगत सनेह सगाइ,
प्रीति प्रतीति निगम निज गाइ.
मोरे सबै एक तुम स्वामी,
दीनबन्धु उर अन्तर्यामी;
मन क्रम वचन चरण रत होइ,
कृपा सिन्धु परिहरिय कि सोइ.

ભાવાર્થઃ—રામચંદ્રે જવાબ આપ્યો કે તમે અહીં રહી માતા પિતા તથા ગુરુની સેવા કરીને ત્રણે લોકમાં કીર્ત્તિ પામો. હાલ ભરત અહીં નથી, અને પિતાજી વૃદ્ધ છે. જો તમને પણ હું સાથે લેઈ જાઉં તો અયોધ્યા સૂનું થઈ જાય-માટે તમે અહીંજ રહો.

આ સાંભળી લક્ષ્મણે ઘણા જ ગભરાઈ જઈને જવાબ આપ્યોઃ-મારા શિરછત્ર આપ છો ! હું આપના વગર રહી શકું તેમ નથી. મારે માતા-પિતા તથા ગુરુ પણ આપ જ છો. માટે તજી ન દો અને દયા કરીને મને સાથે લો.

હવે જ્યારે રામચંદ્રને જણાયું કે લક્ષ્મણની મારા ઉપર પરમ ભક્તિ છે અને તેથી મારો તે વિયોગ સહન નહીં કરી શકે, ત્યારે તેમની વિનંતિનો સ્વીકાર કરી કહ્યું કેઃ-

मांगहु विदा मातु समुजाइ,
आयहु बेगि चलहु बन भाइ.

અર્થઃ-તમે માતા સુમિત્રાની રજા લેઇને જલદી આવો એટલે આપણે વનમાં જઇએ.

આ વચનો સાંભળતાં જ લક્ષ્મણ ખુશી થતા થતા પોતાની માતા સુમિત્રા પાસે વિદાય માગવા ગયા. રામચંદ્ર પણ પોતાની માતા કૌશલ્યાને સમજાવી તથા દિલાસો આપી તેમની અનુમતિ તથા આશીર્વાદ લેઈ પોતાના મહેલમાં અસ્ત્રશસ્ત્ર લેવા આવ્યા.

---

## ચોખ્ખી હવા.

મનુષ્ય જીવનને માટે ખોરાક, પાણી અને હવા ખાસ જરૂરની વસ્તુ છે. આ સર્વમાં હવા ઘણીજ જરૂરની છે. ખોરાક વિના થોડા દિવસ ચાલી શકે, પાણી વિના પણ થોડા વખત જીવન ટકી શકે, પણ હવા વિના એક પળ પણ જીવી શકાતું નથી. દાખલા તરીકે આપણું નાક જો કોઇ દાબે તો તરત ગભરામણ થાય છે અને મોં વાટે શ્વાસ લેવાની જરૂર પડે છે. જો મોંઢુ અને નાક બંધ કરવામાં આવે તો ટુંક સમયમાં મૃત્યુ થાય છે. આટલા માટેજ મનુષ્યજીવનને હવા ઘણીજ ઉપયોગી વસ્તુ છે.

હવા બે જાતની હોય છે. એક સારી અને બીજી ગંદકી વાળી. ખરાબ સાફ હવાને અંગ્રેજીમાં 'ઑક્સીજન' અને ખારબ હવાને "કાર્બોનિક એસિડગેસ" કહેવામાં આવે છે. આપણે જે હવા ફેફસામાં અંદર લઇએ છે તે 'ઑક્સીજન' અગર ચોખ્ખી હવા, અને બ્હાર કાઢીએ તે ગંદકીવાળી ખરાબ હવા અથવા કાર્બોનિક એસિડગેસ. શ્વાસ લેવાની હવા સાફ રહે તે માટે આપણી આસપાસ કોઈ પણ જાતની ગંદકી હોવી ન જોઈએ. જે પ્રમાણે એક છોકરો સારી સંગતથી સારા વિચાર

વાળો અને ખરાબ સંગતથી ખરાબ વિચારવાળો થાય છે. તેજ પ્રમાણે હવાનું પણ સમજવું. ખરાબ હવા આપણાં નાકને પણ ઠીક લાગતી નથી. આપણી આસપાસની હવા સાફ રહે તે માટે ખાસ ધ્યાન આપવું.

ગામડાની હવા શહેરોથી સરસ હોય છે. શહેરોમાં વસ્તી ગીચોગીચ હોય છે એટલે તેમને ખુલ્લી જગ્યામાં રહેવાનું સુખ મળતું નથી. ગામડામાં રહેનારા ખુલ્લી હવામાંજ રહે છે, અને કામ કરે છે. ગામડાનાં રહેનારાં શહેરીઓથી વિશેષ તંદુરસ્ત હોય છે ચોખ્ખી હવા મળે તે માટે શ્રીમંતો પોતાના બંગલા ગામ બ્હાર બંધાવે છે, અને બંગલાની આસપાસ જાતજાતનાં ફૂલો અને ફળનાં ઝાડ ઉગાડે છે. મનુષ્યનો ખોરાક સારી હવા છે અને ઝાડનો ખોરાક ખરાબ હવા છે. આપણા દેશમાં **નૈની-તાલ, મસુરી, સિમલા,** ઉટાકામંડ વગેરે અનેક હવા ખાવાનાં પહાડી સ્થળો છે. ત્યાંની ખુલ્લી હવાના સેવનથી માંદા માણસ પણ સારા થાય છે.

દુનિઆમાં દરેક વસ્તુ માટે પૈસાની ખાસ જરૂર છે. અન્ન, ઘી, દુધ, ફળ વગેરે પદાર્થો પૈસા વિના મળી શકતા નથી. ઇશ્વરે આપેલી બક્ષિસ હવા, એક એવી ચીજ છે કે જેને માટે એક પાઈની પણ જરૂર પડતી નથી. જે વસ્તુને માટે આપણને કાંઈપણ આપવું પડતું નથી તેનો આપણે યોગ્ય લાભ લેવોજ જોઇએ.

ચોખ્ખી હવાના સેવન માટે સવાર સાંજ માઇલ બે માઇલ ચાલવું જોઇએ. ચાલવાથી શરીર નિરોગી રહે છે, ભૂખ સારી લાગે છે, અને બુદ્ધિબળમાં પણ વધારો થાય છે.

ડૉ **મોહનલાલ જગન્નાથ પાઠક.**

---




મનુ અને ભાનુ બન્ને, એકજ નિશાળમાં ભણવા જતા હતા. બન્ને સાથેજ ફરવા જતા, સાથેજ રમતા અને સાથેજ રહી મઝા કરતા.

એક દિવસ તેઓ બન્ને નદી તરફ જતા હતા, તેવામાં પાસેના મેદાનમાં રમતા છોકરાઓમાંથી એક છોકરાને સખત વાગ્યું; તે છોકરાના માથામાંથી લોહીનાં ટીપાં પડવા માંડયાં. અચાનક મનુની નજર તે છોકરા તરફ ગઈ.

તેની આવી દશા જોતાંજ તેણે ભાનુને તે જણાવ્યું. તરતજ બન્ને તે બાજુ દોડી ગયા. મનુએ પોતાની પાસેનો કિંમતી રૂમાલ પાટાને બદલે તે છોકરાને માથે સાવચેતીથી વીંટાળ્યો. ભાનુએ તેની આંખો દાબી. એટલામાં એક ગાડું તે માર્ગ પાસે આવી પહોંચ્યું. ગાડાવાળાને વિનતી કરી તેઓએ તે છોકરાને તેમાં સુવાડયો, અને તેની સાથે જઈ તેને ઘેર લઇ ગયા, ને તેના પિતાને સોંપ્યો. તે છોકરાના બાપે તથા ગામના લોકોએ મનુ ભાનુને શાબાશી આપી. મનુ અને ભાનુ વળી પાછા ખેતરોમાં સહેલ કરવા ઉપડી ગયા. બાળકો ! જુઓ, મનુ ને ભાનુ કેવા પરોપકારી હતા. આપણે બધા એવા પરોપકારી થઇએ ત્યારેજ સારા કહેવાઇએ અને આપણને બધા શાબાશી આપે. કેમ હવે તમને પરોપકારી બની સારા થવું ગમે છે કે નહિં ?

જ્યોતિ.

"સ્ત્રીબોધ"નો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૪ થું. ] સપ્ટેમ્બર ૧૯૨૩. [ અંક ૯ મો.

## સોનેરી શીખામણો.

### આરોગ્ય.

"પહેલું સુખ તે જાતે નર્યા."
ડાહ્યાં છોકરાં પોતાની તંદુરસ્તી જાળવે છે.
શરીર બગડે તો મોટાં કહે તે ઉપાય કરે છે.
બાળકો નિરોગી હોય તો દેશ આબાદાન થાય.

માટે તમે નિશ્ચય કરો કેઃ—

(૧) હું મારાં કપડાં, શરીર, અને મન ચોખ્ખાં રાખીશ.
(૨) નુકશાનકારક ટેવો હું પડવા દઈશ નહિ.
(૩) સારી ટેવો પાડીશ, અને તે ચાલુ રાખીશ.
(૪) નિરોગી અને માફકસર ખોરાક લઈશ.
(૫) દરરોજ ચોખ્ખી હવા લઈશ.
(૬) હંમેશાં કસરત કરીશ.

# "મારી માડી! કામો કરવાને બહુ મન છે."

[ લેખકઃ-રા લીલુભાઇ ચુનીલાલ મઝમુન્દાર. ]

મારી માડી ! કામો કરવાને બહુ મન છે;
બહુ મન છે, મને બહુ મન છે. મારી માડી !

નાની સરખી ડોલ મળે તો, પાણી ભરી નાંખું;
સાવરણી જો આપે તું તો, ઘરમાં ચોકખું રાખું. મારી માડી !

"કપડાં પ્હેરો નીત ધોઇને," બાપુ મારા કહે છે;
ધોવા દેને, ઉજળાં રહેશે, લોકો ડાહ્યો કહેશે. મારી માડી !

હું પ્હેરું તેમ ખીંટી રાખે, કપડાં મારાં મેલું;
ઘડી ઘડી ના કહેવા આવું, આ મૂકી–લે પેલું. મારી માડી !

નાનું સરખું મેજ મળે તો, ખુરશી બેસી વાંચું;
હું મારો ગવાળો રાખું, ખુશી થઇને નાચું. મારી માડી !

મનમાં મારા જાણે થાતું, હું રાંધું તું જુએ;
તને જમાડી હું જમું તો, મળે નીરાંત બહુએ. મારી માડી !

---

આ ગીત કીંડરગાર્ટનની ઢબ ઉપર છે. એમાં લખેલાં સાહિત્ય બાળાઓને આપાવી, અભિનય સાથે તે ગવડાવી શકાશે.

અધિપતિ.

# સિંહાસન બત્રીસીની વાર્તાઓ.

## વાર્તા ૬ ઠ્ઠી–હજામની વાર્તા.

ભોજરાજા એક દિવસ સારૂં મુહૂર્ત જોઈને સિંહાસન ઉપર બેસવા ગયા, એટલે શ્યામા નામની પુતળીએ તેમને અટકાવ્યો. અને કહ્યું કે, હજી તમે વિક્રમરાજા જેવાં પરોપકારી કામ કર્યાં નથી. પછી ભોજના પુછવાથી તેણે વિક્રમરાજાના પરાક્રમની એક વાત કહેવા માંડીઃ—

એક વાર ઉજ્જન નગરીમાં એક સિદ્ધ આવ્યો. તેનું નામ માણેકનાથ હતું. તે એક વાર રાજસભામાં જઈ ચઢયો. તેને જોઇને વિક્રમરાજા સિંહાસન પરથી ઉતરીને પગે લાગ્યા, અને તેની બહુ જ પરોણાગત કરી. સ્વામીનું મન રીઝયું અને રાજાને ઘેર તે સાત દિવસ રહ્યા.

છેલ્લે દિવસે માણેકનાથ અને વિક્રમરાજા એક ખંડમાં બેઠા હતા. હજામ તેમના પગ ચાંપતો હતો. તે વખતે સ્વામીજીએ જઈને રાજાને કહ્યું કે તેં મારી સેવા બહુ સારી કરી છે માટે તારે જે જોઈએ તે મારી પાસે માગી લે. રાજાએ કહ્યું કે મારે કોઇ જાતની ઉણપ નથી. તોપણ સ્વામીજીએ કહ્યું કે આ હજામને બહાર બેસાડો એટલે હું તમને મારી પ્રસાદી આપું. પછી તેમણે રાજાને "પરકાયા પ્રવેશ" એટલે બીજાના શરીરમાં પેસવાનો મંત્ર શિખવ્યો. હજામને બહાર કાઢી મુકયો તેથી તેના મનમાં બહુ દુઃખ થયું. એના મનમાં તો એમ આવ્યું કે સ્વામીજીએ રાજાને શું યે આપી દીધું હશે. એ તો ઘેર ગયો અને ત્યાં ખાયે નહિ ને પીયે પણ નહિ. અડધી રાત થઈ ત્યારે તો તે પોકેપોક મુકીને રડવા લાગ્યો. રાજાને કાને એ સ્વર ગયો, એટલે તે ગુપચુપ તપાસ કરવા ગયો.

ત્યાં હજામ પોતાની બૈરીને કહેતો હતો કે આપણો રાજા બહુ જ સ્વાર્થી છે. સ્વામીજીએ મને કાઢી મૂકીને એમને કોણ જાણે શું યે આપ્યું હશે; પણ મને તો રાજાજીએ એમાંનું કંઇએ આપ્યું નહિ. હવે તો હું ખાધાપીધા વગર મારો જીવ કાઢીને રાજાને માથે તેનું પાપ નાખીશ. રાજાને આ સાંભળીને બહુ શોક થયો અને તે તરત તો પાછા મહેલે ચાલી ગયા.

બીજે દિવસે સવારે રાજાએ હજામને બોલાવ્યો, અને કહ્યું કે સ્વામીજીએ મને જે કાંઇક આપ્યું છે તેથી તું અદેખાઈ કરે છે, પણ તે તારા કામનું નથી. હું તને તેના બદલામાં બહુ પૈસા આપીશ, પણ તું તારા મનનો શોક કાઢી નાંખ. હજામ તો કહે કે હું પૈસાને શું કરૂં? તમને સ્વામીજીએ જે આપ્યું હોય તેજ મને આપો તો હું જીવીશ. ત્યારે વિક્રમરાજાએ કહ્યું કે એમણે તો મને બીજાના શરીરમાં પેસી જવાનો મંત્ર આપ્યો છે. એ મંત્રને તું શું કરીશ? પણ હજામે તો હઠ જ કરી. તેથી છેવટે વિક્રમરાજાએ હજામને તે મંત્ર શિખવ્યો એટલે હજામ બહુ હરખાયો.

પછી એક દિવસ વિક્રમરાજા શિકાર કરવા ગયો. ત્યાં દશ મૃગલાં નાઠાં. રાજા તેમની પાછળ પડયો. તેમાંનો એક મૃગ બાંડો હતો. તેની પાછળ રાજા બહુ દૂર નીકળી પડયો. રાજાનું લશ્કર તો પાછું ફરી ગયું. બહુ દૂર ગયા પછી પેલો બાંડો મૃગ થાકી ગયો અને રાજાએ તેનો જીવ લીધો. આસપાસ નજર કરતાં રાજાએ કોઈ માણસ દીઠું નહિ. રાજાને વિચાર આવ્યો કે લાવ હું ગુરૂજીની વિદ્યા અજમાવી જોઉં. એમ વિચારી તે પોતાના શરીરમાંથી નીકળી મૃગના શરીરમાં પેઠો.

પેલો હજામ ઘેરથીજ રાજાજીની પાછળ નીકળ્યો હતો. રાજાજી મૃગની પાછળ પડયા ત્યારે પણ તે સંતાતો સંતાતો



પ્રધાન . પોપટને લઈને રાણી પાસે ગયા.

[પાનું ૨૦૦.

તેણે વિચાર કર્યો કે જો હું આ મૃગને મારી નાંખું તો નિરાંતે રાજાનું રાજ ભોગવું. એમ ધારી તેણે પેલા મૃગને ખડગ માર્યું. મૃગના શરીરમાંનો રાજા બધી વાત સમજી ગયો ને જીવ લઈને નાઠો. એટલે રાજાના શરીરમાંના હજામભાઈ પાછા પોતાના નગરમાં આવ્યા, અને પોતે રાજાના મહેલમાંજ સીધાવ્યા હવે તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે સેનાપતિને હુકમ કર્યો કે જે માણસ બાંડા મૃગને મારી લાવે તેને મોટું ઈનામ આપવું.

પછી રાજાસાહેબ રાણીને મહેલ જવા નીકળ્યા. દાસીઓએ રાણીજીને અગાઉથી ખબર કરી. એટલે રાણીજીએ રાજાજીને માટે બધી તૈયારી કરી મૂકી. પોતે તો ચકમાં હતાં, પણ મુખ્ય દાસીઓ રાજાજીને વધાવવા આગળ ઉભી હતી. રાજાજી આવ્યા. બધી સામગ્રી જોઇને ખુશ થયા. પછી, રાણીજીની મુખ્ય દાસી પડદામાંથી બહાર આવી. રાજા બનેલા હજામભાઈ તો કોઇને ઓળખતા જ નહોતા. તેના મનમાં થયું કે આજ રાણી છે. એમ ધારી એણે તો તેનો હાથ ઝાલ્યો. મુખ્ય દાસી તો ઝાંખી પડી ગઈ. પડદામાંથી રાણીએ પણ આ દેખાવ જોયો. એના મનમાં થયું કે રાજાને આ શું ચેટક લાગ્યું છે? રૂપ અને કાયા તો રાજાનાંજ છે એટલે એમાં કંઈ સંદેહ નથી. છતાંએ તેણે વિચાર કર્યો કે એની પરીક્ષા કરવી જોઇએ. રાજાજી અંદર આવ્યા એટલે તેણે ખાનગી વાતો સંબંધી કેટલાએક સવાલો પૂછયા. પણ હજામ બિચારો એના જવાબ શી રીતે આપે? એ તો હસીને રાણીના મ્હોં સામું જ જોયા કરે. એટલે રાણીએ નક્કી કર્યું કે અત્યારે તો રાજાને નજરબંધીમાં રાખવા જોઈએ. સવારે પ્રધાનજી આવશે ત્યારે વધારે વિચાર કરીશું.

બીજે દિવસે સવારમાં રાણીએ પ્રધાનને બોલાવ્યો. રાણીએ તેને કહ્યું કે શરીર જોતાં તો મહારાજ જ લાગે છે, પણ લક્ષણે કાંઈ જુદું જણાય છે. પછી પ્રધાનજીના દેખતાં રાણીએ રાજાને કેટલાએક ઉખાણા પૂછયા. વિક્રમ જેવો બુદ્ધિવાન હોય તો આ

ઉખાણુાના જવાબ જલદી આપે, પણ આ હજામભાઈ તો એકે જવાબ આપી શકયા નહિ. તેથી પ્રધાને અને રાણીએ નક્કી કર્યું કે આમાં જરૂર કાંઈક ગોટાળા જેવું લાગે છે, માટે હમણાં આ રાજાજીને મહેલમાંજ નજરબંધ રાખવા અને લોકોને તેની ખબર પડવા દેવી નહિ.

ઉપલા બનાવને એક પખવાડીયું વહી ગયું છે. હજામ મહેલમાં કેદ પડેલો છે, અને મૃગ જંગલમાં ફરે છે. તેવામાં ત્યાં એક બનાવ બન્યો. એક પોપટ અને પોપટી એ જંગલમાં હતાં. એટલામાં એક મોટો બાજ આવ્યો. તેણે આમના ઉપર ઝડપ મારી તેમાં પોપટી પકડાઈ ગઈ, અને પોપટ એકલો રહી ગયો. આમ એકલો પડવાથી પોપટ તરફડીને મરી ગયો. ત્યાં આગળ પેલો બાંડો મૃગ આવી પહોંચ્યો. તેણે વિચાર કર્યો કે મૃગના અવતાર કરતાં પોપટનો અવતાર સારો. કારણ કે તેથી ઉડીને વગર બીકે ઉજ્જનમાં જઇ શકાય અને વળી બોલી પણ શકાય. આમ વિચારી વિક્રમરાજાએ મૃગનો દેહ તજીને પોપટમાં પ્રવેશ કર્યો. પછી તે ઉડતો ઉડતો ઉજ્જન ગયો, અને પ્રધાનજીને મળ્યો. એકાંત જોઇને તેણે પ્રધાનજીને બધી વાત કરી અને કહ્યું કે હું જ વિક્રમરાજા છું. તમારે જે ખાત્રી જોઇતી હોય તે મારી પાસેથી કરીલો, અને જો તમને ખાત્રી થાય તો રાણીજીને આ વાત કરો. પ્રધાનજીને તો પુરી ખાત્રી થઈ ગઈ. એટલે તે પોપટને લઈને રાણી પાસે ગયા. રાણીને પણ પુરેપુરી ખાત્રી થઇ કે પોપટ તે રાજાજી છે ને પેલો તે હજામ છે.

પછી રાણીએ પણ પોપટને છાતી સરસો ચાંપ્યો, અને કહ્યું કે મને તો પહેલે જ દિવસથી ખાત્રી થઇ હતી કે તે રાજાજી નહોય, અને તેથી મેં એને નજરબંધીમાં રાખ્યો છે. પછી તેણે પોપટને પૂછયું કે હવે કરવું શું ? ત્યારે પોપટે કહ્યું કે એને કોઈ પણ રીતે નાખુશ કરશો નહિ. જો તેમ થશે તો એ જક ઉપર ચઢશે. માટે તમે પહેલાં એની તરફ બહુ માયા બતાવીને એને રીઝવો. એટલે એ બહુ ફુલાશે. પછી એને ધીમે

રહીને કહો કે તમે વિક્રમ રાજા જેવા તો બધી રીતે લાગો છો, પણ અમને કંઈક શક રહે છે, માટે જો તમે પરકાયા પ્રવેશ કરીને અમને બતાવો તો અમારી પુરેપુરી ખાત્રી થાય. તમે આમ કહેશો એટલે એ જરૂર જ તે વાત કબુલ કરશે. તે બીજી કાયામાં પ્રવેશ કરશે કે તરત જ હું મારી કાયામાં પ્રવેશ કરી લઈશ.

આ વાત બધાંના ધ્યાનમાં ઉતરી. તેવામાં ઘરમાં એક ઘરડો ઘેટો હતો તેને સાપ કરડયો. એટલે રાણીએ તેનું શરીર મહેલમાં મંગાવ્યું, અને પછી પેલા હજામને પોપટની શિખામણ પ્રમાણે, બધી વાત કરી. હજામભાઇ તો ફુલાઇ ગયા, અને બોલ્યા કે ઓહો ! એમાં તે શું ? હું તમને હમણાંજ આ ઘેટાની કાયામાં પ્રવેશ કરીને, બધી ખાત્રી કરી આપું. એમ કહીને તે ઘેટાની કાયામાં પેઠો. પેલા પોપટને તે ઓરડામાં સંતાડેલો જ હતો, તે તરતજ રાજાની કાયામાં પેઠો. આ પ્રમાણે રાજા રાજા થયો અને હજામ ઘેટો બન્યો.

પોપટ ફીટી રાજા થયો, નાપીક તો ઘેટામાં ગયો;
અનેક પ્રમાણે કીધાં કર્મ, આખર સત્ય રહે છે ધર્મ.
જઈએ જો અરણુવ પેલાટ, આખર કરતે તો લેલાટ;
કપટે અર્થ ન આવે રેખ, થાય વિધાતા લખીઆ લેખ.

હવે આ વાત તો આટલેથી રહી, અને બીજી એક કૌતક જેવી વાત બની. પશ્ચિમ દેશમાં એક બ્રાહ્મણ, તેની વહુ અને એક દિકરો એમ ત્રણ જણ રહેતાં હતાં. એ ત્રણે હરિનાં દાસ હતાં. તેમની પાસે કઇ ધન નહોતું; પણ છોકરાનો વિવાહ કરેલો હતો. છોકરો ઉમ્મર લાયક થયો, એટલે કન્યાના બાપે લગ્ન કરવા દાબણ કર્યું. લગ્ન કરવાના પૈસા બ્રાહ્મણ પાસે નહોતા; પણ જો ના કહે તો વિવાહ ફોક થઇ જાય. તેથી તેમણે લગ્નનો દિવસ ઠરાવ્યો. મનમાં વિચાર કર્યો કે વિક્રમરાજા બહુ પરોપકારી કહેવાય છે તેની પાસે જઇને પૈસાની માગણી કરીએ. પછી ત્રણે જણાં ઉજ્જન આવવા નીકળ્યાં. રસ્તામાં તેઓ ભુલાં પડયાં,

અને એક જંગલમાં જઈ ચઢયાં. ત્યાં એક વાઘ આવ્યો, અને તેણે બ્રાહ્મણના છોકરા ઉપર છલંગ મારી એટલે બ્રાહ્મણ અને બ્રાહ્મણી કલ્પાંત કરીને વચમાં પડયાં. બ્રાહ્મણ બોલ્યો, ભાઈ મને ઘરડાને તું પહેલો ખા. બ્રાહ્મણી કહે કે વાઘ તો ક્ષત્રીનું રૂપ કહેવાય તે બ્રાહ્મણના પ્રાણ કેમ લે ? આ સાંભળી ચેલો વાઘ તો છોકરાને પડતો મુકીને જતો રહ્યો, પણ છોકરો તો ગભરાટથીજ મરી ગયો. બ્રાહ્મણીએ બહુ કલ્પાંત કર્યું. પણઃ—

જ્ઞાન વિચાર્યું પંડિતે, રૂદન કરે શું થાય;
પૃથ્વીપર પેદા થયું, તે તો નિશ્ચે જાય.

છપ્પો.

કોઈ કહે કરડયો નાગ, કોઇ કહે ઝડપી ઝાલ્યો;
કોઇ કહે હરણે હણ્યો, કોઈ કહે હડકવા હાલ્યો.
કોઇ કહે અગ્નિમાં બળ્યો, કોઇ કહે વંતર હુઓ;
શામળ કહે વાત કહેવાતણી, જેમ તેમ મોતે મુઓ.

એવું જ્ઞાન સ્રીને સમજાવીને એને શાંત કરી. પછી એક ઝોળીમાં છોકરાનું શરીર ઉપાડી લઇને, તેઓ ક્ષીપ્રા નદીને કીનારે આવ્યાં. લોકોને પુછતા ખબર પડી કે આ ઉજ્જન નગરી છે. એટલે બ્રાહ્મણે સ્રીને કહ્યું કે તું અહિં બેસજે, હું રાજાજી પાસે જઇને ચિતા માટે લાકડાંની માંગણી કરી આવું. પછી આપણે બધાએ અહિંઆ જ બળીશું. કારણ કે તેમ કરવાથી શિવનાં દર્શન થશે.

એમ કહી તે બ્રાહ્મણ વિક્રમરાજાની સભામાં ગયો. વિક્રમ રાજાએ બહુ માનથી તેમને બોલાવ્યા અને પુછયું કે તમારી આંખમાં આંસુ કેમ છે ? તમને જે દુઃખ હોય તે મને કહો. ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે, મને ત્રણ ગાડાં લાકડાં અપાવો, અને મને જરાએ ખોટી ન કરો. ત્યારે રાજાએ પુછયું કે, એવાં તે શાં હવન હોમ કરો છો, કે તમને ત્રણ ગાડાં લાકડાંનો ખપ પડયો? બ્રાહ્મણે કહ્યું કે એ બધું મારી પેરીને પુછજો. એમ કહીને

વિક્રમરાજાએ અપાવેલાં ત્રણ ગાડાં લઇને તે ચાલ્યો ગયો. થોડીવાર પછી, વિક્રમરાજા પણ છડીસ્વારીએ ક્ષીપ્રાને કીનારે ગયો, અને જ્યાં પેલો બ્રાહ્મણ ચિતા તૈયાર કરતો હતો ત્યાં ગયો. તેણે બ્રાહ્મણની બૈરીને પુછયું, કે મને બધી હકીકત કહો. ત્યારે તે બ્રાહ્મણીએ બધી વાત રાજાને કહી, અને છેવટે કહ્યું કે આપે અમારૂં વચન રાખીને અમને લાકડાં અપાવ્યાં તેથી તમારી મોટી મહેરબાની થઈ છે. હવે તો આપ પાછા પધારો. અમે અમારૂં કરમ ભોગવી લઇશું.

તે બ્રાહ્મણ અને બ્રાહ્મણીનાં કલ્પાંત સાંભળી આસપાસના બધા લોકોને રડવું આવ્યું. વિક્રમરાજાને વિચાર આવ્યો કે મારા દેખતાં બે જણા જીવતાં બળે તે મારાથી કેમ ખમાય ? જો મારી વિનંતિથી આ બે જણા પાછા ફરે તો ઠીક. નહિ તો હું પણ એમની સાથેજ બળીશ. એમ કહી તેણે બ્રાહ્મણીને સમજાવવા માંડયું કે:—

આવ્યું જાવા કારણે, મૃત્યુ પામ્યો બાળ;
તમો બન્ને રહો જીવતાં, આવો મારે દ્વાર.
મુઆ ન થાએ જીવતાં, જે નવ ખડેરી જોડ;
લખી ગયો કીરતાર કો, માથે મોટી ખોડ.

ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે હે રાજાજી, તમે શું કરવા દુઃખી થાવ છો ? તમે તમારે મહેલ જાવ. જો તમે અમને અટકાવશો તો અમે બીજે ગામ જઈને બળીશું. ત્યારે રાજાએ કહ્યું કે સાપ કરડયો હોય, કે ઝેરથી મુઓ હોય, અથવા તો અકસ્માતથી મર્યો હોય તે માણસને એકદમ બાળવો નહિ. જો તમે તમારા છોકરાને હમણાં બાળશો તો તમને હત્યા બેસશે. તમે બધા એ છોકરાના દેહને લઇને આજની રાત મ્હારે ઘેર રહો. પ્રભુની મરજી હશે તો ઇલાજ કરવાથી છોકરો જીવતો થશે. નહિ તો કાલે સ્હવારે તમને ગમે તેમ કરજો આ વાત બ્રાહ્મણના મનમાં વસી, અને તેઓ સૌ વિક્રમરાજાને ઘેર ગયા.

રાત પડી ગઇ ત્યારે વિક્રમરાજા વૈતાળને લઇને સ્મશાનમાં ગયા. ત્યાં હરસિદ્ધ માતાની બહુ પ્રાર્થના કરીને માતાજીને કહ્યું

કે કોઈ પણ રીતે આ બ્રાહ્મણના છોકરાને જીવતો કરો, નહિ તો મારે પણ સ્હવારે બળી મરવું પડશે. માટે મને કંઇક રસ્તો બતાવો ને મારી લાજ રાખો. ત્યારે હરસિદ્ધમાતા પ્રસન્ન થયાં અને રાજાને કહ્યું કે મરેલું તો જીવતું થાય નહિ, પણ હું તને એક રસ્તો બતાવું. તારે ઘેર પેલો ઘેટો છે, તેમાં હજામનો જીવ છે. તેને વાચા નથી, પણ તેને બધું જ્ઞાન છે. તેમજ પરકાયા પ્રવેશનો મંત્ર હજી તેને આવડે છે. માટે તું જઇને એને ઘેટાનો દેહ તજીને બ્રાહ્મણના શરીરમાં જવાનું કહે, એટલે બ્રાહ્મણનો છોકરો જીવતો થશે ને ત્હારી આબરૂ બહુ વધશે આ સાંભળીને, રાજા આનંદ પામ્યો ને ઘેર જઈ ઘેટાને કહ્યું કે તારો છુટકો કરૂં. થોડીવાર તો હજામભાઇએ જક કરી; પણ પછી મંત્રના બળથી બ્રાહ્મણના શરીરમાં દાખલ થયા. એટલે પેલો બ્રાહ્મણનો છોકરો આળસ મરડીને બેઠો થયો. ખરી વાત તો રાજા અને તે હજામ શિવાય કોઈ જાણતું નથી. પરંતુ રાજાએ આ હજામ તરફ કાંઈ પણ વેરભાવ રાખ્યો નહિ. વળી એ બ્રાહ્મણના પુત્રને પોતાની દીકરી પરણાવીને ઘણું ધન આપ્યું. બ્રાહ્મણ પોતાને દેશ ગયો અને ત્યાં જઇને, લીધેલા મુહૂર્તે પેલી બીજી કન્યા સાથે પણ પુત્રનાં લગ્ન કર્યાં. આ રીતે બ્રાહ્મણના પુણ્ય હશે તેથી તે મોટા દુઃખમાંથી બચી ગયો અને સુખ મળ્યું. માટે સર્વ કોઇએ પુણ્ય કરવું જોઇએ.

પુણ્યે ગ્રહ પીડા નવ કરે, પુણ્યથી દુશ્મન પાછો ફરે;
પુણ્યે પેઢી ઈકોતેર તરે, પુણ્યે કીર્તિ વિસ્તરે.
પુણ્યથી નહિ રાજાનો દંડ, પુણ્યથી હારે હરામી ફંદ;
પુણ્યે ચેટક લાગે નહિ અંગ, પુણ્યે સાંપડે રૂડો સંગ.
પુણ્યે પુત્ર, પુણ્યે પરિવાર, પુણ્યે હોય સકુળની નાર;

* * * *

પુણ્યે રાજસભા સનમાન, આ લોકે પરલોકે માન;
તે સારૂ કરજો સહુ પુણ્ય, તેથી રૂડું નથી કાંઈ નુન્ય.

આટલી વાત કહીને પુતળી બોલી કે વિક્રમરાજાના જેવાં પુણ્ય કરશો તો સિંહાસનપર બેસી શકશો. એમ કહીને તે ઉડી ગઈ.

# ઇશ્વર જે કરે તે સારાને માટે.

એક રાજાના પ્રધાનને વાતે વાતે 'ઇશ્વર જે કરે તે સારાને માટે' એમ બોલવાની ટેવ હતી. એક વખત દૈવયોગે રાજાની આંગળી પાકી. હકીમ અને ડાકટરોએ અનેક ઉપાયો કર્યા છતાં આરામ ન થયો. આખરે એક મોટા ડાકટરે આંગળી કાપવાની સલાહ આપી.

કાપવાની વાત સાંભળી રાજા ઘણો જ ગભરાઈ ગયો. તેણે પ્રધાનને સલાહ પૂછી કે "હવે શું કરવું ?" પ્રધાને કહ્યું, "આંગળી કપાવી નાંખો. ઇશ્વર જે કરે તે સારાને માટે."

રાજા પ્રધાનના આ શબ્દો સાંભળી ઘણો જ ગુસ્સે થયો. તેણે કહ્યું, "મને દુઃખ આપે એ શું ઇશ્વર સારાને માટે આપે છે ? જો ઇશ્વર જે કરે તે સારાને માટે જ કરતો હોય તો તે માટે હું તને કેદખાનામાં પુરૂં છું. ગરીબ બિચારા પ્રધાનને કેદ કરવામાં આવ્યો. રાજાની આંગળી કાપવામાં આવી અને આરામ થયો.

એક દિવસ રાજા એકલો શિકાર કરવા જંગલમાં ગયો. સાંજે પાછા ફરતાં અંધારૂં થઈ ગયું. રસ્તામાં કેટલાક લુટારૂઓએ રાજાને પકડયો. તેઓને દેવીને ભોગ આપવા એક માણસની જરૂર હતી, એટલે રાજાને દેવીના મંદિરમાં લઇ ગયા. ત્યાં રાજાનાં સર્વ કપડાં ઉતારવામાં આવ્યાં ભુવાએ શરીરના પ્રત્યેક અવયવનું બારીક અવલોકન કર્યું તો આંગળી કાપેલી જણાઇ. ખોડવાળા મનુષ્યનો ભોગ માતાને આપી શકાતો ન હોવાથી રાજાને છોડી દેવામાં આવ્યો. આ વખતે રાજાને પ્રધાનની કહેવત યાદ આવી.

રાજા ત્યાંથી નીકળી સીધો જ કેદખાનામાં ગયો. પ્રધાનને છૂટો કરી પોતાને વિતેલી વાત કહી સંભળાવી. પ્રધાને કહ્યું, "ઇશ્વર જે કરે તે સારાને માટે, કારણ કે આપે મને જો કેદ-

પાસે આવ્યા ન હતા ત્યારે આ મને ત્રણ રૂપીઆ આપતો હતો ને તમે મને એક રૂપીઓ કેમ આપો છો તેનો હિસાબ સમજાવો.

મોલવી—રોટલામાં તમારા અને એના કેટલા રોટલા હતા?

બીજો—મારા ત્રણ અને એના પાંચ.

મોલવી—બધા રોટલાના તમે ત્રણ સરખા ભાગ કરી ત્રણ સરખે હિસ્સે વહેંચ્યા હતા ?

બીજો—હા.

મોલવી—એક રોટલાના ત્રણ સરખા કકડા કરતાં ત્રણ રોટલાના કેટલા કકડા થાય ? ને તમારે ભાગે કેટલા કકડા આવ્યા હતા ?

બીજો—ત્રણ રોટલાના બધા મળીને નવ કકડા થયા ને મારે ભાગે આઠ આવ્યા હતા. બધા રોટલાના ચોવીસ કકડા થયા હતા.

મોલવી—એ રીતે ગણતાં પાંચ રોટલાના કેટલા કકડા થયા ?

બીજો—પાંચ રોટલાના પંદર સરખા કકડા થયા.

મોલવી—તમારા ત્રણ રોટલાના કકડામાંથી તમારા ભાગના આઠ જતાં બાકી કેટલા કકડા રહ્યા ને તેના પાંચ રોટલાના કકડામાંથી તેના ભાગ આઠ જતાં બાકી કેટલા કકડા રહ્યા ?

બીજો—મારા રોટલામાંથી એક કકડો વધ્યો ને તેનામાંથી સાત વધ્યા, આમ આઠ કકડા થયા તે સ્વારે ખાધા ને આઠ રૂપીઆ આપ્યા.

મોલવી—આઠ કકડાના આઠ રૂપીઆ, માટે એક કકડાનો એક રૂપીઓ થયો. હવે તમારો એક કકડો સ્વારે ખાધો માટે તેનો એક રૂપીઓ, અને પહેલાંના સાત કકડા ખાધા માટે તેના સાત રૂપીઆ એમ મેં તમને વહેંચી આપ્યા છે.

બન્ને જણ આવી સરસ વહેંચણી અને યોગ્ય ઇન્સાફ મળવાથી ઘણા ખુશી થતા થતા ઘેર ગયા.

—૦—

# બાળકોને માટે—
# રામાયણની વાતો.

## ૯—રામ અને સીતા.

માતા કૌશલ્યાના મહેલમાંથી નીકળીને રામ સીધા સીતાને મહેલે ગયા. સીતાને વનવાસની જરાએ જાણ ન હતી. તે તો રાજ્યાભિષેક થઈ ગયાના સમાચાર સાંભળવાની રાહ જોઈ રહી હતી. એવામાં ઓચીંતા રામને હાલી ચાલી આવેલા જોઈ તેના મનમાં વહેમ પડયો. તે રામનાં મુખ સામે તાકી રહી. રામ પણ આ માઠા સમાચાર શી રીતે કહેવા તેના વિચારમાં પડી ગયા. રામને વિચારમાં પડેલા જોઇને સીતાને ભારે દુઃખ થયું. તે પોતાના મન સાથે ઉપરાઉપરી અનેક વિચારો ઘોળવા લાગી, પણ કશુંયે કારણ તેના કલ્પ્યામાં આવ્યું નહિ આખરે તેણે કારણ જાણવાને રામને ઉપરાઉપરી અનેક સવાલો પૂછયા. રામે જોયું કે સીતા બહુ અધીર બની ગઈ છે, માટે હવે તેને ખરી હકીકત જણાવ્યા સિવાય છૂટકો નથી. આથી તેમણે સીતાના દિલને ધક્કો ન લાગે એવી રીતે ધીમે ધીમે વનવાસ જવા વિષેની બધી વાત કહી સંભળાવી. વાત સાંભળતાંની સાથે જ સીતાને તો માથે આકાશ તૂટી પડના જેટલું દુઃખ થયું. તે સફાળી બોલી ઉઠીઃ—"નાથ! આ શું કહો છો?" એટલું બોલતામાં તો તે બેભાન બની જમીન પર પડી ગઈ. રામથી સીતાનું આ દુઃખ જોયું ગયું નહિ. તેમની ધીરજ છૂટી ગઇ અને આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. સાથે સાથે સીતાના શરીર અને ગોં પર હાથ ફેરવતા અને પ્રેમાળ શબ્દો બોલતા તેને જાગ્રત કરવા લાગ્યા. આમ કરતાં કરતાં થોડી

વારે સીતાને ભાન આવ્યું. પછી બહુ જ દિલાસો અને ધીરજ આપી કહેવા લાગ્યા: "જો, તું તો ઘણી સમજુ છે. પિતાનું વચન પાળવું એ પુત્રનો ધર્મ છે. ચૌદ વરસ કાલે વહી જશે અને આપણે બહુ જ થોડા વખતમાં પાછાં મળીશું. માટે અહીં રહી ઉત્તમ શિયળ પાળી માતાપિતાની સેવા કરજે. હંમેશાં જપ, તપ, વ્રત, ઉપવાસ આદિ કરજે. રોજ દેવપૂજા પછી સઘળી માતાઓને પગે પડજે અને ભાઇ ભરત અને શત્રુઘ્નને ભાઈ તથા પુત્ર જેવા ગણી તેમના ઉપર પ્રીતિ રાખજે અને તેઓ પ્રસન્ન થાય તેમ કરજે. ભરતે કે કોઇએ આપણું કશુંએ બગાડયું નથી, માટે તેનું હંમેશાં ભલું થાય તેમ ઇચ્છજે. તે આખા દેશનો હવે રાજા છે રાજાનું ભલું ઈચ્છવું એ પ્રજામાત્રનો ધર્મ છે, માટે હંમેશાં ધર્મશીલ બની રહી ભરત કહે તેમ કરજે."

રામે ઉપર પ્રમાણે કહ્યું; પણ સીતા તો મહા સતી હતાં. તેમને મન પતિ એ જ તેમનું બધું હતું. પતિ વગર એક પળ પણ જીવે એ તેમને માટે ન બને તેવું હતું, તો આ તો ચૌદ વરસના વિયોગની વાત હતી. તેમના મનની આવી સ્થિતિમાં રામનાં વચન તેમને કારી ઘા જેવાં થઇ પડયાં. તે કોપ અને દુ:ખથી ભભુકી ઉઠયાં: "નાથ! રાજપાટથી દૂર થયાની અને વનમાં જવાની વાતની એક હોળી તો સળગી રહી છે તેમાં તમે ઉપરથી આ ઘી હોમવા જેવું ન કરો. હું તમારૂં અર્ધું અંગ છું, તે જુદું પડતાં શી દશા થશે તેનો વિચાર કરો. તમારા જેવા શૂરવીર, ધર્મપરાયણ રાજપુત્રને આવા અયોગ્ય બોલો બોલવા શોભતા નથી. સ્ત્રીને પતિ સિવાય આ લોક કે પરલોકમાં કોઈ સાથી નથી. સતીને પતિ સિવાય બીજી ગતિ નથી. માટે મને દયા કરી તમારી સાથે વનમાં લ્યો. પતિ વગરના મહેલ મારે મન જેલ જેવા છે, આ આભૂષણો બેડી સમાન છે અને આ સુખ વૈભોગ મહાન્ રોગ સમાન છે. પતિની સાથે રહેવું, તેમની સેવા કરવી એમાં જ મારૂં સઘળું સુખ સમાયેલું છે. તમે ત્યાં જેમ કહેશો તેમ રહીશ. તમને જરાએ દુ:ખ થાય

એવું કરીશ નહિ. મારાથી તમારો જરાએ વિયોગ વેઠાય તેમ નથી. જો મને સાથે નહિ લ્યો તો હું જરૂર જ મરીશ. માટે હે દયાળુ નાથ ! મને તમારા સાથમાં રાખો."

સીતાનાં વચનો સાંભળી સાથે ન લઈ જવાનાં કારણો બતાવતાં રામે કહ્યું: "હે સીતા ! તું કહે છે તે ખરું છે; પણ તું હજી તરૂણ છે. તારું શરીર ઘણું જ કોમળ છે. તેં હજી સુધી કદિ તડકો છાંયો જોયો નથી. વનમાં વસવું એ સહેલું નથી. ત્યાં અનેક દુઃખો અને ભયની વચ્ચે વસવાનું હોય છે. માર્ગમાં કાંટા, કાંકરા, ઉંચી નીચી જમીન, મોટી નાની નદીઓ, ભયંકર ફાડી ખાનાર પશુ અને જંગલી માણસોથી ભરેલાં જંગલો આવે છે. તે ઉપરાંત ટાઢ,તાપ અને વરસાદનું દુઃખ તો કહ્યું જાય એમ નથી. ખાવામાં ફળ, મૂળ જેવું કંઇ મળે તો તે, નહિ તો ઉપવાસ કરવા પડે. આ દુઃખો કંઇ જેવાં તેવાં નથી, અને તે આ તારી નાની વય અને નાજુક શરીરને ઘણાં જ ભારે પડતાં છે. તારે માટે તો મેં પહેલાં કહ્યું તેવી રીતે અહીં વસવું એ જ સારામાં સારો માર્ગ છે. માટે મારૂં માનીને તું વનમાં આવવાનો વિચાર માંડી વાળ."

પણ સીતા ? સીતા તો રામમય જ હતી. રામથી જરાક પણ વિખુટી પડતાં જીવે તેવી નહોતી. રામનાં વચનોથી તેને ભારે દુઃખ થયું. તેની આંખોમાંથી આંસુ ઉભરાઈ ચાલ્યાં. તે ગળગળી બની ડુસકાં ભરતી કહેવા લાગી: "હે મારા પ્રાણના પતિ ! મારા જીવનહાર ! પતિ સાથેનાં દુઃખ એ મારે મન દુઃખ નહિ પણ પરમ સુખ છે. તમારાં દર્શન થતાંની સાથે જ મારાં ભૂખ, દુઃખ, શોક, ટાઢ, તાપ, તરસ,સઘળું સમી જશે. તમારા જેવા શૂરવીરના સાથમાં જંગલનાં વાઘ, સિંહ વગેરે પશુઓ અને જંગલી માણસોનો તો શું પણ દેવોના રાજા ઈંદ્ર સરખાનો પણ ભય રહેવા પામે એ ન બનવા જેવું છે. પિતાની તમને વનમાં જવાની આજ્ઞા થઈ તે સાથે મને પણ થઇ એમ નક્કી સમજવું. એ આજ્ઞા મારે પણ પાળવી જોઇએ અને વનમાં આવવુ જોઇએ. અહીં ભરતની મરજી સાચવી રહેવા જણાવ્યું તે શું મારે માટે વાજબી

શું ઠીક છે? હું માત્ર મારા પતિની ઇચ્છાને જ અનુસરનારી છું. હું બીજા કોઇની ઇચ્છાને અનુસરૂં એ કહિએ ન બને તેવું છે. લગ્નગાંઠથી સુખદુઃખ વગેરે સૌ કાંઈ આપણે સાથે રહીને જ ભોગવવાને બંધાયાં છીએ, તો મને સાથે લેવી એ તમારૂં કર્તવ્ય છે. વનનાં ગમે તેટલાં દુઃખો હોય તોપણ મને તે તમારી સાથે પરમ સુખરૂપ થઈ પડશે. આપના વગરનું સ્વર્ગ પણ મારે મન નરક છે તમારા સિવાયનું જગત મારે મન ઘોર અંધકાર છે. જેવી જીવ વિનાની દેહ અને જળ વિનાની નદી તેવી જ પુરૂષ વગરની સ્ત્રી છે. નાથ! તમારા સાથમાં મને વન, નગર સમાન અને વનનાં પશુપક્ષીઓ કુટુંબી જેવાં થઇ પડશે. વનછાલા રેશમ સમાન અને પર્ણકુટી ઇંદ્રભવન જેવી લાગશે. તમારો જરા જેટલોય વિયોગ એ મારે માટે મોટામાં મોટું દુઃખ છે, અને એ મારાથી જરાગે સહન થઇ શકે એમ નથી જ, તો આ તો ચૌદ વરસની વાત છે. માટે નાથ! મને રખડતી રવડતી મોતના મુખમાં ન ધકેલતાં તમારી સાથે લેવાની દયા કરો."

આટલું બોલી તે રામને ગળે વળગી પડી. સીતાની આવી અણુહદ પ્રીતિ અને લાગણી જોઇ રામનું હૃદય પ્રેમથી ઉભરાઈ ગયું. તેમણે સીતાને અનેકવાર ધન્યવાદ આપી હૃદય સાથે લગાવી. આ પછી તે મૃદુ અને પ્રેમાળ સ્વરે કહેવા લાગ્યાઃ—

"હે પ્યારી સીતા! તારા જેવી સાધ્વી સ્ત્રીનો વિયોગ મારાથી વેઠયો જાય તેમ નથી. હું તારૂં રક્ષણ કરવા સમર્થ છું. મને કયાંયે કશો ભય નથી. તારો આવો નિશ્ચય અને અલૌકિક પ્રેમ જોઈ મને બહુ જ ખુશાલી ઉપજી છે. તું સઘળો શોક છોડી દે, તારા મનમાંનું દુઃખ દૂર કરી દે. હું મારો ધર્મ બજાવવા તૈયાર છું. પિતાની આજ્ઞા પાળવી એ મારો પરમ ધર્મ છે. જે માત, પિતા અને ગુરુની સેવા કરે છે, ને તેમની આજ્ઞા પ્રમાણે ચાલે છે તેનાં સઘળાં કામો સિદ્ધ થાય છે અને તેને સઘળી જાતનું સુખ મળે છે. હું પિતાની આજ્ઞાથી જરાએ ચળવાનો નથી એ નક્કી છે. હું વનમાં જવાની તૈયારી કરી

રહ્યો છું અને તું પણ બને તેટલી ઉતાવળે તૈયાર થઇ રહે. હું તને રાજીખુશીથી મારી સાથે આવવાની સંમતિ આપું છું. માટે આપણું જે કંઈ હોય તે બધું દાનપુણ્યમાં આપી દઇ પહેરે લૂગડે તૈયાર બની રહે."

પતિના મુખનાં આ વચનો સાંભળતાં જ સતીના દિલમાં આનંદ આનંદ થઇ રહ્યો. તેનો સઘળો શોક જતો રહ્યો. તે ખુશી થતી થતી રામના કહેવા પ્રમાણે વનમાં જવાની તૈયારી કરવા લાગી. ધન્ય છે આવી પતિ–પરાયણ સતી સ્ત્રીને!!



## બેવકુફ બિહારી.



બિહારી અને તેની માતા બંને જણ બંગાળામાં આવેલા એક જૂના શહેરમાં રહેતાં હતાં. બિહારીની માતા હંમેશાં એમજ ધારતી હતી કે મારો છોકરો બહુ જ બુદ્ધિશાળી છે, પણ ગામના બીજા લોકો તો તેને "બેવકુફ બિહારી" કહી બોલાવતા હતા.

બધા લોકોના છોકરાઓને પૈસા કમાઈ લાવતા જોઇને બિહારીની માએ પણ પોતાના પુત્રને બોલાવીને કહ્યું, "બેટા બિહારી! હવે તું મોટો થયો છે, માટે આખો દિવસ ઘરમાં બેસી રહે એ સારૂં ન કહેવાય. જો લોકોના છોકરા કેવા પૈસા કમાઇ લાવે છે! તું પણ આજે કામ ઉપર જા." આ સાંભળી બિહારી તરતજ જવાને તૈયાર થયો. જતી વખતે માએ આશીર્વાદ આપ્યો, અને કહ્યું કે "રસ્તે જતાં જે કોઇ કામ કરવાનું કહે

તે તું કરજે, અને જે કંઈ આપે તે આ કોથળીમાં ભરીને લાવજે."

માની શિખામણ માથે ચઢાવી બિહારી બહુજ ઉત્સાહથી પેટી લઈ ઘરની બહાર નીકળી ઉત્તર દિશાએ ગયો.

આગળ જતાં એક મીઠાવાળો માથે મીઠાનો ભરેલો ટોપલો મૂકીને જતો હતો તે મળ્યો. તેની પાસે બહુ ભાર હોવાથી તેણે બિહારીને કહ્યું:—

"ભાઈ મારી પાસે બહુ ભાર છે, તો થોડો તું લઈ લે, અને મારે ઘેર પહોંચાડી જા." બિહારી તરતજ તેની પાસેનો થોડો બોજો લઈ તેની સાથે તેને ઘેર પહોંચાડવાને ગયો. મીઠાવાળાએ તેની મહેનત બદલ તેને થોડુંક મીઠું આપ્યું. બિહારીએ પોતાની માના કહ્યા મુજબ તેને કોથળીમાં ભરી માથે મૂકી ઘર તરફ આવવા માંડયું. રસ્તામાં નદી ઉતરવાની હતી. તેથી માથેથી કદાચ કોથળી પડી જાય તેથી બિહારીએ કોથળી હાથમાં લઇ નદી ઉતરવા માંડયું. અધવચ આવતાં તરસ લાગવાથી કોથળી પાણીની સપાટી ઉપર મૂકી બે હાથ વડે પાણી પીવા માંડયું. એટલા વખતમાં કોથળીમાં પાણી ભરાઈ જવાથી કોથળી નીચે બેઠી. મહા મહેનતે બહાર કાઢી તો સઘળું મીઠું પાણી સાથે મળી ગયું હતું! ખાલી કોથળી હાથમાં લેઇ બિહારીએ આગળ ચાલવા માંડયું. બિચારો બિહારી વીલે મુખે ઘેર આવી પહોંચ્યો, અને સઘળી વાતથી પોતાની માને વાકેફ કરી.

માએ સઘળી બિના સાંભળી લીધી, અને બીજી વખતે સાવચેતી રાખવાની સૂચના કરી.

બીજે દિવસે તેની માએ બિહારીને દક્ષિણ દિશા તરફ મોકલવાનો વિચાર કર્યો, અને બોલાવીને કહ્યું કે, "રસ્તામાં તને જે કોઈ મળે, અને જે કામ કરવાનું બતાવે તે તારે કરવું, અને જે કાંઇ આપે તે આ ચાદરમાં બાંધીને લાવવું."

બિહારીએ ચાદર લેઈ ચાલવા માંડયું. એટલામાં રસ્તે એક રબારી દૂધનો દેગડો (હાંડો) માથે મૂકીને જતો હતો તે તેને મળ્યો.

તેની પાસે બીજી એક દૂધની તાંબડી હતી તે ઉચકી લેવા માટે રબારીએ બિહારીને કહ્યું. વગર આનાકાનીએ બિહારીએ તાંબડી લેઈ તેની સાથે ચાલવા માંડયું. બજારમાં પહોંચ્યા પછી રબારીએ તેની મહેનતના બદલામાં થોડુંક દૂધ લેઈ જવાનું કહ્યું.

બિહારીએ પોતાની માની શિખામણ મુજબ ચાદર પહોળી કરી તેમાં દૂધ રેડવા જણાવ્યું. રબારીએ ઘણોએ સમજાવ્યો, પણ પોતાની માની આજ્ઞા પૂર્ણપળે પાળનાર બિહારી એકનો બે ન થયો, અને રબારીએ દૂધ ચાદરમાં રેડયું; તરતજ બધું દૂધ બહાર નીકળી ગયું. માત્ર દૂધથી ભીંજાએલી ચાદર લઇ બિહારીએ આગળ ચાલવા માંડયું.

ઘેર ગયો એટલે માએ જોયું કે ભીંજાએલી ચાદર સિવાય બીજું કાંઇ પણ બિહારી લાવ્યો નથી. બિહારી તો હસવા લાગ્યો, અને અને બોલ્યો કે, મા તું જેમ કહું છું તેમ બરાબર હું કરૂં છું. જો આ ચાદરમાં દૂધની વાસ હજી પણ આવે છે. આ સાંભળી માના મનમાં બહુજ ખેદ થયો. પણ પોતે ચૂપ રહી.

વળી બીજે દિવસે બિહારીને પશ્ચિમ દિશાએ મોકલવાનો વિચાર કર્યો, અને બોલાવીને કહ્યું, "રસ્તે જતાં જે કોઈ કંઈ કહે તે કરજે, અને જે કંઇ આપે તે આ ઘડામાં ભરીને ઘેર લાવજે." એમ કહી એક માટીનો ઘડો બિહારીને આપ્યો. બિહારીએ ઘડો હાથમાં લઈ ચાલવા માંડયું.

રસ્તે ચાલતાં એક કઠીઆરો મળ્યો. તે જંગલમાંથી લાકડાંનો ભારો કાપી લાવી માથે મૂકી ઘર તરફ આવતો હતો. તેણે બિહારીને પોતાના માથા ઉપરથી થોડો બોજો ઉચકી લેવાનું કહ્યું. બિહારીએ તરતજ ઘડો કઠીઆરાને આપી થોડો બોજો પોતાને માથે મૂકયો, અને કઠીઆરાની પાછળ તેના ઘર તરફ ચાલવા માંડયું. ઘેર પહોંચ્યા પછી કઠીઆરાએ બિહારીને તેની મહેનત બદલ લાકડાંના ભારામાંથી થોડાંક લાકડાં આપ્યાં.

બુદ્ધિના ભંડાર બિહારીએ પોતાની માના કહેવા મુજબ લાકડાં ઘડામાં ભરવા માંડયાં. ઘડો માટીનો હોવાથી એકાદ લાકડું મૂકતાંવેંતજ ફૂટી ગયો. બિહારી બિચારો પોતાની એવકુફાઇને લીધે ખાલી હાથે ઘેર ગયો, અને સઘળી બિના પોતાની માતાને જણાવી. તેની મા મનનું દુઃખ મનમાં સમાવીને વિચાર કરવા લાગી કે હવે તો તેને બહાર મોકલતી વખતે કંઇ પણ શિખામણ આપવી નહિ. એની મરજીમાં આવે ત્યાં જવા દેવો, મરજીમાં આવે તે કરવા દેવું, અને મરજીમાં આવે તેમ લાવવા દેવું. છોકરાંને બુદ્ધિનો ઉપયોગ કરવા દઇએ તોજ હોંશીયારી આવે.

બિહારીએ કદિ પણ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી કામ કર્યું નહોતું. તેથી તેને કયાં જવું અને શું કરવું તેની સમજણ પણ નહોતી. છતાં પોતાની માની મરજીથી આખરે બિહારી બહાર જવા નીકળ્યો. ઘણો લાંબો રસ્તો કાપ્યા પછી તે કોઇ બીજા શહેરમાં જઇ ચઢયો. ત્યાંથી આગળ ચાલતાં રસ્તામાં એક ડોસીને બે બકરીનાં બચ્ચાં હાંકી લઈ જતી જોઇ. ડોસી થોડેક ગયા પછી પેલાં બચ્ચાં તો આડા અવળો આમ તેમ દોડવા લાગ્યાં, અને ડોશીએ ઘણી દોડદોડ કરી પણ પકડાયાં નહિ. આખરે થાકીને તેણે બૂમ પાડી કહ્યું, કે "જે આ બે બચ્ચાં પકડી આપશે તેને એક બચ્ચું હું આપી દઇશ." આ બૂમ સાંભળી બિહારીએ તે બચ્ચાં ડોશીને પકડી આપ્યાં. ડોશીએ તરતજ તેમાંથી એક બચ્ચું બિહારીને આપી દીધું. આ વખતે બિહારીએ ખૂબ સંભાળથી બચ્ચાને ઘેર લઈ જવાનું નક્કી કર્યું; અને બગલમાં મારી ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં પેલું શહેર આવી પહોંચ્યું. પેલું બચ્ચું અકળાવાથી બગલમાંથી નીકળી જવાને તરફડીઆં મારતું હતું, તેમ તેમ બિહારી તેને પકડી પકડીને બગલમાં દબાવતો હતો. આ દેખાવ જોઇને તે શહેરના રસ્તે જનારા છોકરાઓ અંદર અંદર ખૂબ હસવા લાગ્યા, અને તેને ચીડવવાને તેની પાછળ પડયા. એટલામાં એજ રસ્તા ઉપરના એક

મોટા બંગલાની બારી ઉપર બેઠેલા એક શેઠના છોકરાની આ દેખાવ ઉપર નજર પડી. આ આશ્ચર્યકારક દેખાવ જોઇ તે છોકરાને ઘણું જ હસવું આવ્યું.

તે છોકરો જન્મથીજ ઘણો રોગી હતો. વૈદરાજે તેના બાપને કહ્યું હતું, કે "જો તેનો રોગ મટાડવો હોય તો એને ખૂબ હસવું આવે અને આનંદમાં રહે એવું કરવું જોઇએ." તેનાં મા-બાપે તેને હસાવવા માટે હજારો રૂપીઆ ખર્ચી નાખ્યા હતા, પણ કોઇ પણ રીતે તેને હસવું આવતું જ નહોતું; પણ આ દેખાવ જોવાથી તેને ખૂબ હસવું આવ્યું. આથી એનાં માબાપ ખૂબ રાજી થઇ ગયાં, અને તરતજ પોતાના છોકરાને હસાવનાર પેલા બિહારીને તેડવા માટે નોકરને મોકલ્યો. નોકરે જઈ તરતજ તેને બોલાવી આણ્યો. શેઠે તેને સારૂં સારૂં ખાવાનું કરી જમાડયો, તથા ૧૦૦૦) રૂપીઆ ઈનામ તરીકે આપ્યા, અને ઘોડા ઉપર બેસાડી તેને ઘેર પહોંચાડવાનો પોતાના નોકરોને હૂકમ કર્યો. નોકરોએ તરતજ પોતાના શેઠની આજ્ઞા પ્રમાણે બિહારીને ઘોડા ઉપર બેસાડી તેના ઘર તરફ ચાલવા માંડયું. બિહારીની મા પોતાના છોકરાને ઘોડા ઉપર બેઠેલો જોઇ ખૂબ ખુશી ખુશી થઇ ગઈ. બિહારીએ બધી બીના પોતાની માને જણાવી. નોકરોને જમાડીને ઘોડા સાથે વિદાય કર્યા. બિહારીની માએ તે પૈસા વડે તેને સારી રીતે વિદ્યા ભણાવીને, હોંશિઆર કર્યો, જેના પ્રતાપે તેણે પોતાનું જીવન સુખમાં ગાળ્યું. બિહારી હવે પહેલાંના જેવો, બેવકુફ રહ્યો નથી. હાલમાં લોકો તેને બિહારીલાલ બાબુ કહી બોલાવે છે.*

કમળા-કાન્ત.

---

* બંગાળી ઉપરથી ફેરફાર સાથે.

"સ્ત્રીબોધ"નો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૪ થું.] ઑકટોબર ૧૯૨૩. [અંક ૧૦ મો.

## પ્રભુ-પ્રાર્થના.

અહો દેવ! દષ્ટિ થકી દૂર તું છે,
રહી દૂર તું કૃત્ય સૌનાં જુએ છે;
અમારી છૂપી વાત તું સાંભળે છે,
વસે આમ પાસે, છતાં ના સુઝે છે.

અજબ વાત તારી ન કોઇ કળે છે,
છતાં નામ તારૂં સહુએ સ્મરે છે;
સવારે ઉઠી પૂર્વમાં તેજ ભાળું,
ન જોવાય ત્હોયે હું આનંદ પામું.

સવારે પિતા ન્હાઇને પાટ બેસે,
કરે બોળ, મુખે કંઈ ઉચરે છે;
ગળી ખાંડનો દે મને તે પ્રસાદ,
જપે દેવ તુંને મને ના ઉચાટ.

સવારે બપોરે ફરૂં આથડું ત્યાં,
સતત્ તારી રક્ષા પડું આખડું ત્યાં;
પડે રાત ત્યારે હું સુખે ઉંઘું છું,
લગારે ન ચિંતા જરા ના ડરૂં છું.

અકસ્માત કૈં કૈં ચકી ઉગરૂં છું,
મને જાણુ ના, હાથ કે તું ધરૂં છું;
અજ્ઞાન હું બાળ તુજને ભૂલું છું,
પ્રભુ! માફ કરજે, તને હું રડું છું.

પિતાનો પિતા તું, પિતા જગતનો તું,
રચ્યું સર્વ આ ત્હેં અમારો પિતા તું;
તને ના ભૂલું હું મતિ એવી દેજે,
ભૂલો માફ કરજે સ્તુતિ ઉર ધરજે.

દીનેન.

---

## મેઘ ધનુષ્ય.

સુંદર મછ તાણ્યો આકાશે,
શું વરસાદ વરસશે આજે;
લાલ પીળો વાદળી ને લીલો,
નારંગી જાંબુડીઓ કાળો. ૧

રંગ રંગના એવા લીટા,
વાંકા કમાન જેવા દીઠા;
વાદળ જળથી ભર્યાં બતાવે,
ઇશ્વરનો મહિમા દરશાવે. ૨

જગજીવન દ. મોદી.

# માસીની વાત.



મારે એક માસી હતી. તે મને એક વખત આવી પોતાની આગલી—પાછલી કેટલીક વાતો કહેવા લાગી. હું નાની હતી તે વખતે બહુજ આળસુ હતી. મને નહાવું ગમતું નહિ. મારી મા પરાણે નવરાવે તો હું મોટી મોટી બૂમો પાડી રડતી. તેથી પાડોશીઓ દોડી આવી મારી દયા ખાઈ મારી માને લડતાં અને મને બચાવી લેતાં! વાળ હોળવા તો દઉં જ શાની? છતાં પણ તે મને પરાણે બે પગમાં દબાવી રાખીને રોવરાવતાં રોવરાવતાં માથું હોળતી. સુંદર સેંથો પાડતી અને વેણી ગુંથી તેમાં રૂપાનું ચકતું ખોસતી; સાથે ચંપાનું ફૂલ પણ ખોસતી. એ વખતે મારૂં રોવું દૂર થઈ જતું. મારી બીજી ગોઠણો (સાથે રમનારીઓ) ને તે બધું બતાવી હું મનમાં મલકાતી. એ વખતે મારા આનંદનો પાર રહેતો નહોતો. પરંતુ તેમ છતાં હું ઘણી વખત માથે નાહવાની ના પાડતી. કેટલીક વખત લાગ જોઇ છટકી જતી; તેથી માને ખોળ કરવા પાછળ આવવું પડતું. જો પકડાઈ જતી તો જરૂર મારા ભોગ મળતા (!) મારી માને મારા વિષે એટલી બધી કાળજી હતી, કે તે સંભારીને ઘરનાં—પોતાનાં બીજાં કામ પડતાં મૂકીને પણ મને માથે નહવરાવવાનું અને હોળવાચોળવાનું ચૂકતી નાહ. જો કે તે વખતે હું રોતી, કકળતી, નાસભાગ કરતી; કેમકે મને તે વાતનું ભાન નહોતું. વળી મને એ પણ ખબર નહોતી કે મારી મા મારી આટલી બધી કાળજી કેમ રાખતી હશે? પરંતુ પાછળથી તેના ગુણોની ખબર પડી.

હું દસ વરસની થઈ એટલામાં મારી મા ઢોગળીયાના રોગથી ગુજરી ગઇ. તે વખતે મારા પિતા ૫૦ વરસના હતા. તેઓ મુંબઈના એક શેઠની દુકાને મુનીમ હતા, તે સાથે શેઠના ઘરનો કેટલોક કારભાર પણ તેમને માથે હતો. એટલે તેમને મારી સંભાળ લેવાનો વખત મળતો નહોતો. આ વખતે મારા મોટાભાઇ વડોદરાની અદાલતમાં નોકરી કરતા હતા, તેમને, મારી સંભાળ લેવા મારા પિતાએ સોંપી. મારાં ભાભીને એક દીકરો (આનંદ) ધાવણો હતો. તે બહુ કજીઆળો હતો. તેને રાખનાર કાયમ એક માણસ હાજર જોઇએ જ. નહિ તો ઘરનું તમામ કામકાજ અટકતું. હું ગઈ એટલે ભાભીને ઠીક થયું. આખો દિવસ દીકરાને હું રમાડતી; એટલું જ નહિ પણ ઘરનું મારાથી થાય તેટલું કામ ભાભીને પૂછી–શીખી–કરતી. છતાં કોઈ વાર ઉતાવળને લીધે કે અણઆવડતને લીધે કામમાં ભૂલ આવે તો ભાભીની ગાળો ખાવી પડતી. આંખમાંથી આંસુઓ સરી પડતાં, પણ તે વખતે મારૂં સાંભળનાર કોણ? ભાઇ તો ઘેર હોય નહિ; અને ઘેર આવે તે વખતે પણ ભાભીનો વાંક કેમ કહાય?

ભાભી તેમના દીકાને રોજ નહવરાવે, અને સુંવાળા વાળને હોળી તેલ નાખી વધારે ચળકતા બનાવે; પણ મને તો પંદર દિવસેય તે બાબત પૂછે નહિ. કોઇ વખત પૂછે; અને એ ખેંચતાણના કંટાળાથી બી હું ના કહું એટલે થયું. એ કંઇ મા હતી કે મનમાંથી હેત ધરી મારા દુઃખનો વિચાર કરે? ભાભીને એવી કહાકૂટની નવરાશ પણ શાની હોય?

જો કે ભાભીની બીકથી ઘરનું તો તમામ કામ કરવું પડતું પણ નહાવાધોવાનું આળસ તો દિવસે દિવસે વધતું જ ગયું. માના વખતમાં અઠવાડીઆમાં બે વખત માથું સાફ થતું તેને બદલે હવે તો મહિનામાં પણ કોઈક વાર જ એ વખત સાફ થતું, તે પણ ભાભીની ઉતાવળમાં રહેલી બેકાળજીથી.

પરિણામ એ થયું કે છ મહિનામાં મારા વાળ ચીકણા

થઇ, એક બીજા સાથે ગંઠાઈ દિવેટો જેવા થઈ ગયા, અને તેમાંથી ગંધ છૂટવા લાગી. એટલું જ નહિ પણ માથામાં જૂઓ પડી, અને તેથી ખૂબ વેદના થવા લાગી. કોઈ બેનપણી ગંધને લીધે મને પોતાની પાસે ઉભી પણ રહેવા ન દે. પછી તો બહુજ થોડા દિવસમાં મને એટલી પીડા થવા લાગી કે રાત ને દિવસ ઘડી પણ મારો હાથ માથામાંથી ન નીકળે. જેમ જેમ ખંજોળું તેમ તેમ પીડા વધે; અને માથામાં ચાંદાં પડે. મારાં ભાભી આ વખતે સુવાવડમાં હતાં. તેમનાં બા સુવાવડ કરવા આવેલાં. તેમને વખત ન મળતો હોવાથી તેઓ મારી સંભાળ તો શેનાં લે, પણ કીકાને પણ મારી પાસેથી જરા પણ છૂટો પડવા ન દેતાં. પીડાથી બહુ કંટળીને એક વખત બપોરને વખતે કીકાને તેડી મારી ગોઠણુને ઘેર જઇ, તેની પાસે રડી પડી. તેણે દયા લાવી મારૂં માથું ખારો નાખી ખૂબ ધોયું અને વાળ છૂટા પાડી દીધા. પછી ધીરે ધીરે વાળ હોળી જૂઓ કાઢી તે ગણાય નહિ તેટલી હતી. પછી સેંથો પાડી, ચોટલો ગુંથી અંબોડો લીધો. હવે પછી આવી ગફલત નહિ કરવા તેણે મને શિખામણ આપી. તે દિવસે મને બહુ જ શાંતિ થઇ. તે પછી આ દુઃખ જોઇને તથા મારી ગોઠણુની શિખામણ ઉપરથી હું નહાવા તથા માથું હોળવા શીખી. શરૂઆતમાં તે કામ મને ન આવડવાથી દર અઠવાડીએ મારી બેનપણી (ગોઠણુ) પાસે જવા લાગી અને તે કામ શીખી લીધું. પછી હું હંમેશાં સાફસુફ રહેવા લાગી. મારાં પહેરવાનાં કપડાં પણ ધોબી પાસે ન ધોવરાવતાં જાતે ધોવા લાગી, તો પણ તે સફાઈદાર રહી શકતાં. તે વખતે મને એ પણ ખબર પડી કે ધોબીનાં ધોએલાં કપડાં જલદી ફાટી જાય છે પણ હાથથી ધોએલાં જલદી ફાટતાં નથી. કેમકે આપણે કંઇ ધોબીની માફક કપડાને ગરમ પાણીમાં બાફી સુતરના તાંતણા પોચા પાડી દેતાં નથી.

ભાભી પાસે રહેવામાં એ ફાયદો થયો કે ઘરનું તમામ

કામકાજ સહેલાઇથી કરતાં આવડી ગયું; અને ગોઠણની પાસેથી સાફસુફ શીખી ગઈ.

હું મોટી થઇ અને પરણી. તે વખતે હું મારા ઘરનું તમામ કામકાજ જાતે કરવા લાગી. વળી નવરાશના વખતમાં ભરત–ગુંથણનું કામ શીખી તે પણ કરી પૈસા મેળવતી. હજી પણ ઘરનું તમામ કામ હાથેજ કરી લઉં છું, નોકરના ભરોંસા પર રાખતી નથી, તેથી કોઇ પણ કામ બગડતું નથી.

માટે તને પણ કહું છું કે તું પહેલેથી જ કાળજી રાખી કામ શીખી લેજે. ભણવામાં પણ પૂરતી કાળજી રાખજે; અને બધી બાબતની સાફસુફ રાખવાની તો ખાસ ટેવ પાડજે.

પોતાના નાનપણનો દાખલો આપી મને કંઇ કંઈ નવા પાઠો શીખવી માસી પોતાને ઘેર જવા ચાલી નીકળી.

દેવશંકર પંડયા.

---

# પ્રાતઃકાળ.

ભાળો કેવો સમય મનોહર,
મનમોહક સુખદાયક સુંદર;
કેવું સુંદર દૃશ્ય અનેરૂં,
એક એકથી મધુરૂં અદકું:
સૂતાતા તે જાગી રહ્યા છે,
નિશાચરો સૌ ભાગી રહ્યા છે;
રામનામનાં ગીતો ગાયે,
બાળક મધુરા પાઠ સુણાવે.
નરનારી બાળક ને બુઢ્ઢાં,
જણાય સહુ આનંદે ફરતાં;
ચકલી બેઠી ચીંચીં કરે છે,
ખીલ ખીલ હસતી કળીયો મ્હેકે.
કોકિલ સ્વર્ગીય ગાન સુણાવે,
મનુષ્યના મનને લલચાવે;
હરિયાળી ચોમેર ખીલી,
ચાતક મોર મધુરી બોલી.
વળી પપૈયા ગાઈ રહ્યા છે,
ડાળ ડાળ પર ડોલી રહ્યા છે;
ખેતર લીલાં સરવર જેવાં,
માનવનાં મનને હરી લેતાં.

કેવાં—જળ બિન્દુઓ ભાસે,
જાણે મોતી જડયાં પ્રભુએ;
ઠામ ઠામ પશુ જૂથ જણાયે,
મલકાતાં ખેતરમાં જાયે.

ગોવાળો ઘેરે સઘળાંને,
ચરવા જેવી લીલી જગાએ;
રહ્યાં જોઇ કોઇ ખેતર લીલાં,
વાગોળે કોઈ બેઠાં બેઠાં.

ખેડુતો ખેડે ખેતરને,
જેથી અન્ન મળે આપણને;
ચાલો ધ્યાન અભ્યાસે દઇયે,
મળ્યો સમય કંઇ શીખી લઇયે;
ત્યારબાદ ન્હાવું ને ખાવું,
પછી હમારે ભણવા જાવું.

પ્રેમશંકર રામશંકર ભટ્ટ

---

# સિંહાસન બત્રીસીની વાર્તાઓ.

## વાર્તા ૭ મી—ધનવંતશેઠની વાર્તા.

(લખનારઃ–રા. રા. કેશવપ્રસાદ દેસાઇ.)

ભોજરાજાએ વળી પાછું સારૂં મહુરત જોવડાવી સિંહાસન ઉપર બેસવા પ્રયત્ન કર્યો. એટલે લક્ષમણા નામની પુતળી બોલી કે હજી પણ તમે વિક્રમરાજા જેવાં પરોપકારી કામ નથી કર્યાં. એમ કહી તેણે ધનવંત શેઠ ઉપર વિક્રમે જે ઉપકાર કર્યો હતો તેની વાત કહીઃ

એક વાર વિક્રમરાજાએ વિચાર કર્યો કે પૈસા આપીને આપણે બહુ લોકને સુખી કરી શકીયે. તેણે ખજાનચીને બોલાવી પૂછ્યું કે આપણા ભંડારમાં કેટલું ધન છે ? ધન બહુ ન હોતું. એટલે ભંડારીએ દિલાસો આપ્યો કે ખરૂં ધન તો સત્ય વચન, દાન, સારૂં વર્તન છે. માટે આપણે વધારે ધનને શું કરવું છે. પણ વિક્રમરાજાનું મન માન્યું નહિ. એના મનમાં તો એમજ હતું કે બહુ ધન હોય તો બહુ પરોપકાર થઈ શકે. એટલે એ તો એકલા વનમાં ગયા અને મહાદેવજીનું તપ કરી ધન મેળવવા નિશ્ચય કર્યો. પછી તેમણે એક દહેરામાં બેસી તપ કરવા માંડ્યું. તપ કરતાં પંદર દિવસ થયા તો પણ શિવજી પ્રસન્ન થયા નહિ. એટલે રાજાએ વિચાર કર્યો કે હવે તો મારૂં માથું કાપીને ચઢાવું તો જ શિવજી વરદાન આપશે. એમ કહી તે જેવો માથું કાપવા જાય છે, તેવાજ શિવજી પ્રગટ થયા, અને તેમનો હાથ ઝાલી લીધો. પછી પૂછયું કે તારે શું જોઇયે છે ? વિક્રમરાજાએ કહ્યું કે મારે અઢળક ધન જોઇયે છે, કે જે વડે હું બહુ પરોપકારનાં કામ કરી શકું. ત્યારે મહાદેવજી બોલ્યા કે તું દક્ષિણ સાગરમાં

જા. ત્યાં એક બેટ છે. તેમાં મ્હારો એક અબધુત ચેલો રહે છે. તેના અડકવાથીજ માટીનું સોનું થઈ જાય છે. તું ત્યાં જઈશ એટલે એ તરતજ તને ઓળખશે અને ત્હારૂં મન ઠારશે. એટલું કહીને તે અલોપ થઈ ગયા.

બીજે દિવસે રાજા દક્ષિણ સાગર તરફ જવા નીકળ્યા. રસ્તામાં તરસ લાગી તેથી એક વાવમાં ગયા. ત્યાં ચાર જોગણીઓ બાજી રમતી હતી. રાજાને જોઇને તેઓ બોલીઃ ભાઈ ભલે આવ્યા. અમે ભૂખ્યાં થઇ ગયાં છીએ. તમને ખાઇને ધરાઈશું. એમ કહીને ચારે જણીઓ ખડખડ હસી. વિક્રમ રાજા કહે તમે ફિકર કરશો નહિ. હું નાશી નહીં જાઉં; પણ તમે કોણ છો તે મને કહો. ત્યારે પેલી જોગણીઓએ કહ્યું કે તું જો તારૂં નામ અમને કહે તો પછી અમે અમારી ઓળખાણ આપીશું. ત્યારે વિક્રમે પોતાની ઓળખાણ આપી, અને પોતે કયાં જતો હતો તે કહ્યું. એ સાંભળીને પેલી જોગણીઓ બોલી કે તું તો હરસિદ્ધ માતાનો સેવક છું, અને અમે પણ તેની દાસીઓ છીએ. એટલે અમારાથી તને ખાઇ જવાય નહિ. સારૂં થયું કે તેં તારી ઓળખાણ આપી.

તું જયાં જાય છે તે જગા તો બહુ આઘી છે. માટે અમે તને ઉડણ પાવડી આપીશું. તે પહેરશો એટલે તમારાથી જવાશે. અને ત્યાંનું કામ પુરૂં કરીને ઉજ્જન જવું હશે તો પણ એકદમ જવાશે. આ સાંભળીને વિક્રમરાજાએ પાવડી પહેરી અને સાગર બેટમાં ગયા. ત્યાં તેમણે અધુબત જોયા. તેમને પગે પડયો અને પ્રદક્ષિણા કરીને તે બેઠો. પછી અબધુત બોલ્યા કે ઉજ્જનના રાજા તમે ભલે પધાર્યા. શિવજીએ તમને મોકલ્યા છે તે હું જાણું છું. વિક્રમરાજા હાથ જોડીને બોલ્યા કે મહારાજ પરદુઃખભંજન માટે મને ખુટે નહિ તેવો ભંડાર આપો. આ સાંભળી તે યોગી ગુફામાં ગયા, અને ત્યાંથી એક બુટ્ટી લઈ આવ્યા અને કહ્યું કે આ બુટ્ટીમાંથી તમે જોઇએ તેટલું ધન બનાવી શકશો. તમે તેમાંથી છપ્પન કરોડ ગહોરો બનાવજો; પણ પછી બહુ લોભ કરશો નહિ. કારણ કેઃ

આઝો રોગ મૃત્યુ શુળ, આઝો લોભ તે પાપનું મુળ;
આઝે પુત્ર હોય કુળહાણુ, આઝી વિદ્યા દરિદ્રજ જાણુ.
આઝે રૂપે ખાંપણુ હોય, આઝે વેપારે દેવાળું જોય.

અને તમે ફરીથી અહિં આવશો પણુ નહિ રાજાએ તે કબૂલ કર્યું અને ઘેર ગયા ઘેર જઇને તેણે પેલી બુટ્ટીની મદદથી છપન કોટી ધન બનાવ્યું, અને તેના મનમાં નિરાંત વળી.

આ વખતે ઉજ્જૈનમાં ધનપાળ નામે એક શેઠીયો રહેતો હતો અને તેની પાસે પણુ છપ્પન કોટી ધન હતું. વળી તેને ઘેર બહુજ શોભા હતી. એક દિવસ દરિયા પારથી એક વેપારી ઉજ્જૈનમાં આવ્યો. તેની પાસે એક બહુજ કીંમતી રત્ન હતું. તેણે તે બજારમાં ધર્યું. બધાએ તેની કીંમત કરોડો રૂપિયા કરી; પણુ તે ખરીદવાના પૈસા કોઈની પાસે ન હોતા. એટલામાં ધનપાળ શેઠ ત્યાં આવ્યા. તેમણે તે વેપારીનું નામઠામ પૂછ્યું. તેનું નામ શ્રીવંત શેઠ હતું. તેને પોતાને ઘેર લઇ ગયા અને પછી વાત કરતાં ખબર પડી કે શ્રીવંત શેઠને ઘેર એક કન્યા હતી. એટલે ધનપાળ શેઠે કહ્યું કે મારે ઘેર છોકરો છે તેની સાથે એનો વિવાહ કરો. વાતમાંને વાતમાં વિવાહ નક્કી થયા અને ગામમાં પાન વહેંચાયાં.

આ વાતને ચારેક વર્ષ થઈ ગયાં. તે વખતે ધનપાળ શેઠને રાહુની દશા બેઠી. તેથી શેઠને વ્યાધિ થઈ. ઘેર દરિદ્ર આવ્યું. પરદેશ વહાણુ મોકલ્યાં હતાં તે ડુબી ગયાં. કોઠારોમાં આગ લાગી. જેની પાસે પૈસા માંગતા હતા તે લોકોએ દેવાળું કાઢયું અને ચારે તરફથી હેરાન હેરાન થઇ ગયા.

દોહરો.

ધનવંત નવ કરીશ ગારબો, પુત્રવંત નવ અહંકાર;
ધન, જોબન, સુત, કારમું, જાતાં કેટલી વાર.

(ચોપાઇ) દ્રવ્ય તણો જે કરે અહંકાર, નહિ પંડીત મોટો ગમાર;
સમુદ્ર લહેર આવે ને જાય, તવો ગતિ લક્ષ્મીની થાય.

નવ રહે રાખી એકજ ઘડી, તેની તો ચિંતા છે વડી.
તેડી ન આવે, કાઢી નવ જાય, એવી ચપળ લક્ષ્મી કહેવાય.

આ પ્રમાણે ધનપાળ શેઠ નિર્ધન થઇને બેઠો. એટલે તે ગામમાંથી જતો રહ્યો. તેનો છોકરો મજુરી કરીને પોતાનું અને તેની માનું પુરૂં કરતો હતો. શ્રીવંત શેઠને આ વાતની ખબર પડી એટલે તેણે પોતાની છોકરીનો વિવાહ ફોક કર્યો.

છોકરીને તેરમું વર્ષ બેઠું. ત્યારે ભાણોશા નામના એક લખપતિના રત્નશા નામના છોકરા સાથે તેનો વિવાહ કર્યો. પછી ઉજ્જનમાં છોકરી પરણાવવા આવ્યો. રાજાએ પણ શ્રીવંત શેઠને મેળાપ માટે બોલાવ્યા, અને બધા વેપારીઓને પોતાને ઘેર જમવા બોલાવ્યા. આથી વેપારીઓ બહુજ આનંદ પામ્યા. બીજે દિવસે બધું ગામ જમી ગયું. પછી વિક્રમ રાજાએ કહ્યું કે હું બધા ગામમાં જોઇ આવું કે કોઈ ભૂખ્યું છે, પછી હું જમીશ; એમ કહી એ નગરચર્ચા જોવા નીકળ્યા. ગામમાં બધે રાજાની વાહવાહ થતી હતી. રાજા ફરતા ફરતા, ધનવંત શેઠના ઘર આગળ ગયા. ત્યાં ધનવંત શેઠની વહુ તથા દીકરો રડતાં હતાં. છોકરો કહે હું તો ઝેર પીને મરી જઉં છું. એ ઝેર પીવા જતો હતો; પણ વિક્રમ રાજાએ તેને અટકાવ્યો, અને તેને ઝેર પીવાનું કારણ પૂછ્યું. માદીકરાએ જ્યારે જાણ્યું કે આ તો વિક્રમરાજા છે, ત્યારે તેમણે પોતાની વાત કહી. દીકરાએ કહ્યું કે જે કન્યા કાલે પરણવાની છે તેના વિવાહ મારી સાથે થયા હતા; પણ હું ગરીબ થઈ ગયો એટલે વિવાહ તુટયા. મહાજનમાંથી કોઇયે પણ ન્યાય અન્યાય જોયો નહિ. બધાને પૈસાની શરમ પડી. મારૂં આવું અપમાન થાય તેના કરતાં તો મરવું સારૂં. એની માએ કહ્યું કે મારો છોકરો મરશે તેની સાથે હુંએ મરીશ. વિક્રમ રાજાને આ વાત સાંભળી બહુજ ખોટું લાગ્યું. તેમણે

કહ્યું કે તમે દિલગીર થશો નહિ. હું તમને ન્યાય અપાવીશ. એમ કહી તે ઘેર ગયા.

બીજે દીવસે સવારમાં તેમણે શ્રીવંત શેઠને બોલાવ્યા અને ધનપાળ શેઠને ઘેરથી વિવાહ શા માટે તોડયા તે પૂછયું. શ્રીવંતશેઠે રાજાને કહ્યું કે કુળ અને કુટુંબ જોઈને મેં કાંઈ દીકરી નહોતી આપી. મ્હેં તો એના છપ્પન કરોડ રૂપિયાને દીકરી દીધી હતી. એના રૂપિયા ગયા એટલે વિવાહ તોડી નાંખ્યો. ત્યારે રાજાએ કહ્યું કે ધન તો આજ આવે ને કાલે જાય. માટે ત્હારે તો તારૂં વચન રાખવુંજ જોઇએ. આજે કોઇનો દહાડો વાંકો હોય તો કાલે આપણો પણ વાંકો થાય. માટે વહેવારમાંથી ચૂકવું નહિ. વળી ત્હારે ગરીબ જમાઇ ન જોવો હોય તો તારી પાસે ઘણાએ પૈસા છે. તેમાંથી થોડા તેને આપ. રાજાએ આટલું બધું કહ્યું, તોયે શ્રીવંત શેઠનું મન માન્યું નહિ. છેવટે રાજાએ કહ્યું-કે મ્હેં તો ધનવંત શેઠના છોકરાને વચન આપ્યું છે. એટલે ગમે તેમ કરીને પણ ત્હારી છોકરી તેની સાથે પરણાવવીજ પડશે. એ ગરીબ છે એટલોજ વાંધો હશે તો હું તેને મ્હારા છપ્પન કરોડ આપી દઈશ. આ સાંભળીને તો શ્રીવંત શેઠ એકદમ કબુલ થઈ ગયા.

રાજાએ તરતજ ધનવંત શેઠને ઘેર ધન મોકલવા માંડયું. પોઠાને પોઠા ત્યાં મોકલી, અને પોતાનો ભંડાર ખાલી કરવા માંડયો. મહા મહેનતે મેળવેલું ધન આપી દેતાં તેમને જરાયે દિલગીરી થઇ નહિ.

ધનવંત શેઠનો દિકરો તો પાછો ધનવાન થઇ ગયો. ધન આવ્યું એટલે મિત્રો આવ્યા, સગાં આવ્યાં અને પાછા શેઠ શેઠ થઇ ગયા. ધનવંત શેઠ પોતે પણ તરતજ આવી પહોંચ્યા અને લગ્નની ધામધુમ ચાલી. તરતજ મોટો વરઘોડો નિકળ્યો; પરંતુ આ વખતે એક બીજી પીડા ઉભી થઈ. જેની સાથે શ્રીવંત શેઠ કન્યા પરણાવવાના હતા તેના ઘર પાસે વરઘોડો આવ્યો

એટલે એ બહુજ દીલગીર થઇ ગયો. તે ગળે ફાંસો ખાવા તૈયાર થઈ ગયો. આ ઉપરથી ત્યાં હોહાકાર થઈ ગયો, અને વરઘોડામાં પણ જાણ થઇ. વિક્રમ રાજા પોતે વરઘોડામાં હતા તે ત્યાં જઇ પહોંચ્યા. અને બધી હકીકત સાંભળીને તેમણે છોકરાને ધીરજ આપી, અને કહ્યું કે તું જરાએ ચિંતા કરીશ નહિ. હું તને આજે ને આજે બીજી કન્યા સાથે પરણાવી આપીશ. પછી તરતજ તેમણે પોતાના પ્રધાનની છોકરી સાથે તેનું લગ્ન કરવાનું નક્કી કર્યું, અને બન્ને લગ્ન એક સાથે થયાં અને ગામમાં બધે આનંદ પથરાઈ ગયો.

આમ વિક્રમ રાજાની માફક જે ઉદારતા બતાવશે અને પારકાનાં દુઃખ કાપશે તે આ સિંહાસન પર બેસી શકશે. એટલું કહીને લક્ષ્મણા પુતળી આકાશમાં ઉડી ગઇ.

---




( લખનારઃ—નાગરદાસ ઈ. પટેલ. )

મહારાજાધિરાજ જયસિંહના ખંભાતના દંડ નાયક તરીકે ઉદયન નામના એક મારવાડી જૈનમંત્રીની નીમણુક થઈ. જૈનધર્મ ઉદયનની રગે રગે પસરી રહ્યા હતો અને તેને લઈને તેના હૃદયમાં ધાર્મિક ઝનુન ઘણું હતું. સ્માર્ત અને વૈષ્ણવો તરફ ધીરે ધીરે તેના હૃદયમાં એક જાતની ક્રોધની લાગણી પેદા થઈ હતી.

એક વખત તે કાંઈક સંકડામણમાં આવી પડવાથી અને તેનું તે કાર્ય એક ધનાઢ્ય વૈષ્ણવ નાગરિકથી થાય એવું હોવાથી તેણે એક યુક્તિ રચી, પેલા વૈષ્ણવને તેમાં ફસાવી કામ કાઢી લેવાનો વિચાર કર્યો.

તેણે તેને બોલાવવા માટે પોતાના દિકરા આંબડને મોકલ્યો. પેલા વૈષ્ણવ ગૃહસ્થનું નામ નયનપાળ હતું. નયનપાળને જોઈ ઉદયને કહ્યું:—

આવો આવો નયનપાળ શેઠ, તબીયત તો સારી છેને ? આજે આપનું જરૂરનું કામ પડવાથી આંબડને આપને બોલાવવા મોકલ્યો હતો. મને ઘણા દિવસથી વિચાર થયા કરે છે. કયો ધર્મ સારો હશે ? સ્માર્ત, વૈષ્ણવ કે જૈન ? ગામમાં સલાહ લેવા જેવામાં આપનું નામ પહેલું આવતું હોવાથી આપને સલાહ સારૂ બોલાવ્યા છે.

નયનપાળ ઉદયનની લુચ્ચાઇ પારખી ન શકે એવો ખોટ ન હતો. તેણે કહ્યું: "મંત્રીવર, આપનો પ્રશ્ન વાસ્તવિક હોઇ

* પ્રખ્યાત ઇટાલીયન કથાકાર જી. બોકેશીયોએ ઇ. સ. ૧૩૧૩–૭૫ ના અરસામાં લખેલી 'થ્રી રીંગ્સ' નામનીવાર્તા ઉપરથી ગુજરાતી સાહિત્યને અનુકૂળ પુષ્કળ ફેરફાર સાથે.

અંત્યાર અગાઉ રામના વનવાસ વિષેની હકીકત આખા નગરમાં ફેલાઈ ગઈ હતી. જે પ્રજા ભારે આનંદથી રાજ્યાભિષેકના સમાચાર સાંભળવાને આતુર બની રહી હતી તે ઓચીંતા આ માઠા સમાચાર સાંભળતાં જ અપાર દુઃખમાં ડૂબી ગઇ. નગર આખામાં હાહાકાર ફેલાઇ ગયો. લોકોનાં ટોળે ટોળાં એકઠાં મળી ઠેર ઠેર શોક કરી રહ્યાં છે. એવામાં રામ, લક્ષ્મણ અને સીતાને તેમણે ઉઘાડે પગે રાજમહેલ તરફ જતાં જોયાં. તેમને જોતાં જ સૌના હૃદયમાં મોટો ચીરાડો પડયો અને મહાન કોલાહલ મચી રહ્યો. આંખોમાં આંસુ સાથે આખું નગર તેમનાં દર્શન કરવાને ઉલટી હાલ્યું. રસ્તામાં માણસો આડે પગ મૂકવા જેટલી જગો નથી. જ્યાં જુઓ ત્યાં માણસ જ માણસ થઇ રહ્યું છે. ઉંચે છજ્જાં, ઝરૂખા, અગાસીઓ, બારીઓ, છાપરાં અને છેલ્લે ઝાડો પણ માણસોથી ખીચોખીચ ભરાઈ ગયાં છે. સો કોઇ મહાન્ શોક, ખેદ અને કોલાહલ મચાવી રહ્યાં છે. ' અહો! દૈવની ગતિ કેવી વિચિત્ર છે! કયાં ગાદીએ બેસવાનું અને કયાં વનમાં જવાનું? આવી કોમળ કાયાએ વનવાસનાં દુઃખ શે વેઠાશે? રામ, પ્રજાનો પ્રાણ વનમા જાય તો પછી આપણે અહીં અયોધ્યામાં રહેવાનું શું કામ છે? હાય! દશરથ રાજાને આ શી

અ઼્ ધાઈ? રામ જેવા ગુણવાન પુત્રને વનમાં જવાનું કહેવાને
કારણુ ક ગે ઉપડી? રામને તો કર્તવ્ય કરવામાં દુઃખ નહિ
પ્રભુને પામવાન.. વિના અયોધ્યાની અને આપણી શી દશા
પડે તે ખરો. ત્રણે 'ર પગ સરખો પણ કહિ દીધો નથી તે
હતા તેમ આ ત્રણે
ખરો માને છે. હાય, કેવી વિપરીત દશા? કૈકેયી ભલે
નયનપાળનો આ આપણે તો રામ વગર ઘડીએ રહી
થયો અને તેની સાથે જે તેમની સાથે વનમાં જઇશું."
નયનપાળે તે તરત જ કર્યું એ દુઃખના ઉદ્‌ગારો કાઢી રહ્યાં
તેમજ લુચ્ચામાં લુચ્ચા મંત્રીવર તેમના તરફ જરા નજર
- હેલ તરફ ચાલ્યાં જાય છે.

ત્રણે જણ રાજ મહેલ આગળ આવી પહોંચ્યાં. બારણા આગળ સુમંત નામનો રાજાનો સારથી અને રાજ્યાભિષેક જોવાને આવેલા કેટલાક સારા માણસો શોકાતુર ચહેરે ઉભા હતા. રામના મન પર તેની જરાએ અસર ન થઈ. તેમણે હસતે મોઢે પોતાના આવવાની પિતાને ખબર આપવા સુમંતને જણાવ્યું. દશરથ રાજા દુઃખના માર્યા નિસાસા નાંખી રહ્યા હતા. ત્યાં જઈ સુમંતે ખબર આપી કે, "રામ, લક્ષ્મણ અને સીતા વનમાં જવાને તૈયાર થઈને આવ્યાં છે. તેઓ જતી વખતે આપને પ્રણામ કરવા અને આપની રજા મેળવવા ચાહે છે આપની રજા હોય તો તેમને અહીં લઈ આવું." દશરથ રાજા આ સમાચાર સાંભળતાં જ બહુ વ્યાકુળ બની ગયા. એકદમ દોડીને બંને પુત્રોને તેમણે સ્નેહથી હ્રદય સરસા ચાંપ્યા. તેમનું હ્રદય દુઃખથી ભરાઈ ગયું અને કંઈ જ બોલી શકયા નહિ પછી રામે પગે પડી જવાની રજા માગતાં કહ્યું: "હે પિતાજી! હવે અમને આશિષ સાથે વનમાં જવાની રજા આપો. મોહને વશ થઈ દુઃખી થવું ઘટતું નથી." રામનાં આ વચનો સાંભળતાં જ દશરથ રાજા બેભાન થઈ પૃથ્વી પર પડયા. રાજમહેલમાં રોકકળ થઈ રહી. રામ અને લક્ષ્મણે પિતાને બેઠા કરી પવન નાંખ્યો. રાજા શુદ્ધિમાં આવ્યા. પછી બહુ જ દુઃખથી કહેવા લાગ્યાઃ "હે પુત્ર! મારા જેવો અભાગી કોઈ જ હશે નહિ. જેનું ઘર ફૂટયું તેનું કરમ ફૂટયું એ વાત સાચી છે. વગર વિચારે મોહવશ બની હું ધર્મ-સંકટમાં આવી પડયો અને તેને લીધે જ મારે કરમે આવું અઘટિત કામ કરવાનું આવી પડયું. દૈવની ગતિ વિચિત્ર છે! કોક કરે અને કોક ભોગવે એવો ન્યાય થયો છે. શોકને લીધે મારી બુદ્ધિ બહેર મારી ગઈ છે; પણ તારી બુદ્ધિ તો ઠેકાણે છે ને? બીજાનો કરેલો અન્યાય તારે શા માટે વેઠવો? તું તારા ક્ષત્રિય ધર્મને અનુસર. બાહુબળથી રાજ્યની લગામ હાથ કર." પિતાનાં આવાં વચનો સાંભળી રામ હાથ જોડી બોલ્યાઃ "હે પિતા! પહેલો ધર્મ અને પછી રાજવૈભવ. હું ધર્મને છોડી

રાજા થવા ચ્હાતો નથી. પિતાની આજ્ઞા પાળવી, તેમની પ્રતિજ્ઞાનું પાલન કરવું એ મારો સૌથી પહેલો અને મોટો ધર્મ છે. માટે બધા વિચારો છોડી દઈ મને આશિષ સાથે વનમાં જવાની રજા આપો." આ પછી રામને રાખવાને દશરથે બહુ બહુ યુક્તિઓ કરી, કૈકેયીને ઘણું ઘણું સમજાવી; પણ રામ કોઈ પણ ઉપાયે વનમાં ગયા વિના રહેશે નહિ એ તેમના દિલમાં ચોક્કસ થઈ ગયું. પછી તે સીતાને વનમાં ન જવાને સમજાવવા લાગ્યા. જાનકી શરમની મારી કંઈજ ઉત્તર દઈ ન શકી. એટલે તરત જ કૈકેયી આગળ આવી. તેણે વનમાં પહેરવાનાં વનકૂળ, તુંબડી વગેરે ચીજો રામની આગળ ધરી. પછી કહેવા લાગીઃ " હે રામ ! તું રાજાને બહુ વહાલો છે તે સ્નેહને લીધે તને જવાનું કહી શકશે નહિ. માટે હવે તારી નજરમાં આવે તેમ કર. ચાહે રાજ્ય કરો કે આ લૂગડાં પહેરી વનમાં જાઓ. રામ આ વચનો સાંભળી ખુશી થયા. દશરથ રાજાનું દિલ તેથી ચીરાઈ ગયું અને " હાય ! આ પાપી પ્રાણ હજી પણ જતા નથી. " એમ કહી મૂર્છા પામ્યા.

રામે અને લક્ષ્મણે તરત જ વનકૂળ લઈ અંગ ઉપર પહેરી લીધાં. તેમનો મુનિવેશ જોઈ લોકોની આંખોમાંથી ચોધારે આંસુ ચાલવા લાગ્યાં. કઠણ કાળજાની કૈકેયીએ સીતાને પહેરવાને પણ વનકૂળ આપ્યાં. તે હાથમાં વનકૂળ ઝાલી શરમથી ઉભી રહી. કારણ તેને એ લૂગડાં કેમ પહેરવાં તેની ખબર ન હતી. પછી તે રામની તરફ જોઈ કહેવા લાગીઃ

मुनिजन केहि विधि बांधत चीरा ।
सो नहिं मैं जानत रघुवीरा ॥
अस कही चल्यो नैन वहि वारी ।
मुनी मनु उठे धीर धरी भारी ॥

હે નાથ ! આ લૂગડાં કેમ પહેરવાં એ મને નથી આવડતું એમ કહેતાં તેની આખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. આથી રામ

બહુ જ ધીરજથી સીતાની પાસે જઈ લૂગડાં પહેરાવવા લાગ્યા. આ દેખાવ બહુજ અસહ્ય થઇ પડયો. કૈકેયી ઉપર ચારે તરફથી ધિક્કાર છૂટયો. વસિષ્ઠ જેવા શાંત તપસ્વીથી પણ આ ઘોર અન્યાય દેખી ખમાયો નહિ. તે એકદમ ભભકી ઉઠયા: "સીતા એ વસ્ત્રો પહેરશે નહિ. એને એવાં વસ્ત્રો ધારણ કરવાની જરૂર નથી." ગુરુની આજ્ઞાથી રામે વસ્ત્ર પહેરાવવાનું પડતું મૂકયું અને માતા-પિતા વગેરેને પ્રણામ કરી ત્રણે જણાં વનમાં જવાને ચાલી નીકળ્યાં.

કેટલીક વારે રાજા દશરથને મૂર્છા વળી. ભાનમાં આવતાં જ તે બોલી ઉઠયા: "હાય! રામ વન તરફ ચાલી નીકળ્યા; પણ આ પાપી પ્રાણ ગયા નહિ. શા સુખે તે હજી શરીરમાં ભરાઈ રહ્યા છે! શરીરમાંથી પ્રાણ જવાને આથી વધારે બીજું શું દુ:ખ જોઇએ?" પછી ધીરજ ધરી સુમંતને કહેવા લાગ્યા: "હે ભાઈ! તું રથ લઇને રઘુનાથ સાથે જા. તેમને રથમાં બેસાડી વનમાં મૂકી આવીને તું પાછો આવજે. એ બંને ભાઇ તો કોઈ પણ ઉપાયે પાછા ફરે એમ છે જ નહિ; પણ જાનકીને તો તું સમજાવીને પાછી સાથે લેતો આવજે. જો જાનકી નહિ આવે તો નક્કી મારૂં મરણ જ છે." એમ કહી વળી પાછા રાજા મૂર્છાવશ થઈ ગયા.

સુમંત આજ્ઞા પ્રમાણે રથ જોડી નગરની બહાર જ્યાં રામ, લક્ષ્મણ અને સીતા હતાં ત્યાં ગયો. રાજાની ઇચ્છા કહી સંભળાવી તેમને રથમાં બેસવાની વિનંતી કરી. ત્રણે જણાં રથમાં બેસી મનથી અયોધ્યાને પ્રણામ કરી વન તરફ ચાલતાં થયાં. અયોધ્યાના નાથ પ્રજાને અનાથ કરી ચાલતા થયા. રામ પ્રજાના પ્રાણ હતા. પ્રાણ વિછુટો પડતાં જે દશા થાય તેવી દશા અયોધ્યાની પ્રજાની થઇ રહી. રામ ધર્મનું પાલન કરવા વન જતા હતા; પણ પ્રજા તેમનો વિયોગ સહી શકે એમ ન હતું. અને શી રીતે સહી શકે? જે લોકોનાં મન અને પ્રાણ છે, જે લોકોના સુખે સુખી અને દુ:ખે દુ:ખી થનાર છે, જે પ્રજાનું દૈવત, ચેતન

કે સર્વસ્વ છે તેના ગમે તેવા પણ વિયોગ વખતે પ્રજા નિરાંતે ઘરની અંદર શી રીતે ભરાઈ રહી શકે? આખું અયોધ્યા રડતું કકળતું રામની પાછળ ચાલી નીકળ્યું! રામ તેમને બહુ બહુ સમજાવી પાછાં વાળવા લાગ્યા. રામના કહેવાથી લોકો થોડે સુધી પાછાં જાય અને રૂદન કરતાં આગળ ધસે! રામ વગર તેમને અયોધ્યા ખાવા ધાતી હતી રામ વગર તેમના ચિત્તને જરાએ ચેન પડતું ન હતું. તેમને મન રામનો વિયોગ ઘણુજ દુઃખની જ્વાળા જેવો થઈ પડ્યો હતો અને તેથી સઘળાંએ જ્યાં રામ ત્યાં જવાનો નક્કી વિચાર કરી તેમની પૂંઠ પકડી. મહાત્મા તુલસીદાસજી કહે છે, કે:

बालक वृद्ध विहाय गृह लगे लोग सब साथ ।
तमसा तीर निवास किय प्रथम दिवस रघुनाथ ॥

અર્થ—બાળક, ઘરડાં–સઘળાં નરનારી ઘરબાર છોડીને રામની પાછળ પાછળ ચાલી નીકળ્યાં. રઘુનાથજીએ પહેલે દિવસે તમસા નદીને કિનારે મુકામ કર્યો.



## જગમોહન.

(લખનાર:—શાહ નંદલાલ હરિલાલ.)

આજે જન્માષ્ટમીનો દીવસ હોવાથી જગમોહન વહેલો ઉઠ્યો હતો, અને મેળામાં જવાનું હોવાથી વહેલો વહેલો ન્હાઈ ધોઈ બાપા પાસે દોડી ગયો. પછી ગઈ કાલે તેના બાપુએ બજારમાંથી જે મીઠાઈ આણી હતી તે માગવા મંડ્યો. તેના પિતા રામમોહને તેને થોડીક મીઠાઈ આપી અને કહ્યું, જગુ! હવે તું બીજી મીઠાઈ મેળામાં લઈશ નહીં. કારણ કે વધુ

ખાવાથી તું માંદો પડીશ. તે વખતે તો જગુ કાંઇ બોલ્યો નહિ, તે મીઠાઇ લઈ ઘરમાં દોડી ગયો, અને કૂદતો કૂદતો ખાવા લાગ્યો. થોડીવાર પછી તેનો મિત્ર જીવણલાલ તેની પાસે આવ્યો અને મેળામાં આવવુ છે કે નહીં, તે પૂછવા લાગ્યો. આથી જગુ તેને બેસાડી બાપા પાસે રજા લેવા ગયો, અને રામમોહનને કહેવા લાગ્યો. બાપા! મ્હારે મેળામાં જવું છે, હું અને જીવણ બન્ને સાથે જઈશું. પરંતુ મેળામાંથી કાંઇક ચીજો લાવવા સારૂ થોડાક પૈસા આપો. આથી રામમોહને કહ્યું, જગુ! લે તને પૈસા તો આપુ છું. પરંતુ તે પૈસાની તારે મીઠાઈ ખાવી નહિ. કારણ, કે તેં ઘેર ખાધી છે અને વળી ત્યાં ખાઇશ તો માંદો પડીશ લે આ ચાર આના; પરંતુ તેનાં રમકડાં, કે સારી ચોપડી ખરીદજે. આવી શીખામણ આપી જગુને રામમોહને ચાર આના આપ્યા. ચાર આના લઈ જગુ જીવણ પાસે આવ્યો અને બન્ને મેળામાં ગયા. ગોકળઆઠમનો મેળો હોવાથી ભીડ પુષ્કળ હતી. સેંકડો દુકાનદારોએ દુકાનો માંડી હતી, અને ઠેકઠેકાણે રમત, અને તમાશા, થતા હતા. આ બધું જોતાં જોતાં જગુ અને જીવણ કંદોઈની દુકાનો પાસે આવી પહોંચ્યા. કંદોઇની દુકાને મીઠાઇ પુષ્કળ હતી. અને ઘરાકોની ઠઠ જામેલી હતી, તેથી જગુને પણ થોડીક મીઠાઇ લેવાનું મન થયું. અને તેણે થોડાક બરફીપેંડા લઇ પણ લીધા. આથી જીવણે જગુને કહ્યું, જગુ! તારા બાપાએ તો તને મીઠાઇ લેવાની ના કહી હતી. તે હું બહાર રહ્યો રહ્યો સાંભળતો હતો. પણ તેં તો માબાપની આજ્ઞા નહીં માનતાં મીઠાઇ લીધી તે તેં બહુ ખોટું કર્યું! ચાલ, પણ હવે તું આ મીઠાઇ ખાઇશ નહિ, ને ત્હારાં ભાઈ બ્હેનને સારૂ ઘેર લઇ લે. તેથી જો તારા બાપા વઢશે તો હું કહીશ કે જગુએ બીલકુલ મીઠાઇ ખાધી નથી. પણ તે તો પોતાનાં ભાઈબ્હેન માટે લાવ્યો છે. આટલું કહ્યા છતાં જગુએ માન્યું નહિ. અને મીઠાઇ ખાતો ખાતો કહેવા લાગ્યો, જીવણ! આમાં તે શું? આજે મોંઘવારીમાં ચાર આનાની તે કેટલી મીઠાઇ આવે છે!

આજે મેં કશું ખાધું નથી. તેથી આટલી મીઠાઈ ખાધાથી શું થવાનું છે ? એમ કહેતાં કહેતાં જગુ બધી મીઠાઇ ઉડાવી ગયો. અહીં જીવણ પણ તેના બાપા પાસેથી છ આના લાવ્યો હતો. પરંતુ તેણે તો મીઠાઇ લીધી નહી. તે એકાદ ચોપડીની તપાસમાં હતો. એવામાં એક ફેરીઆ પાસે "સ્ત્રીબોધ"ની એક ચોપડી જોઇ, તે, તેણે ખરીદી લીધી. કારણ કે તેમાં "બાળક વિભાગ"માં બાળકો વિષે ઘણી વાતો આવે છે એવું જીવણે એના મહેતાજી પાસેથી જાણ્યું હતું. જીવણની ચોપડી જોઈ જગુને પણ તેવી ખરીદવાની ઈચ્છા થઇ. પરંતુ તેણે તો બધા પૈસા મીઠાઇમાં વાપરી નાખ્યા હતા. આવી રીતે જગુ અને જીવણ મેળામાં ફરીને સાંજે ઘેર ગયા. જગુએ મીઠાઇ ખાધાની વાત કોઇએ જાણી નહીં અને તેણે કહીએ નહી. પછી બીજે દિવસે જ્યારે જગુ ઉઠયો, ત્યારે તુરત જ તેને બેચાર ઉલટીઓ થઇ આવી અને પછી ટાઢ ચઢી તાવ આવી ગયો. આથી જગુ, અને તેનાં માબાપ ગભરાઈ ગયાં. અને જગુએ કાલે મીઠાઇ ખાધાની બધી વાત કહી દીધી. પરંતુ હવે તેનો કાંઈ ઉપાય ન હતો. પછી જગુથી કેટલાક દીવસ સુધી તાવ આવવાથી નિશાળે જઇ શકાયું નહીં. અને કેટલાક દીવસ સુધી કડવાં કડવાં ઓસડ પીવાં પડયાં ત્યારે તાવ આવતો બંધ થયો. પરંતુ પછીથી જગુ કોઈ દીવસ માબાપની આજ્ઞા વિરૂદ્ધ વર્તતો ન હતો.

બાળકો ! આ વાતમાંથી તમે શું શીખ્યાં ? તમારે માબાપની આજ્ઞા માનવી જોઇએ. અને કોઇ મેળામાં જવાનું હોય તો નુકશાન થાય તેવી ચીજો ખાવી નહીં. તમે પણ જો જગુની પેઠે માબાપનું કહ્યું નહીં કરો તો દુઃખી થવું પડશે અને કડવાં કડવાં ઓસડ પીવાં પડશે.

---

"સ્ત્રીબોધ"નો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૪ થું. ] નવેમ્બર ૧૯૨૩. [ અંક ૧૧ મો.

## સોનેરી શીખામણો.



### સ્વાશ્રય.

" આપ સમાન બળ નહિ, મેઘ સમાન જળ નહિ."
સ્વાશ્રય એટલે પોતાની જાત ઉપરજ આધાર રાખવો. અભિમાન, મૂર્ખાઈની નિશાની છે. પણ જે બાળકો ઉપયોગી થવા ઇચ્છતાં હોય, તેમણે સ્વાશ્રયી બનવું જોઇયે. પોતાની જાત ઉપર વિશ્વાસ રાખવો જોઇયે.

માટે તમે નિશ્ચય કરો કેઃ—

(૧) મારા કરતાં મોટાં અને ડાહ્યાં હશે તેમની શીખામણ માનીશ; પરંતુ હું મારી મેળે વિચાર કરતાં, પસંદગી કરતાં, અને કાર્ય કરતાં, શીખીશ.

(૨) મારી મશ્કરી થશે એવો ડર હું રાખીશ નહિ.

(૩) ખોટે રસ્તે ઘણા લોકો હશે તોપણ ખરૂં કામ કરતાં હું ડરીશ નહિ.

(૪) મુશ્કેલીઓથી હું ડરીશ નહિ; કારણકે તેથીજ માણસાઈ અને સ્વાશ્રયની ખીલવણી થાય છે



# મ્હારી મા.*

( અનુવાદકઃ—કાન્તિલાલ. )

મ્હને સ્તનપાન કરાવ્યું કોણે ?
ખોળામાં ઉંઘાડયો કોણે ?
ગાલે ચૂમી લીધી કોણે ?
મ્હારી માએ.

ઉંઘ ન જ્યહારે આવી ત્યહારે,
રડું ન, તેથી, હાલરડું ગાતે,
પારણિયે હિંચોળ્યો કોણે ?
મ્હારી માએ.

પારણિયે સૂતો'તો ત્યહારે,
બેસી મ્હારા માથા પાસે,
સ્નેહનું આંસુ સાર્યું કોણે ?
મ્હારી માએ.

દુઃખ થતાં રડતો હું જ્યહારે,
રખે મરી જઉં જાણી, કોણે
જોયું આંસુભરી આંખે ?
મ્હારી માએ.

ઢીંગલીઓ શણગારી કોણે ?
રમતાં તો શીખવાડયું કોણે ?
કાલી બોલી સૂણી કોણે ?
મ્હારી માએ.

---

*અંગ્રેજી ઉપરથી.

મ્હારા ન્હાના મુખ વડે,
પ્રભુ ગીત ગવાડયાં કોણે ?
ડાહ્યા થવા શીખવ્યું કોણે ?
મ્હારી માએ.

હાવી જે દયાળુ તું,
ત્હેને કયમ નવ ચાહું હું ?
સ્નેહી તું, નવ કાં ચાહું ?
માવડી મ્હારી હે.

ઘરડી ને નબળી તું થઈશ,
ત્હારે હું આધાર બનીશ;
ત્હારૂં દુઃખ હું દૂર કરીશ;
માવડી મ્હારી હે.

ને પોઢીશ મા જ્યહારે તું,
બેસી પથારી પાસે હું.
સારીશ સ્નેહ તણાં આંસુ,
માવડી મ્હારી હે.

## ફૂલવાડી.

ફૂલવાડીમાં ફૂલડાં ખિલ્યાં,
લાલ ગુલાબી લીલાં પીળાં;
મધમાખી તેપર ગણુંગણુતી;
મધ ચૂસી મધપૂડે ભરતી. ૧
ક્ષણ પણ નવરી તે નવ રહેતી,
કામ કરો આપણુને કહેતી;
એમાં રાણી એક રહે છે,
તેનું સર્વ કહ્યું માને છે. ૨

જગજીવન દ. મોદી.




( લેખકઃ—ઠાકોર ચીમનલાલ માધવલાલ. )

વિલસુના પિતા સાધારણ સ્થિતિના હતા. વિલસુ છ વર્ષની થઈ ત્યારે તેનાં માતાપિતા ઈન્ફ્લ્યુએન્ઝાને ભોગ થઈ પડયાં, અને વિલસુને તેની પડોશમાં રહેતી એક ઘરડી ડોશીને સોંપી ગયાં. એ ડોશીને કંઇ સંતાન નહિ હોવાથી વિલસુને તે પોતાની છોકરી માફક ઉછેરતી અને કોઇ પણ વાતે તેને મનમાં ઓછું આવવા ન્હોતી દેતી.

એક દહાડો વિલસુ નિશાળેથી ઘેર આવતી હતી. ત્યાં ગલીમાં એક છોકરી બેભાન અવસ્થામાં પડી હતી અને મ્હોં-માંથી પુષ્કળ લોહી વ્હેતું હતું. વિલસુની નજર તે છોકરીપર પડતાં ત્યાં દોડી ગઇ અને પોતાના નાજુક હાથથી તે બાળકીનું માથું ધીમે રહી ખોળામાં મુકયું અને પહેરેલા ગવનમાંથી ચોરસ કકડો ફાડી લોહી લુછી નાંખી કકડો દાબી રાખ્યો. રસ્તે ચાલનારા લોકો આ ન્હાની બાળકીનું આવું સુંદર કામ તથા માયાળુ સ્વભાવ જોઈ ખુશ થયા અને જેઓ પાસે ઉભા રહી માત્ર જોયા કરતા હતા તેઓ પણ શરમીંદા થયા અને વિલસુને ઉમંગથી મદદ કરવા લાગ્યા. વિલસુની અથાગ મહેનતથી તે બાળકી શુદ્ધિમાં આવી અને આંખો ખોલી આસપાસ જોવા લાગી. વિલસુ તેનું નામ ઠામ વગેરે પૂછતી હતી તે દરમ્યાન તે છોકરીના ઘર પાસે રહેતા કાકુ શેઠ ત્યાં આવી પહોંચ્યા અને લોકો પાસેથી ખરી હકીકત સાંભળી વિલસુનો માયાળુ સ્વભાવ તથા પરોપકાર બુદ્ધી જોઇ આશ્ચર્ય પામ્યા અને વિલસુને

તથા છોકરીને ભાડાની ગાડીમાં ઘેર લાવ્યા. પછી છોકરીના પિતા ધરમશી શેઠે આસપાસ ઉભેલાઓની સમક્ષ વિલસુના માયાળુ સ્વભાવની તારીફ કરી ઘણાં વખાણુ કર્યાં અને વિલસુના ભરણુ પોષણુ માટે તથા સારી કેળવણી મળે તે બદલ યોગ્ય બંદોબસ્ત કરી આપ્યો અને પ્રત્યેક ગૃહોમાં વિલસુ જેવાં માયાળુ તથા પરોપકારી બાળકો પેદા થાય એમ પ્રભુ પાસે પ્રાર્થના કરવા લાગ્યા.

---

# એક ભિખારીની આત્મકથા.

---

( લેખકઃ—કમલાકાન્ત. )



એક દિવસ ઠંડીની મોસમમાં સવારના પહોરમાં વહેલા ઉઠી કેટલાક છોકરાઓ દોડાદોડી કરી ખેલતા-કૂદતા હતા. એટલામાં એક ભિખારી ત્યાં આગળ આવી પહોંચ્યો. તેના શરીર ઉપર ફાટયાંતૂટયાં વસ્ત્ર પહેરેલાં હોવાથી કડકડતી ઠંડીમાં તેનું શરીર થરથર ધ્રુજતું હતું. આ દેખાવ જોઇને અમોએ અમારી રમત બંધ કરી દીધી, અને અમે બધા તેનાં તરફ દોડી ગયા. અમને દોડતા દેખીને અમારા સાથી વિપીન, મોહન, નટુ વગેરે અમારી પાછળ પાછળ દોડી આવ્યા. અમોએ તે ભિખારીને તે શાથી ભિખારી થયો તે વાત પૂરેપૂરી કહેવા માટે જણાવ્યું. તે ઉપરથી તેણે પોતાની સઘળી વિતક વાર્તા કહી સંભળાવા માંડી. વાર્તા કહેતાં તેની આંખમાં આંસુ આવી ગયાં, અને રડતાં રડતાં તે કહેવા લાગ્યોઃ-

" ભાઈઓ, તમારો આગ્રહ જોઇને હું તમોને મારી બધી વાત કહી સંભળાવું છું. હું પણ એક વખતે તમારા જેવો બાળક હતો. માતાપિતાએ મને ભણાવવા માટે ઘણા ઘણા પ્રયત્નો

તેમને બોલાવતી. પછી બધાં સાથે બેસી મઝા કરે. ખાય, પીએ, ગીતો ગાય અને નવી નવી રમતો રમે. આજે પરીએ એક રમત શરૂ કરી.

મારાં વ્હાલાં બાળકો ! આવો, ચાલો આપણે એક રમત રમીએ. જુઓ, આ ઝાડ છે. એના ઉપર પેલાં ફૂલ દેખાય છે. તે દરેક બાળક બે બે તોડી લાવો. ઝાડ ઉંચું હતું, એટલે બાળકોએ " અમે ફૂલ શી રીતે લઇએ ? " એવી બૂમો પાડવા માંડી. પરીએ કહ્યું, "તમે હાથ ઉંચા કરી તો જુઓ." બાળકોએ પોતાના ન્હાના કમળ જેવા હાથ ઉંચા કર્યા. હાથ ઉંચા થતાંની સાથેજ ઝાડ નીચું નમ્યું, અને દરેકે બબ્બે ફૂલ ચુંટી લીધાં. પરીએ કહ્યું, " ચાલો હવે આ ગુલાબના ફૂલની એક પાંખડી દરેક જણ તોડો.' બાળકોએ એક એક પાંખડી તોડી. અન્દરથી એક નાનકડું બાળકડું નીકળ્યું. પણ ત્હેનો એક હાથ ભાંગી ગયો હતો. " ચાલો, તોડેલી પાંખડી ત્હેની જગ્યાએ ફરીથી ચોંટાડો. શું થયું ? " છોકરાનો હાથ ચોંટી ગયો. છોકરો બે હાથ જોડી પરીના સામું જોઈ ઉભો રહ્યો.

પરીએ બાળકને કહ્યું, " ચાલ ભાઇ ! પકવાન્ન કાઢી આ સર્વ બાળકોને વ્હેંચ. " છોકરે પોતાની ટચલી આંગળી મચરડી. ઢગલે ઢગલા મિઠાઇના થવા લાગ્યા. પછી દરેકને વ્હેંચવા માંડયું. બાળકો શામાં મૂકવું, તેનો વિચાર કરવા લાગ્યાં, તેવામાં તો નાની રકાબીઓ તેમની પાસે આવીને પડી. દરેકે તેમાં મિઠાઇ મૂકી. " ચાલ ભાઇ ! હાથ ધોવાનું પાણી લાવ. " છોકરે પોતાની બીજી આંગળી મચરડી પાણી, અને ત્રીજી મચરડી પ્યાલા કાઢયા. દરેકને પાણી આપ્યું. પછી છેવટે પોતાની ચોથી આંગળીમાંથી રૂમાલ કાઢી દરેકને આપ્યા. પછી પરીને નમન કરી અંગુઠો મચરડી છોકરો અદ્રશ્ય થઇ ગયો ! છોકરાઓના આશ્ચર્યનો પાર ન રહ્યો.

" ચાલો હવે દરેક રૂમાલને જમણે હાથે લટકતો રાખો. "

એકદમ દરેકના રૂમાલ સળગ્યા. દાઝો ત્યારે ડાબો હાથ અડકાડજો. જે દાઝે તેજ ડાબો હાથ અડકાડે એટલે દઝાવાય નહિ. બધો રૂમાલ બળી ગયો, ત્યારે રાખોડીને બદલે સુન્દર રેશમી રૂમાલ થઈ ગયો. "ચાલો હવે રૂમાલ ફાડો–ચીરો" એ રૂમાલ પણ સળગવા લાગ્યો, ને તેમાંથી એક પ્યાલું પૈસાથી ભરેલું નીકળ્યું. ચાલો દરેક જોઈએ તેટલા પૈસા લો. દરેક બાળકે જોઈએ તેટલા પૈસા લીધા. ચાલો હવે દરેક બબ્બે પૈસા લઇ પછાડો. અન્દરથી ફૂલો નીકળવા લાગ્યાં. મ્હોટો ઢગલો થયો. દેવીએ ખોબો ભરવાનું કહ્યું. ખોબો ભરી લીધો. અન્દર જોયું તો ત્હેનો હાર બનેલો! દરેક બાળકે પહેરી લેવા પ્રયત્ન કરવા માંડયો. ગળે અડકતાંજ ત્હેના કાંકરા થઇ નીચે પડવા લાગ્યા.

ચાલો. આ કાંકરા લઈ લો. પેલા ઝાડ ઉપરના ફળને તાકો. એક પછી એક કાંકરા ઉડવા લાગ્યા જેનો કાંકરો વાગે તેના હાથમાં એક ફળ આવીને પડતું. દરેકના હાથમાં ફળ આવ્યા પછી દેવીએ તે ફળ ખાવાનું કહ્યું. દરેક વિચારે કે શી રીતે ખાવાં. એવામાં દરેકની પાસે એક એક ચપ્પુ આવીને પડયું. દરેકે કાપવાનું શરૂ કર્યું. જ્યારે બે ચીરીઓ થાય કે તેમાંથી કુકડો, પોપટ, મોર એવાં સુન્દર પ્રાણીઓ નીકળ્યાં. દરેક જનાવરે કુદવા માંડયું. એક પછી એક ગાવા લાગ્યાં. બાળકો પણ ગાવા લાગ્યાં. ગાયન પુરૂં થયું. પ્રાણીઓ અદૃશ્ય થઈ ગયાં. સવાર થતાં આવી કેટલીએ રમતો રમી બાળકો વિમાનમાં બેસી ઘેર પહોંચી ગયાં.

દાદાએ કહ્યું, ભાઇઓ! જે છોકરાઓ અને છોકરીઓ પોતાનાં માબાપને ખુશી રાખે તેમને આવું સુખ મળે છે. રમત રમતાં કેવી ગમ્મત પડે? પોતાનાં માબાપને દેવ જેવાં જાણવાં. તમે માબાપની ભક્તિ કરનાર છોકરાંઓ વિશે ઘણીએ વાર્તાઓ સાંભળી હશે. જાઓ વડીલનું કહ્યું માનજો.

દાદાએ વાર્તા બન્ધ કરી. આપણે પણ છુટાં પડીએ. હવે પાછાં કોઈ વખત મળીશું. વન્દે માતરમ્.

ત્યારે બોલ્યા હંસ વચન, સાંભળજો સુરપત રાજન;
મૃત્યુ લોકમાં છે અવતાર, વિક્રમ ઉજેણીપત સાર.

(દોહરા)—અનેક રાય આગળ થયા, સહસ્રલક્ષ કંઈ કરોડ;
નથી દીઠો, નથી સાંભળ્યો, વિક્રમ કેરી જોડ;
પ્રાણ આપે પર કારણે, પરદુઃખભંજન એજ;
એવો વિક્રમ એક છે, એનું ઈશ્વર તેજ.

આ સાંભળી ઈંદ્રને બહુજ ગુસ્સો ઉપજ્યો. તેમણે કહ્યું કે અહિં બધા દેવ બેઠા છે ત્યાં એક માણુસને શો હીસાબ છે? હું તને કેદમાં નાંખું છું. ત્યાંથી તને તે છોડવે ત્યારે ખરો. એમ કહી તેને કેદ કર્યો.

આ વાતની ખબર હંસની સ્ત્રીને પડી. એટલે સો હંસોએ વિચાર કરવા માંડયો કે હવે કરવું શું? છેવટે વિક્રમ રાજાને આ વાતની ખબર કરવા દૂત મોકલ્યો. દૂતે જઇને વિક્રમરાજાને બહુ વિનંતિ કરીને કહ્યું કે તમે મહેરબાની કરીને એ હંસને છોડાવો નહિ તો એનો જીવ જશે તથા તેની સ્ત્રી પણ પોતાને જીવ આપશે. વિક્રમ રાજાએ તેને બહુ ધીરજ આપી. અને કહ્યું કે હું તેને હમણાંજ છોડવવા જાંઉ છું. તેને છોડાવ્યા વિના હું ઘેર પાછો નહિ ફરૂં.

એમ કહી વિક્રમરાજા પ્રધાનને રાજપાટ સોંપી બહાર નિકળ્યા. પોતાની મદદમાં તેમણે વીર-વૈતાળનું સ્મરણ કર્યું. ફરતા ફરતા તે સુખવતી નામે નગરીમાં આવ્યા. ત્યાં શેવરમાંધાતા નામે રાજા રાજ કરતો હતો. વિક્રમરાજા એક વાણીયાની દુકાને મહેમાન થઇને ગયા. વગર ઓળખાણે તેણે તેમની બહુ સારી બાવજત કરી. તેથી તેમણે પુછયું કે ભાઈ તમે અજાણ્યા મુસાફર માટે આટલું ખર્ચ કેમ કરો છો? વાણીયાએ કહ્યું કે અમારા રાજાનો હુકમ છે કે મહેમાનોની બાવજત સરસ કરવી. આ બાવજતનું ખર્ચ બધું દરબારમાંથી મળશે. અમારા રાજ્યમાં અનેક ઠેકાણે સદાવ્રતો તથા ધરમશાળાઓ છે. આ સાંભળી વિક્રમરાજાને બહુ

નવાઈ લાગી. તેમણે વિચાર કર્યો કે આ રાજા આટલા બધા પૈસા ક્યાંથી લાવતો હશે ? આજે રાત્રે આ નગરની ચર્ચા જોવી જોઇયે. એમ વિચારી તે વખતે તો વાણીયા સાથે બીજી વાતો કરી. વખત થતાં બધાં સુઇ ગયાં. મધરાતે વિક્રમરાજા ઉઠયો. તેણે અદૃષ્ટ વિદ્યા મનમાં ધરી. એટલે કોઈ તેને જોઈ શકે નહિ. પછી તે શેવરમાંધાતાના મહેલમાં ગયો. તે વખતે તે રાજા હાથમાં પૂજાની સામગ્રી લઇને બહાર જતો હતો. વિક્રમરાજા તેની પાછળ ચાલ્યા. તે છેક જંગલમાં ગયો. ત્યાં એક સરોવર આવ્યું. તેમાં તે નાહ્યો. પછી ચંડીનું ધ્યાન ધર્યું. થોડીવારમાં ચોસઠ જોગણીઓ આવી. તેમણે સેવરની આસપાસ રમવા માંડયું. પછી તેના શરીરનું માંસ પણ ખાધું. છેવટે તે હાડકાના માળા જેવો થઈ ગયો. તેને આડો સુવાડી તેના ઉપર કપડું ઢાંકી ઉપર અમૃત છાંટયું. એટલે તે હતો તેવોને તેવો થઈ ગયો. પછી તે ચંડીની પ્રદક્ષિણા ફર્યો અને સ્તુતિ કરી. એટલે ચારે તરફથી સોનામહોરોનો વરસાદ વરસ્યો. પછી જોગણીયો તો જતી રહી. સેવર રાજા આ બધી મહોરોનો પોટલો બાંધી ઘેર ગયો. એ મહોરો ભંડારમાં મૂકી દીધી. વિક્રમરાજાએ પોતાના મનમાં મનમાં સેવરરાજાને ધન્યવાદ આપ્યો. પરોપકારને માટે ધન મેળવવા એ રાજા પોતાના શરીરે દુઃખ ખમતો હતો. વિક્રમરાજાના મનમાં વિચાર આવ્યો કે આ સેવરરાજાનું દુઃખ હું દૂર ના કરી શકું તો પછી હું પરદુઃખભંજન શેનો કહેવાઉં ! આમ વિચારી બીજી રાત્રે સેવર રાજા નિકળે તે પહેલાંજ તે જંગલમાં ગયો. અને ત્યાં ધ્યાન ધરીને જોગણીઓ બોલાવી. પોતાના શરીરમાંથી તેમને માંસ ખાવા દીધું. એમનું મોત થતાં જોગણીઓએ તેમને જીવતા કર્યા. વિક્રમરાજાએ જાગૃત થતાં જ ફરી જોગણીઓની ઘણીજ સ્તુતિ કરી. તેથી પ્રસન્ન થઇ તે જોગણીઓએ કહ્યું કે જે જોઇયે તે માગ. આ ઉપરથી વિક્રમ રાજાએ કહ્યુ કે, હું તો વિક્રમ રાજા છું. પરંતુ અહિંનો રાજા સેવરમાંધાતા બહુ પરોપકારી છે. તે પરોપકાર માટે ધન લેવા બિચારો અહિં આવી રોજ દુઃખ

ખમે છે. માટે તમે એવું કરી આપો કે એને દુઃખ પડે નહિ. ત્યારે જોગણીઓએ એક મણી આપ્યો અને કહ્યું કે આ મણી એને આપજો. એની પૂજા કરવાથી બહુ ધન મળશે. પરંતુ હે વિક્રમરાજા ! તમે પણ આજે આ દુઃખ પારકા માટે વેઠયું છે, અને આ મણી તો આપી દેવાનો છે. માટે તમારે માટે, કાને પહેરવાની ઝાલની એક જોડ લઈ જાવ. તમારી સ્ત્રીને તે પહેરાવજો. જેને કાને ઝાલ હશે તેને ઘડપણ નહિ આવે, અને રોગ નહિ થાય.

વિક્રમરાજા મણી તથા ઝાલ લઇને પાછા ફર્યા. તે સેવર રાજાને મહેલેજ ગયા. તે વખતે તે રાજા હાથમાં પૂજાનો સામાન લઇને મહેલ બહાર જતા હતા. વિક્રમરાજાએ પૂછયું કે, ભાઇ તમે કોણ છો, અને મધરાતે કયાં જાવ છો? સેવરને તો મોડું થયું હતું તેથી તે અકળાયો. અને કહ્યું કે હું તો દુઃખી માણસ છું. મને મારૂં ફોડી લેવા દ્યો, અને તમે તમારે રસ્તે જાવ. મને ખોટી કરશો તો બહુ નુકશાન થશે. ત્યારે વિક્રમ રાજાએ કહ્યું કે તમે આકળા ન થાવ. તમારૂં દુઃખ હું દૂર કરીશ. આવા બહાઈના બોલ સાંભળી સેવર ગુસ્સે થયો. તેણે કહ્યું કે તમે તો જાણે મોટા વિક્રમરાજા જેવી વાત કરો છો. વિક્રમે તરતજ હસીને કહ્યું કે હું જ વિક્રમ છું. એટલું બોલી તેણે પેલો મણી કાઢયો. અને કહ્યું કે હું તમારી બધી વાત જાણું છું. હવે તમારે શરીરે દુઃખ ખમવું નહી પડે. આ મણીની પૂજા કરશો, એટલે જોઈતું ધન મળશે. પોતે આગલી રાત્રે સેવરની વાત કેવી રીતે જાણી હતી, તથા જોગણીઓને કેવી રીતે પ્રસન્ન કરી હતી, તે બધી વાત વિક્રમ રાજાએ કરી. બન્ને જણા પછી સેવરને મહેલ ગયા. ત્યાં વિક્રમ રાજાની બહુ આગતાસ્વાગતા થઈ. પછી વિક્રમરાજા રજા લઇને પોતાને મૂળ કામે આગળ ચાલ્યા.

ચાલતાં ચાલતાં શીલવંતી નગરીમાં તે ગયા. ત્યાં એક કુંભારના ઘર પાસે તે આવ્યા. તે વખતે કુંભારની સ્ત્રી બહુજ રડતી હતી. વિક્રમ રાજાએ પૂછયું કે બાઇ, તું આટલું બધું રડે

છે કેમ ? ત્યારે તે બોલી કે અમારા ગામના રાજાને ફરજન નહોતું. તેથી તેણે દેવીની ઉપાસના કરી. તેથી તેને એક છોકરી આવી. તે બાર વરસની થઇ ત્યારે તેના પેટમાં રોગ થયો. તે દિવસથી તે રોજના રાત્રે એક માણસનો ભોગ લે છે, અને તે માણસ પણ જુવાન જોઇયે. રાજાએ રોજ દરેક ઘરનો વારો કર્યો છે. તેમાં આજે મારા એકનાએક છોકરાનો વારો છે. તેથી હું તો રડું છું. ઘડપણમાં અમારો પુત્ર મરશે, અને અમે વાંઝીયા થઈશું. બોલ ભાઈ, તેમાં તું અમારૂં દુઃખ શી રીતે દૂર કરીશ.

ત્યારે વિક્રમરાજા બોલ્યાઃ બાઈ, તું દુઃખી ના થઈશ. હું તારા પુત્રને બદલે જ શ, અને તું વાંઝણી નહિ થા ! આ સાંભળી તે બાઇને નિરાંત વળી. વખત થતાં વિક્રમ રાજા મહેલમાં ગયો. રાજાની કુંવરીના મહેલમાં તે ગયો. તે બહુ રૂપાળી હતી અને ઉંઘતી હતી. જે જગા પોતાને સુવા માટે રાખી હતી ત્યાં લુગડાનો ઢગલો કર્યો. અને પોતે ઉઘાડી તરવારે એક ખુણામાં છુપાઇ રહ્યો. અડધી રાત ગઇ ત્યારે કુંવરીના મોઢામાંથી સાપ નિકળ્યો. આસપાસ નજર કરીને કોઇ જોયું નહિ એટલે બીજી પથારી તરફ તે ગયો. રાજાએ જોઇ લીધું કે આ સાપજ દરેક માણસને મારે છે. માટે એની દયા આણવી ના જોઇયે. એમ વિચારી તેણે તે સાપના તરવારથી બે કકડા કરી નાંખ્યા. પણ પછી કાંઇક વિચાર આવતાં તેના કકડા સંભાળીને પોતે રાખ્યા. કુંવરીના પેટમાંથી સાપ નિકળી ગયો એટલે એ તો સવારમાં સાજી થઈ. અને વિક્રમ તો સવારે કુંભારને ઘેર ગયો. તરતજ રાજાજી પોતે ત્યાં આવ્યા અને કુંવરીનો રોગ મટાડવા માટે બહુ ઉપકાર માન્યો. પછી કહ્યું કે તમે એ કુંવરીને પરણો અને હું તમને થોડાં ગામ આપું તે ઉપર રાજ કરો. વિક્રમ રાજાએ બધી વાત હરખથી કુંભારના ઘરમાં કહી. આ સાંભળીને તો તેઓ બધાંનાં મોં ઉતરી ગયાં, અને શોકમાં પડયાં. ત્યારે વિક્રમે તેનું કારણ પુછયું. એટલે તેઓ કહે કે જો કાલે અમારો છોકરો મહેલમાં ગયો હોત તો તેને કન્યા મળત, તથા રાજ્ય

પણ મળતં. આ સાંભળી વિક્રમરાજાને હસવું આવ્યું અને કહ્યું કે ભલે તમારો દીકરો એ કન્યા તથા રાજ્ય મેળવે. આ સાંભળી કુંભારના ઘરનાં બધાં હરખાઈ ગયાં. વિક્રમે પોતાનાં બધાં લુગડાં કુંભારના પુત્રને આપ્યાં. અને દરબારમાં પણ તેનેજ મોકલ્યો. બધાંએ તો એમજ જાણ્યું કે આ છોકરોજ રાત્રે મહેલમાં ગયો હતો. તે કન્યા તથા રાજ્ય પામ્યો. વિક્રમ તો પોતાને કામે આગળ ચાલી ગયા.

એક પછી એક એમ ઘણા દેશમાં તે ગયા. રાત પડે ત્યાં વાસો રહે. એમ કરતાં તેઓ એક ગાઢ જંગલમાં આવ્યા. ત્યાં અંબાજીનું દેરૂં હતું. પણ કોઈ માણસ દેખાતું નહોતું. રાજાએ ત્યાં ખરા ભાવથી પૂજા કરી, અને રાત પડી એટલે ત્યાંજ રહ્યા. એટલામાં એક વિમાન આવ્યું. ત્યાં એક ગુફા હતી તેમાં તે ચાલી ગયું. વિક્રમ રાજા એકદમ તેની પાછળ પડયા વૈતાળનું સ્મરણ કરી તેને પણ બોલાવ્યો. વિમાન પાતાળમાં નાગરાજા પાસે ગયું. ઈંદ્રરાજા યજ્ઞ કરતા હતા તેમાં નાગરાજાને તેડવા તે આવ્યું હતું. નાગરાજા બોલ્યા કે મારે આવવાનું તો બહુ મન હતું; પણ મારો દીકરો તંબોળની વાડીયે ગયેલો ત્યાંથી પાછો જ નથી આવ્યો. એને કોઈએ ખાધો હશે. એટલે હું તો શોકમાં છું. માટે મારાથી આનંદમાં ભાગ લેવા નહિ અવાય. આ સાંભળી-ને વિક્રમરાજાને પેલા સાપના કકડા યાદ આવ્યા. તેમણે ધાર્યું કે તે નાગજ આનો પુત્ર. એટલે તેમણે છતા થઈને કહ્યું કે તમારા પુત્રના આ કડકા લ્યો. હું ઉજ્જનનો રાજા વિક્રમ છું, અને મારાથીજ આ નાગનો ઘાત થયો છે. એમ કરી તેણે તે વાત બધી કહી. આ સાંભળી નાગરાજા બહુજ આનંદ પામ્યા. અને કહ્યું કે મારી પાસે અમૃત કુપ છે, એટલે હું મારા પુત્રને જીવાડીશ. પુત્ર જીવ્યો અને સૌને આનંદ થયો. પછી નાગરાજાએ પોતાની દીકરી તેને આપી. અને કહ્યું કે તમે મારી સાથે દર-બારમાં ચાલો.

તેઓ બધા ઇંદ્રના દરબારમાં ગયા. ત્યાં તેત્રીસ કરોડ દેવ આવ્યા હતા. તેમાં એક માનવીને જોઇને ઇન્દ્રને નવાઇ લાગી. તે કયાંથી આવ્યો હશે એમ પણ તેને વિચાર આવ્યો. પછી તેનું પારખું જોવાનું નક્કી કર્યું. ફુલના હાર એક છાબડીમાં ભર્યા અને કહ્યું કે બધાને પહેરાવી આવો. વિક્રમરાજાએ વૈતાળનું ધ્યાન ધર્યું, અને દરેકને એક એક હાર પહેરાવ્યો. હાર થઇ રહે એટલે વૈતાળ અંદર નવા મૂકયાજ કરે. છેવટે બધાંને હાર પહોંચ્યા અને એક હાર બાકી રહ્યો. તે લઇને વિક્રમરાજા ઇંદ્ર પાસે ગયા. ઇંદ્રને બહુજ આનંદ થયો અને તે હાર વિક્રમને પહેરાવ્યો. વળી કહ્યું કે તું મારા પુત્ર જેવો છું. જે જોઇયે તે માગ. આ સાંભળી વિક્રમરાજાએ હાથ જોડયા. અને પોતાની પાસે શાલ હતી તે ઇંદ્રાણીને ભેટ કરી તથા તેના ગુણ જણાવ્યા. એટલે ઇંદ્રાણી પણ પ્રસન્ન થયાં. પછી હાથ જોડીને વિનતિ કરી કે તમે પેલા હંસને છોડી દ્યો. વિક્રમરાજાએ તે હંસને છોડી દીધો અને પોતાના કાનનાં કુંડળ વિક્રમને ભેટ કર્યાં. ઇંદ્રાણીયે પોતાનો હાર આપ્યો. યજ્ઞ પૂરો થયો એટલે વિક્રમરાજા તથા હંસ સાથે પાછા ફર્યા.

હંસે પોતાને ત્યાંથી એક બહુજ સુંદર ફુલ વિક્રમરાજાને આપ્યું. અને કહ્યું કે તે તમારા બાગમાં રોપજો. વિક્રમરાજા પછી ઉજ્જન આવ્યા. સાથે કુંડળ, પુષ્પ, હાર, તથા નાગકન્યા હતાં. બધાં લોકોએ રાજાને આવકાર આપ્યો અને ધામધુમથી વરઘોડો ચઢાવી તેમને મહેલમાં લઇ ગયા. રાજાનાં કુંડળ, હાર, તથા પુષ્પ જોઈ જુદા જુદા માણસો તે ઉપર મોહી ગયા. રાત્રે નગરચર્ચા જોતી વખતે તેમણે આ લોકના સંતાપ જોયા. તેથી સવાર થતાં તે ત્રણે ચીજો આપી દીધી.

આવાં પરોપકારનાં કામ જે કરશે તે આ સિંહાસને બેસી શકશે એમ કહીને કામાક્ષી નામે પુતળી ઉડી ગઇ.

---

# બાળકો માટે—
# રામાયણની વાતો.

## ૧૧—રામ ચિત્રકૂટ પર જઈ રહે છે.

પ્રજાનો પ્રેમ જોઈ રામચંદ્રજીનું હૈયું ભરાઇ આવ્યું. તેમણે બધાંને પાછા જવાને બહુ બહુ સમજાવ્યું; પણ શોક અને પ્રેમને વશ બની બધાં બેસીજ રહ્યાં. રાતે થાક અને શોકથી બધાં નદી કિનારે સૂઈ ગયાં. બધાંને ભર ઉંઘમાં જોઈ રામે મંત્રીને કહ્યું: "હે તાત! પ્રજા કોઈ પણ ઉપાયે માને તેમ જણાતું નથી. અત્યારે સૌ ઘેરણુમાં પડેલાં છે. તો રથને તૈયાર કરી તેમને ખબર ન પડે તેવી રીતે આગળ ચાલી નીકળવું એ જ એક ઉપાય છે." આ ઉપરથી સુમંત્રે રથને તૈયાર કર્યો. રામ, લક્ષ્મણ ને જાનકી રથમાં બેઠાં અને બધાંને ઉંઘતાં મૂકી તેઓ વન તરફ આગળ ચાલી નીકળ્યાં.

સવારે લોક જાગી ઉઠયાં. રામને ન જોતાં હાહાકાર થઇ રહ્યો. બધાં એક સામટાં વિલાપ અને શોધ કરવા મંડી ગયાં. કશો પણ પત્તો લાગ્યો નહિ એટલે બધાં થાકી હારીને વિલાપ કરતાં અયોધ્યા તરફ પાછાં ફર્યાં.

રથ સવાર થતાંમાં તો વન, ઉપવન, નદીઓ વટાવતો ઘણો દૂર નીકળી ગયો. પછી તો માર્ગમાં આવતાં શહેરો અને ગામોના લોકોને જેમ જેમ ખબર પડતી ગઇ તેમ તેમ રામચંદ્રજીનાં દર્શન કરવાને તેઓ ઉલટી હાલ્યાં. ઠેર ઠેર લોકોનાં ટોળેટોળાં તેમની આગળ પાછળ ફરી વળતાં અને નમન સાથે શોક જાહેર કરતાં થંભી રહેતાં. રામ સૌને પ્રેમભર્યાં મધુર

વચનોથી અનેક ઉપદેશ દેતા. આવી રીતે પ્રજાના પ્રેમનો અનુભવ કરતા અને રસ્તામાંના પ્રદેશને જોતા જોતા તેઓ ગંગાને કિનારે આવી પહોંચ્યાં.

એક વિશાળ વૃક્ષની છાયામાં રાત ગાળવાનો વિચાર કરી ત્રણે જણ રથમાંથી ઉતર્યાં. એટલામાં તે પ્રદેશનો રાજા જે મહારાજા દશરથના તાબાનો જાતનો ગૂહ એટલે ભીલ હતો તે ત્યાં આવી પહોંચ્યો. તેણે ત્રણે જણને નગરમાં પધારવા માટે ઘણી જ આજીજી સાથે પ્રાર્થના કરી; પરન્તુ રામચંદ્રે ઉત્તર આપ્યો કે "આપનો પ્રેમ જોઇ અમે ખુશી થયાં છીએ; પરન્તુ હવે અમે પિતાની આજ્ઞા પ્રમાણે વનમાં જ રહેવાનો નિયમ કર્યો છે. એટલે અહીંજ રાતવાસો કરીશું અને જે કંઇ કંદમૂળ ફળ વગેરે મળશે તે ખાઇશું. હવે અમને ભાતભાતનાં ભોજન તથા સુવાને માટે ઉંચા પ્રકારની રેશમી ગાદીઓ તથા પલંગ ઘટતાં નથી. તમારો આવો પ્રેમ છે એજ અમારે માટે બસ છે."

પછી લક્ષ્મણ ગંગાજળ લેઇ આવ્યા. રામચંદ્રે હાથપગ ધોઇ સંધ્યા કરી. પછી થોડો ફલાહાર કરી ઝાડનાં પત્તાં પાથરી સુવાની તૈયારી કરી. લક્ષ્મણ તથા સીતાયે પણ હાથપગ ધોયા અને ફળ ખાધાં. થોડીવારે સીતા તથા રામચંદ્ર સૂઇ ગયાં; પરન્તુ લક્ષ્મણે તો થોડે દૂર જઈ, ધનુષ્યમાં બાણ ચઢાવી, પલાંઠી વાળી આખી રાત જાગરણ કરીને ચોકી કરવાનો નિશ્ચય કર્યો. ગૂહ રાજા પણ લક્ષ્મણની સાથે બેસી રહ્યા. સીતા તથા રામચંદ્રની આંખ મળી એટલે ગૂહ રાજાએ લક્ષ્મણને કહ્યું, કે "રામચંદ્ર તથા સીતા તો ઉંઘી ગયાં છે. હવે આપને તથા સુમન્તને માટે પલંગ તૈયાર કરાવું છું. આપ આરામ કરો. ચોકી કરવાનું કામ તો હું કરીશ. મારી હાજરીમાં આપને દુઃખ ભોગવવાની જરાપણ જરૂર નથી." લક્ષ્મણે જવાબ આપ્યો: "એમ કહેવું એ આપનો ધર્મ છે; પરંતુ આપ વિચાર તો કરો, કે રામચંદ્ર મારા મોટાભાઈ અને પિતા સમાન છે તે જમીન ઉપર સુએ

અને હું પલંગ પર સુઇ જાઉં; એવો અધર્મ કદી પણ થઈ શકે ખરો. આપે આ ઘોડા માટે ચાર અને ચંદીની વ્યવસ્થા કરી છે તે જ ઘણું છે."

સવારે ઉઠયા બાદ રામચંદ્રે સારથિ સુમંત્રને કહ્યું, કે "આપ હવે રથ લેઇને અયોધ્યા પાંછા જાઓ. પિતાજીએ આપને અહીં સુધી આવવાનું કહ્યું હતું. હવે અમે તો પગે ચાલીને જઈશું. તમે અયોધ્યા પહોંચશો એટલે માતા કૈકયીને પુરી ખાત્રી થશે કે રામચંદ્ર ખરેખર વનમાં જ ગયા." આ સાંભળીને સુમંતની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, અને અવાજ ખોખરો થઇ ગયો. ધ્રુજતે અવાજે તેણે પણ રામચંદ્રને સાથે લેઇ જવાની વિનંતિ કરી; પરન્તુ રામચંદ્રે તેને સારી પેઠે સમજાવીને અયોધ્યા જવાનું કહ્યું. એટલે રથને ઘોડા જોડી, રામચંદ્રની આજ્ઞા મુજબ સુમંત્રે અયોધ્યા તરફ રથ હંકાર્યો.

સુમંત્રના ગયા પછી રામચંદ્ર, સીતા અને લક્ષ્મણ હોડીમાં બેસીને ગંગા નદી ઓળંગી ગયાં અને સામે પાર જઈ હોડીમાંથી ઉતરી પગે ચાલવા માંડયું. આગળ તીર-કમાન હાથમાં લઈને લક્ષ્મણ; વચમાં સીતા અને પાછળ રામચંદ્ર એમ ચાલતાં હતાં. જે રાજપુત્રો કોઇપણું દિવસ પગપાળા એક ડગલું ભરતા નહિ તે અજાણ્યે રસ્તે આજ પગે ચાલે છે ! અને જે રાજકુમારીએ કદિ ઘર બહાર પગ પણ દીધો ન હતો તે આજે વનમાં ઉઘાડે પગે ચાલે છે ! ક્ષણમાં કંઇનું કંઈ થઈ જાય છે ! મોટા ફેરફારો ઘડીના છઠ્ઠા ભાગમાં થઇ જાય છે ! જે વખતે રામચંદ્ર, સીતા તથા લક્ષ્મણ તપસ્વી મુનિઓનાં કપડાં પહેરી-ને પગે ચાલતાં હતાં તે વખતની શોભા એવી અપરંપાર હતી કે તેનું વર્ણન પૂરી રીતે થઇ શકે તેમ નથી.

આવી રીતે ચાલતાં ચાલતાં સંધ્યાકાળ થઇ ગયો. એટલે ત્રણે જણાંએ વિશ્રામ લેઈ સંધ્યાપૂજા કરી, અને પછી વાતો કરતાં કરતાં સૂઈ ગયાં. સહવાર થઈ એટલે તેમણે આગળ ચાલવા

માંડયું. રસ્તામાં જુદી જુદી જાતનાં વન આવતાં હતાં. તેઓ દક્ષિણ દિશામાં ચાલતાં હતાં. ત્રીજે પહોર થયો એટલે સામે પ્રયાગ તીર્થસ્થળ દેખાવા લાગ્યું અને ગંગા—યમુનાના સંગમના ધોધનો અવાજ સંભળાવા લાગ્યો. સાંજે તેઓ ભરદ્વાજ ઋષિના આશ્રમમાં આવી પહોંચ્યાં. તે વખતે મુનિરાજ અને તેમના શિષ્યો યજ્ઞમાં આહુતિ આપતા હતા. રામચંદ્ર, સીતા તથા લક્ષ્મણે આગળ આવી ભરદ્વાજ મુનિને નમન કર્યું અને પોતાનું ત્યાં આવવાનું કારણ કહી સંભળાવ્યું. ભરદ્વાજ ઋષિએ તેમને આસનપર બેસાડયાં, અને હાથપગ ધોવડાવરાવી ભાતભાતનાં કંદ મૂળ, ફળ વગેરે તેમને ખાવા માટે આગળ ધર્યાં.

ખાધા પછી રામચંદ્રે ભરદ્વાજ મુનિને વિનંતિ કરી કે "મહારાજ, અમારે વનમાં ૧૪ વર્ષ ગાળવાં છે. આપ કૃપા કરીને અમને એક એવું એકાન્ત સ્થળ બતાવો કે જે અહીંથી ઘણે દૂર આવેલું હોય અને જ્યાં ફલફૂલવાળાં અનેક વૃક્ષો હોય. જો અમે અહીં રહીએ તો અયોધ્યા નગરી પાસે હેવાથી અમારી ખબર ત્યાં મળી જાય અને નગરવાસીઓ અહીં ઝુંડનાં ઝુંડ આવીને ભીડ કરે. એથી અમને પણ અડચણ થાય અને આપના પણ ધર્મ-કર્મમાં વાંધો આવે. માટે અમને બીજું કોઇ એકાન્ત સ્થળ બતાવવાની કૃપા કરો."

ભરદ્વાજ ઋષિએ તેમને ચિત્રકૂટના પર્વત પર રહેવાની સલાહ આપી અને કહ્યું, કે તે પર્વત પર મોટા મોટા ઋષિમુનિઓ તપ કર્યા કરે છે, અને ત્યાં કોઈપણ પ્રકારનું દુઃખ નથી. સૃષ્ટિની શોભા એવી રમણીય છે કે બધાનું મન ત્યાં પ્રફુલ્લિત થઈ જાય છે.

હવે રામચંદ્ર, લક્ષ્મણ તથા સીતાએ ભરદ્વાજ ઋષિને નમન કરી તેમની રજા માગીને તેમણે બતાવેલા રસ્તે ચિત્રકૂટ પર્વત તરફ ચાલવાની તૈયારી કરી. ઋષિએ તેમને આશીર્વાદ આપી વિદાય કર્યાં. ચાલતાં ચાલતાં યમુના નદી આવી. નદીનું પાણી ઉંડું હતું, તેમજ પ્રવાહ ઘણો જોરવાળો હતો. નદીની પાર

જવા સારૂં કોઇ હોડી પણ ન હતી. એટલે ભરદ્વાજ ઋષિના કહેવા પ્રમાણે કિનારાપરથી સુકા વાંસ એકઠા કર્યા અને તેનો એક તરાપો બનાવ્યો. પછી તેના પર સુકાં લાકડાં બાંધી લીલું ઘાસ કુટીને વચલાં કાણાંમાં ભરી દીધું. પછી લીલીછમ ડાળીઓવતી લક્ષ્મણે સીતાને માટે એક બેઠક બનાવી. સીતા ત્યાં બેસી ગયાં. તેમની પાસે બન્ને ભાઇઓનાં અસ્ત્ર-શસ્ત્ર રાખવામાં આવ્યાં. પછી બન્ને ભાઇઓએ ઉપર ઉભા રહી તરાપો ચલાવ્યો. વચ્ચો વચ પહોંચ્યાં ત્યારે સીતાજીએ ભગવદ્ સ્મરણ કર્યું અને પ્રાર્થના કરી, કે "હે પરમાત્મા, જો અમે ત્રણે જણ ૧૪ વર્ષ વનમાં ગાળી સુખરૂપ અયોધ્યા પહોંચી જઇશું, તેમજ મારો પતિવ્રત ધર્મ પ્રચંડ રહેશે તો હું અસંખ્ય ગાયોનું દાન કરીશ."

એમ કહેતાં કહેતાં દક્ષિણનો કિનારો આવ્યો. ત્રણે જણ ત્યાં ઉતરી પડયાં. તરાપાને પડતો મૂકીને તેઓ આગળ ચાલ્યાં. રસ્તામાં જે જે ફળફૂલ મળતાં તે તે લક્ષ્મણ તોડી આણી આપતા. પછી વાલ્મીકિ ઋષિનો આશ્રમ આવ્યો. ત્રણે જણે મુનિને નમસ્કાર કર્યો. વાલ્મીકિજીએ તેમની સારી બરદાસ કરી અને તેમણે પણ ચિત્રકૂટ સ્થાન ઉત્તમ છે એમ જણાવ્યું.

હવે રામચંદ્ર લક્ષ્મણ તથા સીતા ચિત્રકૂટ પર્વત ઉપર પહોંચ્યાં. આ સ્થાન ઘણું રમણીય હતું એટલે રામચંદ્રે લક્ષ્મણને કહ્યું, કે "ભાઈ! અહીં સગવડ સારી છે; અહીં બધી જાતનાં ફળફૂલવાળાં વૃક્ષો પણ છે. અહીં એક ઝુંપડી બાંધી દો એટલે આપણે શાંતિથી અત્રે રહીએ."

લક્ષ્મણે પોતાના મોટા ભાઇની આજ્ઞા અનુસાર એક સુંદર ઝુંપડી બાંધી દીધી. તેમાં યજ્ઞ કરવાની વેદી તૈયાર કરી. તેમજ ત્રણે જણને સુવાને માટે જુદા જુદા ચોતરા પણ બનાવ્યા. આમ વનવાસને છાજતી સગવડ કરી ત્રણે જણાં ચિત્રકૂટ પર્વત પર વાસ કરી રહેવા લાગ્યાં.




( લખનારઃ—ડૉ. મોહનલાલ જગન્નાથ પાઠક. )

પૂર્વે દેવ અને રાક્ષસ વચ્ચે હંમેશ લડાઈ થતી. રાક્ષસના ત્રાસને લીધે દેવતાઓ ધર્મકર્મ પણ બરાબર કરી શકતા નહિ. એક સમયે દેવલોકમાં દેવતાઓ અને રાક્ષસ વચ્ચે મોટી લડાઇ થઈ. દેવતાઓનો સેનાપતિ ' ઇંદ્ર ' અને રાક્ષસોનો ' વૃત્રાસુર ' હતો. ઘણા દિવસ લડાઈ ચાલી. આખરે દેવતાઓ રાક્ષસ સામે ટકી શકયા નહિ. રાક્ષસો જીત્યા. વિજયી વૃત્રાસુરે ઇંદ્રની ગાદી પોતાના સ્વાધિનમાં લીધી.

ગાદી જવાથી દુઃખી થયેલો ઇંદ્ર બીજા દેવતાઓ સાથે " બ્રહ્માજી " પાસે ગયો, અને તેમની આગળ સર્વ હકીકત રજુ કરી. બ્રહ્માએ કહ્યું—" વૃત્રાસરનું મોત તમારા હાથમાં નથી; છતાં પણ તમે ' વિષ્ણુજી ' ની પાસે જાઓ. તે તમને એને મારવાની યુકિત બતાવશે. "

ઇંદ્ર દેવતાઓ સાથે ' વિષ્ણુલોક 'માં પહોંચ્યા. વિષ્ણુ સર્વ સમાચાર સાંભળી ઘણાજ દીલગીર થયા. તેમણે કહ્યું "વૃત્રાસુર" મારો પરમપ્રિય ભક્ત છે. હું તેને મારી શકું એમ નથી, છતાં તમે ' દધીચિમુનિ ' પાસે જઇ તેમનાં હાડકાં માંગો. તેમનાં હાડકાંના બનાવેલા હથિયારથી વૃત્રાસુરનું મૃત્યુ થશે. દધીચિમુનિ ઘણાજ દયાળુ છે, એટલે જરૂર તમને હાડકાં આપશે. "

ઇંદ્ર સર્વને લઈ દધીચિમુનિના આશ્રમમાં આવ્યા. મુનિએ સર્વને બેસાડયા અને આવવાનું કારણ પૂછ્યું. જે કામ માટે

દેવતાઓ આવ્યા હતા, તે તેઓ મુનિને કહી ન શક્યાં. તેમનાં હાડકાં માગવાનું સાહસ કોઈ પણ કરી શક્યું નહિ. મુનિએ યોગધ્યાનથી તેમની ઇચ્છા જાણી લીધી. તેમણે કહ્યું, “દેવગણ, આજે મારૂં જીવન સફળ થયું. મરી ગયા પછી હાડકાં ધુળમાં મળી અગર આગમાં બળી હતાં ન હતાં થઈ જાત. આજે મારા હાડકાથી; ‘દેવલોક’ અને ઇંદ્રની ગાદીનું રક્ષણ થાય છે. એ મારૂં કેવું નશીબ !”

આ સાંભળી મુનિના શિષ્યો રડવા લાગ્યા. મુનિએ તેમને સમજાવી કહ્યું, “પુત્રો, આજે મારૂં ભાગ્ય ઉઘડયું છે. મરી ગયા પછી માણસનું શરીર કાંઈપણ કામમાં આવી શકતું નથી. પણ મારાં હાડકાં તો દેવલોકો માગી રહ્યા છે, માટે તમારે ખુશી થવું જોઈએ.’

આ પ્રમાણે શિષ્યોને સમજાવી મુનિજી સમાધિસ્થ થયા. શ્વાસોશ્વાસની ક્રિયા બંધ પડી અને અમર આત્મા શરીરમાંથી ઉડી ગયો. આકાશમાંથી ફુલોનો વરસાદ વરસ્યો.

ઇંદ્રે મુનિરાજનાં હાડકાં ‘વિશ્વકર્મા’ ને આપ્યાં, વિશ્વકર્માએ આ હાડકાંનું એક સુંદર હથિયાર બનાવ્યું. આખરે આ હથિયાર વડે વૃત્રાસુર મરણ પામ્યો. ઇંદ્ર અને દેવતાઓ ફરીથી શાંતિપૂર્વક દેવલોકમાં રહેવા લાગ્યા.

બાળકો ! દયાળુ માણસ બીજાનું દુઃખ જોઇ શકતા નથી. પોતાના જીવના જોખમે પણ તેમનું દુઃખ ઓછું કરવાનો પ્રયત્ન કરે છે. ઈશ્વરે આપણને એકબીજાનું ભલું કરવાનેજ જન્મ આપેલો છે. તમારે હંમેશા ધ્યાનમાં રાખવું કે ‘આ જગતમાં પરોપકાર સમાન ધર્મ નથી.’

"સ્ત્રીબોધ"નો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૪ થું.] ડિસેમ્બર, ૧૯૨૩. [અંક ૧૨ મો.



## સરસ્વતી સેવાં.

(રાગ બિભાસ.)

સેવો રે સેવો રે શાણા સરસ્તી સેવો;
મધુર સુખદ એવો મીઠો કો ન મેવો. સેવો રે.

વિદ્યાનો ખજાનો મોટો, જગમાં ન એનો જોટો;
ખરચે ન ખૂટે વ્હાલા, એ તે લાભ કેવો ? સેવો રે.

લૂટારા લૂટે ના જેને, ઠગારા ઠગે ના તેને;
ધૂતારા ન ધૂતે એનો લાભ કાં ન લેવો ? સેવો રે.

ભાઈ નહિ ભાગ માગે, ભાર લગારે ન લાગે;
તસુએ ખસે ના આઘો, જોવા જોગ એવો. સેવો રે.

સમજી સમજી વા'લા, બાળો અને વ્હાલી બાળા;
શીતળ સુખદ શાળા, સ્નેહ ધરી સેવો. સેવો રે.

જગજીવન કાલિદાસ પાઠક.

---

# આંધળી બાળા—લારા બ્રીજમન.

(બાળક માટે ખાસ લખનાર—P. B. M.)

સને ૧૮૨૯ ડીસેમ્બરની એકવીસમી તારીખે અમેરિકા ખંડમાં આવેલા યુનાઇટેડ સ્ટેટ્સના ન્યુહાનોવર ભાગમાં આ બાળા જન્મી હતી. લારા બ્રીજમન જ્યારે બે વર્ષની થઇ ત્યારે તેને સખત તાવ આવ્યો; જે આશરે બે માસ સુધી રહ્યો. આવી ગંભીર બિમારીમાં તેના બે કાનો ને બે આંખો ગુમ થયાં, ને નાનીજ ઉંમરમાં તે બહેરી સાથે આંધળી બની. આથી તે ન ઓળખી શકી પોતાની માતાને કે ન ઓળખી શકી પોતાના બાપ ભાઇ તેમજ બેનને! જો કોઇની પણ ઓળખ પાળખ કરવી હોય તો તે બિચારી પ્રથમ તેને હાથ ફેરવતી ને પછી સગાંસ્નેહીને પણ ઓળખતી.

આવા વખતમાં કુદરતે તેને યાદશક્તિ ઘણી બક્ષી, અને તેથીજ તેણી ભવિષ્યમાં શીખેલી બની. તેના હાથમાં આવતી વસ્તુ તે બારીકીથી તપાસતી ને તે પર વિચાર ચલાવતી. જો તેની માતા કંઇ કામ કરતી તો તેણી પણ આંધળી છતાં તેની માતા શું કરે છે તે હાથમાં લઇ તપાસતી. આવી શક્તિથી તે સાત વર્ષની ઉંમરમાં આંધળી છતાં શીવતાં ને ગુંથતાં શીખી.

આંધળી છતાં આવી રીતે કામ કરવાથી સૌ અચરજ પામ્યાં, ને તેની ખબર દેશદેશ ફેલાઇ ગઇ. ડૉકટર હૉ નામના એક વિદ્વાને જ્યારે લારા વિષે જાણ્યું ત્યારે તે પોતે ન્યુહાનોવર ગયો ને તેનાં માતપિતાને સમજાવી પટાવી બોસ્ટન શહેરમાં જ્યાં આંધળાં બેરાંની સ્કુલ હતી ત્યાં તેને લઇ આવ્યો. આ વખતે તેની ઉંમર આઠ વર્ષની હતી. પ્રથમ તો તેણીને ત્યાં નવું લાગ્યું;

પણ થોડા દિવસમાં તેણી બધામાં પલોટાઇ ગઈ. આ પછી તેણીને શીખવવાનું શરૂ કર્યું.

સૌથી પહેલાં ચપ્પુ, ચમચા રકાબી વગેરે રોજ વપરાતી ચીજો પર ચીઠ્ઠીઓ ચોઢી, આ ચીઠ્ઠીઓમાં ઉપસેલે અક્ષરે તે વસ્તુનું નામ છાપેલું હતું, અને તે લારાના હાથમાં આપતો. તે ઉપરથી તેણી જાણવા લાગી કે આ ચપ્પુ ને આ ચમચો છે તેમજ દરેક વસ્તુમાં ઘણો તફાવત છે. ત્યાર પછી છુટી છાપેલી એવીજ ચીઠ્ઠીઓ તેના હાથમાં આપી, ને તે ઉપરથી તેણી ઓળખવા લાગી કે પેલી વસ્તુ પર જે ચીઠ્ઠીઓ હતી તે એવીજ હતી. જો તેણીને કોઈ એ માટે સવાલ કરતું, તો તે એમ બતાવતી કે જે ચીઠ્ઠી પર કુંચી શબ્દ છાપેલો હોય તે શબ્દ પર હાથ મૂકતી, ને જે પર ચમચો છાપેલું હોય તે ચમચા પર હાથ મુકતી. આવી રીતે જ્યારે તેણી ગોઠવતી, ત્યારે તેનો શીખવનાર હો તેણીનો વાંસો ઠોકી શાબાશી આપતો, ને તેની ઉત્કંઠા પણ તેણીને વધારે શીખવવાની થઈ.

આ પછી હોએ ચીઠ્ઠીને બદલે છુટા છુટા અક્ષર તેણીના હાથમાં મૂક્યા, જેથી તેણી ચમચો, છરી, ચોપડી વગેરે અમુક બાબદ તેથી ગોઠવતી. આથી હો વધારે ખુશી થયો. એક ચોરસ ખાનાવાળું તેણીને પાટીયું આપ્યું; જે એવું હતું કે અક્ષર ઉપર રહે, પણ છેક તેમાં ઉતરી ન જાય ! થોડા વખતમાં તેણી પોતાની મેળે અક્ષરો ગોઠવી શબ્દો ને વાક્યો બનાવતાં તે પાટીઆં પર શીખી. આ પછી હાથનાં આંગળાં ઉપરથી તેણીને શીખવવા માંડયું. જે પણ તેણી થોડા વખતમાંજ શીખી ગઇ. આ સઘળું શિક્ષણ તેણી એક વર્ષમાં શીખી ગઈ. તેણી હવે લખવા પણ લાગી. લખતાં પણ શીખી ને હાથનાં આગળાંની ઇસારતથી વાતચીત પણ કરી શકી !

એક વખતે લારાની મા તેણીને મળવા આવી. લારા જે ઓરડામાં રમતી હતી ત્યાં તે ગઈ, પણ તેને આંખે અપંગ જોવાથી તે બહુ દિલગીર બની. લારાની મા તેણીને જોયાજ કરતી હતી

[illegible] લારા તેને અથડાઇ પડી. જેથી લારા તુરંત ર [illegible] જોવા તેના હાથ પગ તપાસવા લાગી. તેણીએ ઘણું [illegible] મહેનત કરી, પણ તેણી તેને ઓળખી શકી નહિ. છેવટે [illegible] માતાએજ તેને તેની બચપણની એક રમત આપી; પણ તે સહી તેને ઓળખી શકી નહિ. પછી તેની માતાએ એક હાર તેના હાથમાં મૂક્યો જે તેણીના ઓળખવામાં આવ્યો ને [illegible] તપાસ કરવા તે હારને વધારે તપાસવા લાગી, ને હાથની ઇશારતથી જણાવ્યું કે તે આવનાર તેનું કોઇ સગું છે.

આ પછી લારાની માતાનેજ દયા આવી એટલે તેણે તેને આગળ લીધી. પ્રથમ લારા દિલગીર બની કે તેને એક પરાઈ સ્ત્રીએ આગળ લીધી; પણ જ્યારે તેણીએ જાણ્યું કે તે તો તેની માતા છે ત્યારે તે ઝટ ગળે વળગી પડી,ને મા આવ્યાથી ખુશી થઇ છે એમ બતાવ્યું. થોડા વખતે તેઓ છુટાં પડયાં. એ વખતનો દેખાવ ખરેજ દુઃખદાયક હતો.

છેવટે લારા ડૉકટર હોની મહેનતથી લખતાં શીખી. યૂરોપથી એક ગૃહસ્થ ને તેની સ્ત્રીએ જ્યારે તેની મુલાકાત લીધી ત્યારે [illegible]એ પેનસીલથી એક કાગળ પર નીચલા શબ્દો લખ્યાઃ–

" લારા તમારા મેળાપથી બહુ ખુશી છે." આ પછી તેની બીજી સાલે મીસ કાર્પેન્ટર નામની એક પરોપકારી સ્ત્રી મુંબઈમાં આવી, જેણે લારાની ઉપર એક પારસી છોકરી પાસે કાગળ લખાવ્યો હતો. કહે છે કે આ પત્ર તેણે ઘણી સરસ રીતે વાંચ્યો હતો. આ સઘળું લારા બાર વર્ષની ઉમરમાં શીખી ગઈ. એક આંધળી અને બેરી અબળા વાતચીત કરતાં ને લખતાં શીખે એ અજાયબી લાગે છે. પણ આજે દેખતી આંખ ને કાને સાંભળતાં બાળકો કેલવણી નથી લેતાં એ આંખે આંધળાં ને કાને બેરાં કરતાં પણ વધારે અજાયબી છે!

---

# સાચાની જીત–જુઠાની હાર.

( અનુવાદકઃ—સાહલે બફીલી )

કોઈ સમયમાં એક વૃદ્ધ સ્ત્રી હતી. જે ઘણી ગરીબ અને કંગાલ હાલતમાં હતી, તે દળણું દળીને પોતાનું ગુજરાન ચલાવતી. એને માત્ર એક છોકરો હતો જેની ઉંમર આઠ વરસની હતી. છોકરો ઘણો વિવેકી અને ડાહ્યો હતો. મા કહેતી તે પ્રમાણે વરતતો. કદી પણ માની સામો જવાબ ન આપતો. તેની મા જે કામ કરવાનું કહેતી તે તુરત સંભાળપૂર્વક અને ઝડપથી કરતો.

એક દિવસની વાત છે કે, એક માયાળુ સોદાગર જે આ બુઢી સ્ત્રીના ઘરની પાસે રહેતો હતો, તે એની ગરીબ હાલત પર દયા લાવી તેને કહેવા લાગ્યો, "જો તમે તમારા છોકરાને મારી સાથે મોકલો તો હું એને હિંદુસ્તાન લઈ જાઉં. ત્યાં હું એને વેપાર કરવાનું શીખવીશ. જેથી આ છોકરો કોઈ વખતમાં એક સારો હોંશીઆર વેપારી બની જશે." ડોસીએ પ્રથમ તો મોકલવા ના કહ્યું; પણ સોદાગરે તેને બહુ સમજાવી અને કહ્યું કે, "જો તમે તમારા બેટાને મારી સાથે હિંદુસ્તાન મોકલશો તો તમારો આ કંગાલ અને ગરીબ હાલત વેળાસર ટળી જશે. હિંદુસ્તાન મોટો દેશ છે. ત્યાં વેપાર ઘણો સારો ચાલે છે. એટલે તમારો છોકરો થોડા વરસમાં ઘણા રૂપીઆ પેદા કરશે." ડોસી આ વાત ઉપર રાજી થઈ ગઈ અને પોતાના દીકરાને બોલાવી સોંપી દીધો અને કહ્યું કે, " સાંભળ બેટા, હું તને આ સોદાગર સાથે મોકલું છું. એને તું તારા પિતા સમાન ગણજે. એમનો હુકમ સાંભળજે અને તારા ઉપર ગમે તેટલી મુશીબતો અને આફતો આવી પડે

છતાં જુઠું બોલીશ નહીં. હરહંમેશાં સત્ય બોલજે." આ શિખામણ આપી ડોસી પોતાને ઘેર ગઈ. સોદાગર છોકરાને લઈ પોતાને ઘેર આવ્યો અને મુસાફરીની તૈયારી કરી. હિંદુસ્તાન તરફ રવાના થઈ [illegible]ામાં આવી તેણે સર્વે વેપારની ચીજો જે તે ત્યાંથી લા[illegible] બીજા વેપારીઓને વેચી નાખી, અને સારો નફો મેળવી પોતાન દેશ પરત રવાના થયો.

છોકરો સોદાગરની ઘણી સારી ચાકરી કરતો હતો. સોદાગર પચીશ રૂપીઆ તેની માને દર મહીને આપવા લાગ્યો. હવે સોદાગર એમ કરતો કે માલ ભરી જઈ હિંદુસ્તાનમાં વેચી નાખતો. આવી રીતે તેણે ઘણો ફાયદો મેળવ્યો.

એક દિવસ તેણે છોકરાને કહ્યું, " છોકરા, હું હવે એમ ધારૂં છું કે તું હવે જુદો વેપાર કર. તેમાં તને ઘણો ફાયદો મળશે. લે આ એક હજાર રૂપીઆ હું તને ઈનામ આપું છું. એનાથી તું માલ લઈ હિંદુસ્તાન આવ જા કર." છોકરો એ પ્રમાણે કરવા લાગ્યો કેટલાક વખત પછી તે એક મોટો સોદાગરજ બની ગયો. ડોસીનો દીકરો ઘણોજ દયાળુ હતો. તે ગરીબો પર દયા રાખતો અને તેમને બનતી મદદ કરતો. સોદાગરે જ્યારે આ છોકરાને ઘણો દયાળુ અને પ્રમાણિક જોયો, ત્યારે દશ હજાર રૂપીઆ આપી કહ્યું કે, " આ રૂપીઆ હું તારી પાસે અનામત મૂકું છું. જો તારી જીંદગીમાં મારાં સગાંવ્હાલાંઓ પર કાંઈ મુશીબત પડે તો આ રૂપીઆ તેમને આપી દેજે."

એવું બન્યું કે, તે સોદાગર કે જેણે આ છોકરા પાસે રૂપીઆ રાખ્યા હતા તે મરી ગયો. તેના બે છોકરા હતા. આ છોકરાઓને ખરાબ દોસ્તોની સોબત હતી. તે ઘણાજ અવિવેકી, ઉડાઉ અને વ્યસની હતા. માત–પિતાનું કહેવું કદી પણ સાંભળતા નહિ. માત–પિતાના મરણ પછી સર્વ માલમીલકત તેમને હાથ આવી. હવે તેમને કોઈ કાંઈ પૂછવાવાળું નહીં હતું. બધા લોક સમજાવતા હતા, પણ તેઓ કોઈનું પણ કહેવું માનતા નહીં. ગરજાઉ, અને

વ્યસની દોસ્તો હંમેશાં એમની સાથે રહેતા. થોડા વખત પછી તેઓની પાસે એક ફૂટી બદામ પણ રહેવા પામી નહીં. તે છોકરાઓ રોટલાના પણ ઓશીઆળા થઈ ગયા. બે ત્રણ ઘરો હતાં તે પણ વેચાઈ ગયાં. માત્ર તેજ એક નાનકડું મકાન રહી ગયું કે જેમાં તેઓ રહેતા હતા.

જ્યારે એમની સ્થિતિ તદ્દન ખરાબ થઈ ગઈ ત્યારે ડોસીના છોકરાએ એમને બોલાવ્યા, અને કહ્યું-"તમે જે કાંઈ કર્યું તે કર્યું. હવે તોબા કરો તો સારૂં. હું તમને દશ હજાર રૂપીઆ આપું છું, જે તમારા પિતાએ મારી પાસે અનામત મૂકયા હતા." છોકરાઓ તેના કહેવા ઉપર રાજી થઇ ગયા, અને દશ હજાર રૂપીઆ લઈને પોતાના ઘરનો રસ્તો લીધો. ઘેર આવ્યા પછી એમના મનમાં આવ્યું કે "હમારા બાપના બીજા રૂપીઆ પણ એની પાસે હશે, જે એણે આપ્યા નહીં. હવે કોઈ પણ રીતે એની પાસેથી વસુલ કરવા જોઇએ." એમ વિચારી પોત-પોતામાં સંપ કરી તેઓ કચેરીમાં ગયા, અને એક લાખ રૂપીઆનો ખોટો દાવો ડોસીના છોકરા પર માંડયો. ન્યાયાધીશે છોકરાને બોલાવ્યો અને કહ્યું, "તમે એમના રૂપીઆ કેમ દબાવ્યા છે? જે કાંઇ રૂપીઆ નીકળતા હોય તે એમને આપી દો." ડોસીના છોકરાએ કહ્યું, "સાહેબ, હવે એમના રૂપીઆ મારી પાસે નથી. જે કાંઇ હતા તે મેં એમને આપી દીધા છે."વળી બીજી જે કાંઇ હકીકત હતી તે પણ સાફ-સાફ કહી દીધી. એ સાંભળી ન્યાયાધીશે સોદાગરના છોકરાઓને બોલાવી કહ્યું, "તમારી પાસે રૂપીઆ બાબતના કાંઇ પૂરાવા છે? અગર આ વિષેનો તમારા બાપનો કાંઈ દસ્તાવેજ છે?" છોકરાઓએ ના કહી. આથી ન્યાયાધીશે કહ્યું, "તમારો દાવો તદ્દન જુઠો છે અને તે દશ હજાર રૂપીઆ જે ડોસીના દીકરાએ તમને આપ્યા છે તે પણ પાછા આપવા પડશે. કેમકે તેનું પણ તમારી પાસે કાંઇ લખાણ નથી." ન્યાયાધીશે સોદાગરના છોકરાઓ ઉપર દશ હજારના ડીક્રી કરી દીધી અને તેમને બંધીવાન કરી કેદ-ખાનામાં મોકલી દીધા.આથી તેઓ પોતાના ખોટા કામ માટે ઘણુંજ

દિલગીરી અને પસ્તાવો કરવા લાગ્યા. ડોસીના દીકરાને દયા આવી એટલે તેણે તેઓને કેદમાંથી છોડાવ્યા અને પછી કહ્યું કે, "હવે કદિ જુઠું બોલશો નહી. હું આ દશહજાર રૂપીઆ બીજા તમને આપું છું. એથી તમારો વ્યવહાર શાંતીથી ચલાવો."×

---

## રાજકુમારોની પરીક્ષા.

એક રાજાને ત્રણ કુંવર હતા. એ રાજા ઘરડો થયો ત્યારે તેણે પોતાના કુંવરોને બોલાવીને કહ્યું, કે "જુઓ હવે હું ઘરડો થયો છું. એક દિવસ તમારી ઉપર રાજકાજનો બધો ભાર આવી પડશે. માટે પરદેશ જઇને દુનિયાના કાંઈ રંગઢંગ શીખી આવો." પછી પિતાની રજા લઈને તે ત્રણે રાજકુમારો પરદેશની જાત્રા કરવા નીકળ્યા. ઘણા દિવસો સુધી આમ તેમ ભટકીને તેઓ પોતાની રાજધાની તરફ પાછા આવવા લાગ્યા. રસ્તામાં એક નાનું સરખું ગામ આવ્યું. એ ગામની બહાર ઝુંપડીમાં એક ડોશી તેની એક છોકરી સાથે રહેતી હતી. છોકરીનું નામ ચન્દ્રમુખી હતું. ચન્દ્રમુખી ચંદ્રમાના જેવી સુન્દર હતી. તેને જોઇને તે ત્રણે રાજકુમારો તેની સાથે લગ્ન કરવાને માટે અંદર અંદર લડવા માંડયા, એટલુંજ નહિં, પણ તલવારો મ્યાનમાંથી નીકળી પડી અને ઘા ઉપર ઘા પડવા લાગ્યા.

તે ગામમાં એક જાદુગર રહેતો હતો. આ તકરારની બુમો સાંભળીને તે પોતાના ઘરની બહાર નીકળ્યો, અને જ્યાં તલવારો

---

× ઉર્દૂ ઉપરથી.

ચાલી રહી હતી ત્યાં આવી પહોંચ્યો. તેણે રાજકુમારોને બહુ બહુ સમજાવ્યા, પટાવ્યા; પણ તેઓ લડતા બંધ થયા નહીં. ત્યારે તેણે ક્રોધ કરીને કહ્યું, "લ્યો હું એ છોકરીને દેડકી બનાવી દઉં છું.તમે હવે કોની સાથે વિવાહ કરશો ?" આમ કહેતાંની સાથે તે છોકરી દેડકી થઇ ગઇ, અને કુદકો મારીને પાસેના પાણીથી ભરેલા ખાડામાં ચાલી ગઈ. જાદુગરની આવી કળા જોઇને રાજકુમારો બી ગયા અને લડવાનું બંધ કરીને જાદુગરની પાસે ક્ષમા માગવા લાગ્યા. જ્યારે તેનો ક્રોધ શાંત થયો ત્યારે તેઓ પોતાના નગર તરફ રવાના થયા.

પોતાના પુત્રો યાત્રા કરીને આવ્યા જાણીને રાજા બહુજ ખુશી થયો. કેટલાક દિવસો પછી રાજાએ ફરીવાર પોતાના પુત્રોને બોલાવ્યા અને કહ્યું, "જુઓ, તમે સૌ ભણીગણીને હોંશિયાર થઇ ગયા છો. વળી દેશપરદેશ પણ ફરી આવ્યા છો. હું તમારા ત્રણે ઉપર સરખો પ્રેમ રાખું છું; પણ રાજ્ય તો તમારા ત્રણમાંથી એકનેજ મળી શકશે માટે હું તમારી પરીક્ષા લેવાને ચાહું છું. તેમાં જે પાસ થશે તેને મારી પછી આ રાજ્ય મળશે. પહેલી પરીક્ષા તરીકે તમે એક તાકો કપડાનો લઇ આવો. એ તાકો એવો લાવો કે મારી વીંટીમાથી નીકળી જાય."

પછી રાજાની રજા લઇને ત્રણે રાજકુમારો એવા કપડાના તાકાની શોધ કરવા નીકળી પડયા. બે મોટા રાજકુમારોએ પોતાની સાથે કેટલાક નોકર લઈ લીધા; પણ નાનો રાજકુમાર તો એકલોજ ચાલી નીકળ્યો. તે બધા ચાલતાં ચાલતાં એક એવે સ્થાને પહોંચ્યા કે જ્યાંથી કેટલાક રસ્તાઓ નોખા જતા હતા. બે મોટા ભાઈઓએ ત્યાંથી એક સારો રસ્તો પકડયો. પણ નાનો રાજકુમાર તો જે બાજુ નિર્જન જંગલ હતું તે બાજુ રવાના થયો. બંને મોટા ભાઇઓ ચાલતા ચાલતા એક મોટા નગરમાં પહોંચ્યા ત્યાં જઇને તેમણે ઢાકાની પ્રસિદ્ધ મલમલના તાકાઓ લીધા, કે જે તોલમાં પણ બહુજ ઓછા હતા. આ બાજુ નાનો ભાઇ જંગલની બીજી

બાજુ એક નદી વહેતી હતી ત્યાં ગયો.તેના પુલ ઉપર બેસી વિચાર કરવા લાગ્યો કે કયાં જાઉં કે મારૂં કામ સિદ્ધ થાય? આ જોઇને એ નદીને કિનારેથી એક દેડકી બોલી, "રાજકુમાર, શી બાબતની ચિંતા કરો છો ? કહો તો ખરા, શું છે ?"

દેડકીને બોલતી જોઇને પહેલાં તો રાજકુમારને અચંબો થયો. પણ સાહસ કરીને તે બોલ્યો, "શું કહું ? તમે તમારૂં કામ કરો. તમે મારી ચિંતા દૂર કરી નહિ શકો." દેડકીએ કહ્યું, "એવું શું કહો છો? હું જાણું તો ખરી કે તમારી શી વાત છે?" રાજકુમારે કહ્યું, "મારે કપડાનો એક એવો તાકો જોઇએ કે જે મારા પિતાની વિંટીમાંથી નીકળી જાય." આ સાંભળી દેડકી નદીમાં કુદી પડી અને મોઢામાં એક રૂમાલ લઇને બહાર નિકળી આવી. તેને કિનારા ઉપર રાખીને તેણે કહ્યું, "રાજકુમાર, આ કપડું તમે લઈ જાઓ. એ વિંટીની અંદર ઠીક સમાઇ જશે."

રાજકુમારે તે કપડું લઈ લીધું અને દેડકીને ધન્યવાદ આપીને રાજધાની તરફ પાછો ફર્યો. તે બરાબર એવે વખતે પહોંચ્યો કે જ્યારે તેના બીજા ભાઇઓ પણ કપડાં લઇને પાછા આવ્યા હતા. રાજાની પાસે જઇને મોટા રાજકુમારોએ પોતાનાં કિંમતવાન કપડાં સામે ધર્યાં. પણ નાનો ભાઇ ચુપચુપ બેસી રહ્યો. જ્યારે રાજાએ તે કપડાંઓને લઇને વિંટીમાંથી કાઢવા માંડયાં ત્યારે એક પણ તાકો તે વિંટીમાંથી નીકળી શકયો નહિ. પછી નાના છોકરાએ પોતાનો રૂમાલ રાજાને આપ્યો, ત્યારે તે બરાબર નીકળી ગયો. પછી રાજાએ કહ્યું, "હવે બીજી પરીક્ષા સાંભળો. એક એવો કુતરો લઇ આવો કે તે દાડમની છાલની અંદર સમાઇ જાય." પછી રાજાની રજા લઇને ત્રણે કુમારો એવા કુતરાની શોધમાં નીકળી પડયા. પ્રથમ ત્રણે સાથે ચાલ્યા; પણ થોડેક ગયા પછી દરેક જુદા જુદા રવાના થયા. નાનો રાજકુમાર તો પહેલાને રસ્તેજ થઇને નદીના પુલ ઉપર જઇને બેઠો. જ્યારે દેડકીની નજર તેના ઉપર પડી ત્યારે તેણે પૂછયું, "કહો, હવે શેની જરૂર પડી છે?"

રાજકુમારે કહ્યું, "રાજા એક એટલો નાનો કુતરો માગે છે કે જે દાડમની છાલની અંદર સમાઇ જાય." આ સાંભળીને દેડકી નદીની અંદર કુદી પડી, અને થોડી વારે અંદરથી એક દાડમ લઇને નીકળી અને તેને કિનારા ઉપર મુકી બોલી, "આ લઈ જાઓ; એને સાવચેતીથી કાપજો."

દેડકી ઉપર રાજકુમારનો વિશ્વાસ બેસી ગયો હતો, તેથી તેણે કાંઈ પણ બોલ્યા વગર તે દાડમ લઇ લીધું અને ઘર તરફ ચાલવા માંડયું. જ્યારે તે રાજમહેલમાં પહોંચ્યો ત્યારે તેના ભાઇ પણ આવી પહોંચ્યા હતા. તેઓ તેની સાથે ચીનના નાના કુતરાઓ લઇ આવ્યા હતા. સૌ દરબારમાં આવ્યા અને કુતરાઓની તપાસ શરૂ થઈ, ત્યારે તેમાંથી એક પણ એવો કુતરો ન નીકળ્યો કે જે દાડમની છાલની અંદર સમાઈ જાય. ત્યારે રાજાએ નાના રાજકુમારની સામું જોયું. તેણે પોતાનું દાડમ લઇને રાજાની આગળ ધર્યું, અને કહ્યું કે, "આને સાવચેતીથી કાપજો." રાજાએ એક પાણીદાર ચપ્પુથી તે દાડમ કાપ્યું, કે તરત તેમાંથી એક નાનો કુતરો નીકળી પડયો, અને રાજાના હાથ ઉપર રમવા લાગ્યો. આ દેખીને રાજા બહુજ ખુશી થયો.

તેણે કહ્યું, "હવે છેલ્લી પરીક્ષા બાકી છે. તમારામાંથી જે પોતાની રાણી બનાવવાને માટે સૌથી વધારે સુન્દર કન્યા શોધી લાવશે તેને હું મારૂં રાજ્ય આપીશ."

પછી ત્રણે રાજકુમારો સુન્દર કન્યાની શોધમાં નિકળી પડયા. બે મોટા રાજકુમારો તો એક આથેના પ્રસિદ્ધ નગરમાં ગયા. પણ નાનો ભાઇ તો તે જ નદીના પુલ ઉપર જઈને બેઠો. દેડકીએ તેને જોતાંજ પુછયું, કે "કહો રાજકુમાર, વળી શી અડચણ આવી છે?" રાજકુમારે કહ્યું, "મારે મારી રાણી બનાવવાને માટે એક એવી સુંદર કન્યા જોઇએ છે કે મારા ભાઇઓ જે કન્યા લાવે તેના કરતાં તે કન્યા વધારે સુન્દર હોય." દેડકીએ કહ્યું, "એમાં શી મોટી વાત છે? તમે રાજધાનીમાં જાઓ. તમે ત્યાં નહિ પહોંચો તેટલામાં તે આવી પહોંચશે."

આ સાંભળીને રાજકુમાર તુરતજ ઘર તરફ રવાના થયો. જ્યારે તે રાજધાનીમાં પહોંચ્યો, ત્યારે તેની પાછળ વાજાં વાગવાનો અવાજ સંભળાયો. તે તેને જોવાને માટે પાછો ફરીને ઉભો રહ્યો તો તેને પોતાની તરફ એક પાલખી આવતી જણાઈ. તે પાલખી પાસે આવી, ત્યારે તેને તેમાં નદીવાળી દેડકી બેઠેલી જણાઈ. રાજકુમારે પૂછ્યું, "ક્યાં જાઓ છો?" એટલામાં તે દેડકી એક સ્વરૂપવાન કન્યા થઈ ગઈ. કન્યાને જોઈને રાજકુમાર બહુજ ખુશી થઇ ગયો. કેમકે તે એજ કન્યા જણાઇ કે જેને માટે પહેલાં ભાઇઓના સાથે તરવારો ચાલી હતી. રાજકુમારે કહ્યું, "અહા! તમેજ મને મદદ કરી? કહો તો ખરાં કે તમે એ કેવી રીતે કરી શક્યાં?" તે કન્યાએ કહ્યું, "તે જાદુગરની દયાથી." પછી રાજકુમાર એ કન્યાને લઈને સીધો દરબારમાં ગયો. ત્યાં તેના મોટા ભાઇઓ પહેલાંથી પહોંચી ગયા હતા. તે પણ સુન્દર કન્યાઓ પોતાની સાથે લાવ્યા હતા અને તે તેની પાસે બેઠી હતી. જ્યારે નાનો રાજકુમાર દરબારમાં પહોંચ્યો, ત્યાર તેની સાથેની કન્યાની સુન્દરતા જોઇને બધા દરબારીઓ ચકિત થઈ ગયા. રાજા સિંહાસન ઉપરથી ઉઠીને તે બન્નેને હેતથી ભેટયો, અને નાના રાજકુમારનું તે કન્યા સાથે લગ્ન કર્યું તથા તેને રાજ્યના સિંહાસન ઉપર બેસાડયો. રાજાએ કહ્યું, "તું મારી પરીક્ષામાં પાસ થયો છે. હવે તું તારા મોટા ભાઇઓને સાથે રાખી રાજકાજ ચલાવજે, અને પ્રજાનું પાલન રૂડી રીતે કરજે."*

બહેન કાશી દેવચંદ.

---

* હિન્દી "બાલસખા"માંની એક વાતનો અનુવાદ. આ અનુવાદ કરનાર બેન બાર વર્ષની છે, ને તેણે અમારી સમક્ષ આ અનુવાદ કર્યો છે.

મંત્રી.

# મધુમાલતી

[ લેખક—બેન વિશાખા મનુભાઇ નંદશંકર મહેતા.]

પરીઓના દેશમાં મધુમાલતી નામની એક આનંદી છોકરી રહેતી હતી. તે હંમેશ બહુજ રમુજ કરતી, તેથી પરીઓને પણ બહુજ વ્હાલી હતી.

\+ + + + +

એક વખત તે પરીને મળવા ગઇ તે પરીનું નામ મધુરી હતું. મધુરીએ મધુમાલતીને કહ્યું કે: " મધુ ! મારે તને એક કામ સોંપવું છે, તે આજ રાત્રી સુધીમાં તું જરૂર પૂરૂં કરજે. જોજે ભૂલીશ નહિ હો ! નહિ તો બૂરૂં પરિણામ આવશે."

મધુમાલતીએ પૂછયું: " એવું તે શું કામ છે ?"

મધુરીએ કહ્યું: " આજે રાત્રે સાડાઆઠ વાગે બે પુષ્પ-માળા કે જે તેં તારે હાથેજ ફૂલ ચૂંટીને બનાવેલી હોય, એવી તૈયાર રાખજે."

મધુમાલતીએ કહ્યું: " સારૂં."

\+ + + + +

રાત્રિના આઠ વાગ્યા પણ મધુ તો બધું ભૂલી ગઇ. તેણે તો ફૂલ પણ ચૂંટેલાં નહિ, અને રમતી હતી. સાડાઆઠ વાગ્યા એટલે તરતજ પરીએ આવીને માળા માગી. પણ મધુએ તો બનાવી નહોતી તેથી ગભરાઈ ગઇ અને જવાબ આપી શકી નહિ.

\+ + + + +

રાતના બે વાગે મધુ નિદ્રામાં પડી હતી ત્યારે પરી આવી. તે રડતી હતા. કારણકે તેની મધુ હવે સ્વર્ગમાં જડરૂપે રહેવાની હતી. પ્રભુ ત્હેના પર ગ્હીડાયા હતા. તેમણે મધુની પરીક્ષા કરી જોઈ હતી. પરીએ આવી મધુને સાત ચુમ્બનો કર્યાં તેવાંજ ત્યાં એક વેલ પર સાત મધુમાલતીનાં ફૂલ થઈ ગયાં.

\+ + + + +

બાળા મધુમાલતી કયાં ગઇ તે તો પ્રભુ જ જાણે ! ! !

## બાળકો માટે—
## રામાયણની વાતો.

### ૧૨—દશરથનું મરણ અને ભરતનો રોષ.



એક તરફથી રામચંદ્રજી સીતા અને લક્ષ્મણની સાથે પંચવટીમાં મહુલી બનાવીને રહ્યા. બીજી તરફથી રામચંદ્રજીની રજા લઇ પંથે પળેલા સારથિ સુમંત્ર રથ હાંકતા હાંકતા અયોધ્યાની પાસે આવી પહોંચ્યા. આ વખતે ત્રીજો પહોર થયો હતો. સુમંત્રે વિચાર કર્યો, કે જો અત્યારે હું દરવાજામાં પેસીશ તો લોકો મને રસ્તામાં જ ઉભો રાખીને રામચંદ્ર વગેરેની ખબર પૂછવા વીંટળાઇ વળશે. એ વખતે તેમને હું શું મોઢું લઇને જવાબ આપીશ કે તે બધાં તો વનમાં ગયાં અને હું પાછો આવ્યો ? આથી લાજનો માર્યો તે નગરની બહાર રહ્યો અને જ્યારે અંધારૂં થયું ત્યારે દરવાજામાં પેઠો. રાજમહેલ આગળ રથ આવી પહોંચ્યો કે તરતજ પૈડાંનો ગડગડાટ સાંભળી મહારાજા દશરથ તેમની રાણીઓ સાથે બહાર આવી ઉભા.

મહારાજાએ જ્યારે રથને ખાલી જોયો ત્યારે તેઓ “હે રામ ! હે રામ !” કહીને બેભાન થઈ ધરતી ઉપર ઢળી પડયા. સુમંત્રે તેમને ઉંચકી બેઠા કર્યા, અને સાવધાન કરી મહેલમાં લેઈગયા. મહારાજાને જ્યારે શુદ્ધિ આવી ત્યારે તેમણે સુમંત્રને પૂછ્યું કે, “પિતાના પરમભક્ત—ધર્માત્મા રામચંદ્ર ક્યાં છે ? મારી લાડકવાઈ પુત્રવધૂ જનકનન્દિની સીતા ક્યાં છે ? અને રામચંદ્રના વહાલા ભાઈ લક્ષ્મણ ક્યાં છે ?” આ વખતે સુમંત્રનો

જીવ પણ ગભરાઇ ગયો અને તેમની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. પછી ઘણી મહેનતે સુમંત્રે ત્રણે જણના ગંગા નદીના કિનારા સુધી પહોંચવાના સમાચાર મહારાજા દશરથ આગળ નિવેદન કર્યા. મહારાજા તો હવે શોકસાગરમાં પુરેપુરા ડુબી ગયા. બધાંએ તેમને બહુ બહુ સમજાવ્યા,ઘણાએ દિલાસો આપ્યો; પરન્તુ તેમના મનને કશાથીએ શાંતિ વળી નહિ. તેમણે તો આખી રાત રામચંદ્ર, લક્ષ્મણ તથા સીતાને સંભાર સંભાર કર્યાં, તેમને એટલું બધું દુઃખ હતું કે તેમણે શોકમાં ને શોકમાં પોતાની દેહ છોડી.

મહારાજાનો કાળ થવાને લીધે ભરત તથા શત્રુઘ્નને બોલાવવા માટે માણસ મોકલવામાં આવ્યો. આ દૂત જે દિવસે ભરતને મોસાળ પહોંચ્યો, તેની પહેલીજ રાતે ભરતને એક ભયાનક સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં મહારાજા દશરથ મેલાં વસ્ત્ર પહેરીને માથાના વાળ છૂટા રાખી પર્વતના શિખર પરથી નીચે છાણના કુંડમાં પડી ગયા હતા. પછી તેમનું માથું કપાઈ ગયેલું દેખાયું અને તેઓ તેલની કઢાઇમાં ડુબકી મારવા લાગ્યા. સ્વપ્નમાં સમુદ્રનું પાણી સુકાઇ ગયું દેખાતું હતું, ચંદ્રમા પૃથ્વી પર પડી ગયો હતો, જગતમાં સર્વત્ર અંધકાર ફેલાઇ રહ્યો હતો, ધરતીમાં જગાએ જગાએ ફાટ પડી ગઇ હતી અને ઝાડ પણ સૂકાઇ ગયાં હતાં. પછી ભરતે સ્વપ્નમાં મહારાજા દશરથને લોહીની નદીમાં વહેતા જોયા. અને વળી થોડી વારે મહારાજા કાળાં વસ્ત્ર પહેરી ગધેડાના રથમાં બેસી દક્ષિણ દિશામાં ચાલ્યા જતા દેખાયા. પછી તેમને એક રાક્ષસી જોરથી પકડીને ઘસડી જતી દેખાઇ. આવા દેખાવ દેખતાં દેખતાં ભરતની આંખ ઉઘડી ગઇ. તેનો જીવ ગભરાવા લાગ્યો અને જેમ જેમ દિવસ ચઢતો ગયો તેમ તેમ તેઓ વધારે ગમગીન થવા લાગ્યા. તેમનું મુખ પણ ફીકું પડી ગયું હતું.

ભરતને આવી રીતે ઘણાજ ઉદાસ જોઇને તેમના એક મિત્રે પૂછ્યું કે, "આપ આટલા બધા ચિન્તાતુર કેમ દેખાઓ છો ? કહો તો ખરા કે આપને શું કષ્ટ છે ?" ભરતે જવાબ આપ્યો

કે, "ભાઈ! શું કહું? આજ આખી રાત મને ખરાબ સ્વપ્ન આવ્યું છે. મને તો એમ જણાય છે કે તેના ફળ તરીકે કાંતો મહારાજા દશરથ અથવા રામચંદ્ર અથવા લક્ષ્મણ એ ત્રણમાંથી નક્કી એકનું મરણ થશે. આ કારણથી દુઃખને માર્યે મારે ગળે શોષ પડે છે અને જીવને અમુઝણ થાય છે."

આ પ્રમાણે વાતચીત થઈ રહી હતી એટલામાં અયોધ્યાનો માણસ કેકેય રાજાને મળીને ભરતની પાસે ઓચિંતો આવી પહોંચ્યો, અને કહેવા લાગ્યો, "મહારાજકુમાર, આપના કુળગુરૂ પુરોહિત વસિષ્ઠે તથા મંત્રીઓએ આપને એકદમ ત્યાં બોલાવ્યા છે. તેમણે કહાવ્યું છે કે ઘણું અગત્યનું કામ છે, માટે આપે જરાપણ વિલંબ કરવો ન જોઇએ."

દૂતની આવી અચકાતી બોલીમાં પોતાને જલદી બોલાવવાનું સાંભળી ભરત વધારે ગભરાયા અને દૂતને પૂછવા લાગ્યા કે "મને કહો તો ખરા કે મહારાજા ખુશીમાં છે? મોટાભાઈ રામચંદ્ર તથા લક્ષ્મણ તો આનંદમાં છે ને? કૌશલ્યા, સુમિત્રા વગેરે માતાઓ પ્રસન્ન છે? મારાં માતુશ્રી કૈકેયી મઝામાં છે કે? જતી વખતે બધાંએ તમને શું કહ્યું છે? બધું સ્પષ્ટ સ્પષ્ટ કહો." દૂતે જવાબ આપ્યો, "બધાં ખુશી આનંદમાં છે. આપને જલ્દી બોલાવ્યા છે. માટે આપે હવે જરા પણ ઢીલ કર્યા વગર રથ મંગાવવો જોઇયે."

ભરત પોતાના મામા તથા દાદાની રજા લેઈ રથમાં બેસી અયોધ્યા તરફ વિદાય થયા. રસ્તામાં પણ ભરતને અપશુકન થવા લાગ્યા એટલે તેઓ ઘણાજ ગભરાયા. અયોધ્યા પહોંચતાં પહોંચતાં તેમને સમય ભારે થઈ પડયો. જ્યારે અયોધ્યામાં પેઠા ત્યારે તેઓ દૂતને કહેવા લાગ્યા કેઃ—"આ સુંદર અયોધ્યા તો હાય, ઉજડ જેવું દેખાય છે. અહીં પહેલાં તો ઉત્સવનાં વાજાં વાગતાં હતાં, પણ આજ તો કંઇ અવાજ પણ કાનને પવિત્ર કરતો નથી. અરે! અહીં તો બધું શૂન્યમુન્ય છે. રસ્તા પણ સાફ કર્યા વગરના છે. બધાં માણસના મુખપર ઉદાસી છવાઈ રહી છે!

કહો તો ખરા કે શું બન્યું છે ?"

એમ આશ્ચર્ય કરતાં કરતાં તેઓ રાજમહેલ પાસે આવ્યા. રથમાંથી ઉતરીને માંહી ગયા તો મહારાજા પોતાના હંમેશના સ્થાનપર ન મળે. વિચાર થયો કે માતા કૈકેયીના આવાસમાં હશે, એટલે ત્યાં ગયા.

ભરત જેવા સાધુ પુરૂષને શી ખબર કે પોતાની માતા કૈકેયીનાં કારસ્તાનને લીધે રામચંદ્ર, લક્ષ્મણ તથા સીતા વનમાં ગયાં છે અને મહારાજા દશરથનો દેહાન્ત થયો છે ? ભરત તો ભોળપણમાં એમજ સમજતા હતા કે એજ અયોધ્યા હતી અને એજ રાજ્ય હતું. ખેદની વાત છે કે મહેલમાં આવ્યા તો પણ કોઇએ તેમને ખરી હકીકત ના કહી. ભરતને જરાએ ખ્યાલ ન હતો કે ખરી હકીકત સાંભળીને મારે ચોધાર આંસુ ઢાળવાં પડશે."

હવે ભરત પોતાની માતા પાસે ગયો. કૈકેયીએ ઘણે દિવસે પોતાના પુત્રને પાસે આવતો જોઈ પ્રેમભરી રીતે તેને આવકાર આપ્યો. ભરતે પોતાની માતાને નમન કર્યું અને કૈકેયીએ તેને છાતી સરસો ચાંપ્યો. રાણીના પૂછવાથી ભરતે પોતાના મોસાળના કુશળ સમાચાર કહ્યા અને પછી ગભરાતાં ગભરાતાં પૂછયું, "માતુશ્રી ! મને કહો તો ખરાં કે મને જલ્દી કેમ પાછો બોલાવ્યો ? પિતાજી ક્યાં છે એ પણ મને કહો. મારે તેમને પગે પડવું છે. ઘણા દિવસ થયાં મેં તેમનાં દર્શન કર્યાં નથી !"

રાણી કૈકેયીએ જવાબ આપ્યો કે "બેટા ! મહારાજા તો જ્યાં બધાંને વહેલું મોડું જવાનું છે ત્યાં પધારી ગયા છે."

આ શોક સમાચાર સાંભળતાંજ ભરત "હાય ! હાય !" કરતા બેહોશ થઇ ગયા. એમ તો ભરત ઘણાજ બહાદુર તેમજ ધીરજવાળા હતા; પરન્તુ પિતાના મરણનું દુઃખ અસહ્ય હતું. થોડી વાર પછી જ્યારે તેમને શુદ્ધિ આવી ત્યારે તે બોલ્યા કે "મારી પાસે તો મહારાજાએ એવા સમાચાર કહાવ્યા હતા કે

'હું રામચંદ્રને રાજગાદી આપીને બાકીનું આયુષ્ય ઈશ્વર ભજનમાં ગાળીશ.' આ સાંભળીને હું ઘણો ખુશી થયો હતો; કારણકે ભાઈ રામચંદ્ર રાજા થશે અને હું તેમની સેવા કરીશ એ મારો વિચાર હતો. પણ અરે ! અહીં તો મહારાજા મરણ પામ્યા છે.! મારા હૃદયના ટુકડેટુકડા થઇ જાય છે. પિતાજીને એવો શો વ્યાધિ થયો હતો કે મને ખબર પણ મળે તે પહેલાંજ તેમણે શરીર ત્યજી દીધું ? "

ભરતની આંખોમાં હવે ચોધાર આંસુ વહી રહ્યાં છે. તેઓ ફરી પાછા વિલાપ કરવા લાગ્યા કે, " રામચંદ્ર મ્હોટા ભાગ્યશાળી કે તેમણે પિતાજીની મરતી વખતે સેવા કરી. અરે ! હાલ હું માતા કૈકેયીના આવાસમાં છું એવી પિતાજીને ખબર પણ નથી; જો હોય તો જરૂર તેઓ મને મળવા આવત.હવે પિતાજી વગર સ્નેહભરી રીતે મારા શરીર પર કોણ હાથ ફેરવશે ?" આમ વિલાપ કરતાં કરતાં ભરત ફરી બેહોશ થઇ ગયા. પછી થોડી વારે જ્યારે તેમને ભાન આવ્યું ત્યારે પોતાની માને પૂછવા લાગ્યા કે "મારા માથાના મુગટ મહારાજા રામચંદ્ર ક્યાં છે ? તેમને મારી અહીં આવવાની ખબર તો આપો ! ધર્મની રીત એવી છે, કે મોટાભાઈ બાપની સમાન ગણાય અને તે હું સારી પેઠે જાણું છું. હવે એ મારા માલિક છે એટલે મારે જઇને એમને ચરણે નમન કરવું જોઇએ."

કૈકેયીએ કહ્યું, " બેટા, રામચંદ્ર તો સીતા અને લક્ષ્મણની સાથે તપોવન ગયા છે. " ત્યારે ભરતે કહ્યું, " હે ! રામચંદ્રે શું પાપ કર્યું કે તેમને વનમાં મોકલી દીધા ? "

કૈકેયીએ કહ્યું " એમણે કોઈ પણ પાપ તો નથી કર્યું; પણ મેં તેમના રાજગાદીના સમાચાર સાભળ્યા એટલે મહારાજા પાસેથી તમને રાજગાદી, અને રામચંદ્રને ૧૪ વર્ષ વનવાસ, એમ બે વરદાન માગી લીધાં; એટલે રામચંદ્ર તો વનમાં ગયા, અને તેમના વિયોગથી મહારાજાએ દેહ મૂકી. તેમણે રાજગાદી તમને

સોંપી છે." આ હકીકત સાંભળીને ભરતને દુઃખની સાથે સાથે ક્રોધ પણ ચઢયો. તે બોલી ઉઠયા, "અરે! રામચંદ્ર વગર મારે તે રાજ્ય શું કરવું છે? અરે દુષ્ટા, હવે કેમ દાઝયા પર ડામ દે છે? તમારે લીધે એક તો મહારાજાનું મરણ થયું અને વળી રામચંદ્રને જોગીના વેશમાં વનવાસ જવું પડયું! હે સ્વાર્થાંધ! તમે તો આપણું સત્યાનાશજ વાળી દીધું. તમે પાપ કરવામાં તો જરા પણ બાકી રાખી નથી. પરંતુ હું તમારા મનોરથ પૂરા નહી થવા દઉં. તમને પીડા કરવાને માટેજ હું હવે વનમાં જઈને રામચંદ્રને બોલાવી લાવી તમારી સમક્ષજ તેમને રાજા બનાવીશ. તે વખતે હું જોઇશ કે તમે શું કરો છો? વળી તમારી સમક્ષજ હું રામચંદ્રનો સેવક બની તેમની ચાકરી કરીશ. હે પતિઘાતિની માતા! તમે મને એકલાને નહીં પણ આખી અયોધ્યા નગરીને દુઃખ દીધું છે. એને લીધે જરૂર તમારે નર્કવાસ ભોગવવો પડશે." (ચાલુ.)

---

## તર્કશક્તિની ખીલવટ.

[સૂચનાઃ—આના જવાબ ૧૬ વર્ષ સુધીના કોઇ પણ બાળકને આપવાની છૂટ છે. મોટાંએ તેને મદદ કરવાની મનાઈ છે.]

---

એક સ્ત્રી ઘેરથી અમુક સોપારી લઇ મંદિરોએ દર્શન કરવા ચાલી. પોતાની પાસે જેટલી સોપારી હતી, તેમાંથી અર્ધી તે દેવ આગળ મૂકી અને એક સોપારી પૂજારીને આપી બીજે મંદીર ગઈ. ત્યાં પણ પોતાની પાસે બાકી રહેલમાંથી અર્ધ સોપારી મૂકી અને એક પૂજારીને આપી, અને જે બાકી રહી તે લઇ ત્રીજે મંદિર ગઈ. ત્યાં પણ વધેલનો અર્ધ ભાગ મૂકી, પૂજારીને એક સોપારી આપી ઘરભણી વળી. ત્યારે તેના હાથમાં

માત્ર ૩ સોપારી રહી. કહો તે કેટલી સોપારી લઇને નીકળેલી, અને દરેક મંદિરે તેણે કેટકેટલી મૂકી ?

* * * * *

દશની અંદરની સંખ્યા આવે તેટલા કુલ છોકરા હતા. તેમની બે ટોળી રમત રમતી હતી. પહેલી ટોળી વાળાએ બીજી ટોળી વાળાને કહ્યું, કે જો તમે તમારામાંથી આ ટોળીમાં એક છોકરાને મોકલો તો આપણે બંને ટોળીમાં સરખા થઇએ. તેના જવાબમાં બીજી ટોળીવાળો કહે કે અમારે તો તમારાથી ત્રણ-ગણા થવું છે; માટે તમારામાંથી એક છોકરો આપો. કહો તે બંને ટોળીમાં કેટકેટલા છોકરા હશે ?

* * * * *

નીચેની સમસ્યાનો ઉત્તર આપોઃ—

વાસ છે વૃક્ષોમાં પણ પક્ષીની નહિ જાત તે.
શય્યા ઘાસતણી પણ તપધારી કહેવાય ના.
કાંતિ સુવર્ણ સમાન પણ નક્કી હેમ ગણાય ના.
રાય ને રંક પણ તેનાં, દર્શનથી ખૂશ થાય છે.

* * * * *

ભાઇઓ અને બ્હેનોનું ટોળું એક રસ્તા પર થઇને જતું હતું. તેમાંથી બે જણે રસ્તા પરના આંબે કેરી દીઠી. તે લેવા માટે દોડયા નહિ, પણ બીજા બે જણ લેવા દોડયા. લેવા દોડયા તેણે લીધી નહિ, પણ બીજા એચે લીધી. લીધી તેણે ખાધી નહિ, પણ ખાધી બીજા એક બાળકે, પણ માર તેણે ન ખાધો, તે તો બીજાને પડયો; પરંતુ રડવાનું કામ તેણે ન કર્યું, તે કામ તેની બે બહેનોએ કર્યું; પણ તેનાં આંસુ તેના બીજા બે ભાઇઓએ લોયાં. કહો આ ભાઈબહેનો તે કોણ અને તે બધાના આખા ટોળાનું નામ શું ?

લી૰ તમારો ભાઈબંધ
દેવશંકર પંડયા.